

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा

वर्ष १ लुं. पुस्तक २ जुं.

# હિન્દના હીરા.

( મહાત્મા ગાંધીજી, દેશબન્ધુદાસ, મૌલાના મહમ્મદઅલી, હકીમ અજમલખાન, વાજિદ અલીખાનજી. )

સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા માટે તૈયાર કરાવી–

પ્રસિદ્ધકર્ત્તાઃ—લાભશંકર જીવરાજ જોશી.
ખાડિયા, દેસાઈની પોળ—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૧૦૦

સંવત ૧૯૭૮. ઈ. સ. ૧૯૨૨.

વાર્ષિક ફાળે મૂલ્ય રૂ. ૧-૦-૦

છૂટક ,, રૂ. ૧-૪-૦

" ક્રોધાવેશમાં જ્યારે માણસ બીજાની ઉપર પ્રહાર કરે છે, ત્યારે તે પોતે પડે છે ને સામેનાનો ગુન્હેગાર થાય છે, ક્રોધથી પીડાઇ પોતે દુઃખ સહન કરે છે ત્યારે પોતે પવિત્ર અસર ઉપજાવે છે."

" ઇશ્વર હમેશાં માણસની ભારે કસોટી કરે છે. જે ખરી ભીડમાં તેને ભૂલતો નથી, એટલે સત્યનો વિશ્વાસ કરે છે. તેને જ ઇશ્વર સહાય કરે છે તેથીજ તે નિર્બળનો બેલી મનાય છે.

" મારો હિંદુ ધર્મ મને શીખવે છે કે મારે સારૂં કરતાં ફળની આશા ન રાખવી; પણ સારાનું પરિણામ સારૂંજ હોય એવો વિશ્વાસ રાખવો."

**મહાત્મા ગાંધીજીનું મનોમંદિર.**

☞ હાલગરવાડમાં આવેલા શ્રી 'ઔમિક્ષ વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ. લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું—અમદાવાદ

# અર્પણપત્રિકા.

## રાજ્યમાન રાજેશ્રી શેઠ હંસરાજ પ્રાગજી–
## ઠાકરશી. (મુંબઇ)

વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજી પ્રત્યેના આપના અપૂર્વ પ્રેમ અને દેશોન્નતિની દિશામાં આપના સતત્ પ્રયાસથી આકર્ષાઈ આ પુસ્તક આપના કરમાં સમર્પિત કરી આનંદિત થઉં છુ

આપનુ પવિત્ર હૃદય સ્વદેશ સેવાની ઉચ્ચ ભાવનાઓથી ભરપૂર થઇ રહ્યું છે. ભારતવાસીઓ કયે સમયે સ્વરાજ્ય મેળવે એ જોવાને આપનું હૃદય અધિરૂં થઇ રહ્યુ છે. આદિ આપના અનેક ગુણોથી આકર્ષાઈ આપનું નામ ' હિન્દના હીરા ' ના નામ સાથે જોડી મને કૃતાર્થ થયેલો હું સમજુ છું. અને જગન્નિયતા પાસે પ્રાર્થના કરૂં છું કે આપને દિર્ઘાયુ કરો. તેમજ આપના કાર્યોમા આપને પ્રોત્સાહન આપો. અસ્તુ.

૨૪૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા<br>તા. ૨૧–૧૨–૨૨.<br>અમદાવાદ.

સ્નેહાભિલાષી<br>લાભશંકર જીવરાજ જોશી.

# સ્વીકાર.

પુસ્તકો—(૧) સૈનિકની સુંદરી (૨) શ્રીમતિ વિજયા (૩) સત્તરમી સદીનું ફ્રાન્સ ભાગ ૧ લો. લલિત વાઙ્મય ગ્રંથમાળાના મૅનેજર રા. રા કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી તરફથી. (૪) શ્રી નડીઆદ સરસ્વતી આશ્રમની આવશ્યકતા અને હેતુઓ રા. રા દેસાઇ ચતુરભાઇ કાળીદાસ તરફથી. (૫) શ્રી વિદ્યાર્થી યુવક મંડળ તરફથી પત્રિકા તથા હેન્ડબીલો ભરૂચથી. વગેરે ભેટ મળ્યાં છે.

માસિકો—'બીબોધ' વાર્ષિક લવાજમ રૂ ૨-૮-૦ વર્ષ ૬૬ મુ અંક ૮ થી ૧૨ રા. ગ. જીવનલાલ અમરશી મહેતા તરફથી. 'ગુજરાત' લવાજમ રૂ ૮-૦-૦ સાહિત્ય સંસદ તરફથી વર્ષ ૧ લું અંક ૫ થી ૬. તથા પુ. ૨ જાના અંક ૧ થી ૩. 'ભારતજીવન' લવાજમ રૂ ૩-૨-૦ વર્ષ ૨ જાનાં પૂરા અંકો રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા તરફથી. 'વિશ્વ જ્યોતિ' વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦. પુ ૩ જુ. અંક ૩ જો ગ. ગ. પ્રભુશંકર નરભેરામ વ્યાસ તરફથી. બાળક લવાજમ રૂ. ૧ અંક ૧ લો રા. ભીખાભાઇ તરફથી મળ્યાં છે. જે આભાર સહીત સ્વીકારવામાં આવે છે.





# નિવેદન.

ઇશ્વર કૃપાથી ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળાનું ત્રીજું એટલે આ વર્ષનું છેલ્લું પુસ્તક વાચકોને સમર્પિત થાય છે, અમને આશા છે કે અમારા પહેલાં વર્ષના બે પુસ્તકોની માફક આ પુસ્તક પણ સત્કાર પામશે.

આ પુસ્તકમાં મહાત્મા ગાંધીજી વગેરે પાંચ વર્તમાન હિન્દના આગેવાન નેતાઓની રૂપરેખા દોરવામાં આવી છે. વર્તમાન હિન્દના નેતાઓ વિષે જાણવા ઇચ્છનારને આવી રીતે ચાલુ સમયના દરેક નેતાઓના જીવનચરિત્રો આપવાનો અમારો વિચાર છે, જો વાચકો તરફથી અમને વખતોવખત મળે છે, તેવો ઉત્સાહ ચાલુ રહેશે તો આવતાંજ વર્ષમાં આ પુસ્તકનો બીજો ભાગ કે જેમાં સરોજિની નાયડુ, લાલા લજપતરાય વગેરે આઠ દસ નેતાઓના જીવનચરિત્રો આપવામાં આવશે

આ પુસ્તક તૈયાર કરતાં બીજી કેટલીક ભાષાઓનાં પુસ્તકોના આધાર લેવામાં આવ્યો છે. તે તે પુસ્તકોનાં લખનારનાં તેમજ તૈયાર કરવા માટે મારા એક સુમિત્ર ભાઇએ જે મહેનત લીધી છે, તે માટે તેમનો આભારી છું.

આ વર્ષનું છેલ્લું પુસ્તક પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબનું જીવનચરિત્ર ગ્રાહકોને આપવાનું હતું. પરંતુ આ પુસ્તક વધારે ફૂળ લાગવાથી ઉપર્યુક્ત પુસ્તક આપવાનું મુલતવી રાખ્યું.

અમારી ગ્રંથમાળાનુ હવે પછીના પુસ્તકથી બીજુ વર્ષ શરૂ થાય છે. તેનુ પહેલુ પુસ્તક વજીરનદિની ગુલબેગમ નામે અપાશે એ અફ્ઘાનિસ્થાનના ઇતિહાસનો તાદર્શ ચિતાર આપનર એક ઐતિહાસિક નવલકથા છે ગુજરાતી ભાષામા અફ્ઘાનિસ્થાન સબધીની આ પહેલીજ નવલકથા છે અમે એ પુસ્તકમાના ચિત્રો અમારા ખાસ આર્ટીસ પાસે દોરાવ્યાં છે તે જરૂર વાચકોને બહુજ ગમશે

ચાલુ વર્ષમા અમને છાપખાનાની કેટલીક અગવડ નડવાથી પુસ્તકના લખાણમા કેટલીક છાપતી ભૂલો રહી ગઇ છે પણ આવતા વર્ષમાં છાપખાનાનો બદોબસ્ત થઇ ગયો હોવાથી જેમ બને તેમ સુદર છપાઇમા અને છેલામા છેલી ઢબની બાધણીના પુસ્તકો આપી શકીશુ. અમને ખાત્રી છે કે આવતા વર્ષની ચૂટણી તથા એ પુસ્તકોનો દેખાવ ગ્રાહકોનેજ વધારે રૂચિકર નીવડશે

બીજા વર્ષનુ પહેલું પુસ્તક માર્ચ માસમા બહાર પડશે. ગ્રાહકોએ અમને ફેબ્રુઆરીની આખર સુધીમા લવાજમના રૂ ૫-૪-૦ મનીઑર્ડરથી મોકલી આપવા તસદી લેવી. નહિતો અમે માર્ચ માસમા પાંચ રૂપીઆ બાર આનાનુ (૨ જા વર્ષના પહેલા પુસ્તકનુ કદ મોટુ હોવાથી પોસ્ટ ખર્ચ વધુ લાગશે) વી પી કરવામા આવશે તે સ્વીકારવા કૃપા કરવી.

ગ્રાહક રહેવા ન ઇચ્છનારે ૩૧ મી જાન્યુઆરી સુધીમાં પોસ્ટ કાર્ડથી ખબર આપવી.

ખાડિયા, દેસાઈની પોળ<br>
તા. ૧૮-૧૨-૨૭.<br>
અમદાવાદ.

વિનીત<br>
પ્રસિદ્ધકર્તા.



સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા.



મહાત્મા ગાંધીજી

પ્રિ. વર્ક્સ–અમદાવાદ

ॐ તત્સત્ પરમાત્મને નમઃ

# મહાત્મા ગાંધીજી.



હિંદના પશ્ચિમ કિનારે આવેલા કાઠિઆવાડમાં પોરબંદર નામનું શહેર છે એ શહેર દ્વારકાથી સાઠ માઇલ દૂર આવેલું છે, અરબ્બી સમુદ્રના નીલ પાણી એના પાદપ્રદેશને ધુએ છે. એ પોરબંદરમાં એક આબરૂદાર વણિક કુટુંબને ઘેર ઈ. સ. ૧૮૬૯ ની ૨ જી અક્ટોબરે મહાત્મા ગાંધીજીનો જન્મ થયો હતો. ગાંધીજીના પિતામહ પોરબંદરના રાણા સાહેબના દિવાન હતા. પરંતુ રાણા સાથે કોઈપણ કારણથી મતભેદ પડતાં તેઓ પોરબંદર તજી જુનાગઢના નવાબની નોકરીમાં રહ્યા. તોપણ પોરબંદર તેમની જન્મભૂમિ હોવાથી ગાંધીજીના હૃદયમાં પોરબંદર સદાને માટે જડાઇ રહ્યું છે. મહાત્માજીના પિતાએ પણ ઘણાં વર્ષોસુધી પોરબંદરના રાણાનું કારભારૂં કર્યું હતું. પરંતુ તેમને પણ રાણા સાહેબ સાથે કંઇક વાંધો પડ્યો. આત્મસન્માન જાળવવા ખાતર તેમણે પોતાની જગાનું રાજીનામું આપ્યું. ત્યારબાદ તેઓએ રાજકોટના ઠાકોર સાહેબનું કારભારૂં સ્વીકાર્યું અહીં તેમને ઠાકોર સાહેબે ઇનામમાં આપેલી પુષ્કળ જમીન મળી. પરંતુ કરમચંદ ગાંધી કાંઇ લોભી પુરુષ નહોતા. તેમણે પોતાના વ્યવહાર માટે થોડી જમીન રાખી બાકીની જમીન ઠાકોર સાહેબને પાછી આપી દીધી. ભોગ—લાલસાએ આ વંશને કદી પણ કલંકિત કર્યો નથી. મહાત્માજીના પિતા સંસ્કૃત સારૂં

જાણતા. દરરોજ ગીતાનો પાઠ કરતા. તેઓની નિષ્ઠા ને ધર્મજ્ઞાન અનેક માણસોને માટે આદર્શરૂપ હતું. મહાત્માજીની મા પણ રામકૃષ્ણ પરમહંસની માની પેઠે સ્ત્રીજાતિના આદર્શરૂપ હતાં. દઢ પતિભક્તિ, જીવમાત્રપર દયા, નિઃસ્વાર્થ પરોપકાર વગેરે સદ્ગુણો ગાંધીજીના નામા પારેપૂર્ણે રીતે વિકસી રહ્યા હતા. પિતાની હિંમત, જ્ઞાન અને માની દયા, સહનશીલતા વગેરે સદ્ગુણોએ મહાત્માજીને અત્યારે જગતમાં પ્રખ્યાત કરી મુકયા છે. હાલમાં હિંદુ સમાજમાં જે એકલપેટાપણું ફેલાયું છે, એ એકલપેટાપણાથી આજકાલ હિંદુ સમાજ જર્જરિત થઈ ગયો છે આવું એકલપેટાપણું, આવું ઉચનીચ જ્ઞાન આર્યોના હૃદયમાં કદી પણ પેઠું નહોતું. તેઓ તો સર્વ જીવોને વિષે ઇશ્વરની સત્તા અનુભવતા, બ્રાહ્મણમાં ઇશ્વરનો અંશ વધુને શુદ્રમાં થોડો એમ તેઓ કદી માનતા નહિ. તેથી માણસ માણસ વચ્ચે આટલો બધો વિરોધ તે વખતે નહોતો. મહાત્માજીએ બ્રાહ્મણવંશમાં જન્મ લીધો નથી, પરંતુ અત્યારે તેના જેવો બ્રાહ્મણ કોણ છે ? ગાંધીજીએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો નથી, છતાં અત્યારે મદ્રાસનો બિશપ કહે છે કે તેમના જેવો ખ્રિસ્તી કોણ છે ? તેઓ મહાત્મા ઇશુ ખ્રિસ્તના યોગ્ય પ્રતિનિધિ છે.

વિદ્યાર્થીઅવસ્થા—પોરબંદરમાં મહાત્માજીની પ્રાથમિક કેળવણીની શરૂઆત થઇ. પોરબંદરમાંથી રાજકોટ આવ્યાબાદ તેઓ રાજકોટની ગુજરાતી નિશાળમાં અભ્યાસ કરવા લાગ્યા. ગુજરાતી ભણી રહ્યાબાદ તેઓ કાઠિયાવાડ હાઈસ્કૂલમાં અંગ્રેજી ભણવા લાગ્યા. ત્યાં અભ્યાસ પૂરો કર્યાબાદ તેઓએ વિલાયત જવાનો મનસુબો કર્યો. તે વખતે તેમની ઉમર ફકત ૧૭ વર્ષની હતી.

વિલાયત ગમન—ગાંધીજીએ વિલાયત જઇ બારિસ્ટર થઈ આવવાનો નિશ્ચય કર્યો, તેથી તેમની માને કંપારી છૂટી. વિલાયતમાં પોતાના પુત્રને એકલો મોકલતાં તેઓને આ દુઃખ થયું નહિ પણ એ દુઃખ જુદાજ પ્રકારનું હતું. તેઓને ભય હતો કે વિલાયતમાં છોકરો વંઠી જશે તો ! આજકાલનો અનેક વિલાયત જનારા યુવકોનાં માતાપિતા પોતાના દીકરાને ફિરંગી બની આવેલો જોઈ આનંદ પામે છે, પરંતુ તે જમાનો એવો નહોતો. ગાંધીજીના માતાપિતાને સાહેબી-પણાંનો મોહ નહોતો. તેઓ તો પોતાના દીકરાને શુદ્ધ સ્વદેશીજ રાખવા માગતાં હતાં. તેથી તેઓએ તેમને સાહેબ બનતાં અટકાવવાનો વિચાર કર્યો. તેમણે એક જૈન સાધુ સમક્ષ ગાંધીજીને પ્રતિજ્ઞા લેવરાવીને વિલાયતમાં તેમણે દારૂ, માંસ ને સ્ત્રીનો સ્પર્શ કરવો નહિ. ગાંધીજીએ આ પ્રતિજ્ઞા લઇ હિંદ છોડયું.

કેળવણી અને સોબતની અસર બાળકોપર બહુજ થાયછે જ્યારે ગાંધીજી રાજકોટમાં ભણતા હતા, ત્યારેજ તેઓના મગજપર અંગ્રેજી કેળવણીએ અસર કરવા માંડી હતી. માંસ ખાવા પ્રત્યે તેમને ખાસ માન ઉપજ્યું હતું. તે એટલે સુધી કે હિંદની નિર્બળતાનું મૂળ કારણ માંસભક્ષણનો અભાવ છે, એવો સિદ્ધાંત તેમના મગજમાં ભરાઇ ગયો હતો. તેઓ તથા તેમના થોડા ઘણા ભાઈબંધો આજી નદીને કિનારે એકાંત સ્થળે જઇ આ સિદ્ધાંત ખાતર માંસ ભક્ષણની ટેવ પાડતા, ન ભાવતું તો પરાણે ખાતા. પરંતુ આ વિષે તેમનાં માબાપને ખબર પડતાં ગાંધીજીએ પ્રતિજ્ઞા લીધી કે હું જીવતાં સુધી કદિ માંસ નહિ ખાઉં. આ પ્રતિજ્ઞા હજુ સુધી તેમણે તોડી નથી.

વિલાયતમાં મિ. ગાંધી—વિલાયતમાં પહોંચ્યા બાદ તેઓ વિલાયતી આચાર વ્યવહારના પક્ષપાતી બની ગયા વિલાયતી આચાર વિચાર તેઓને અનુકરણીય જણાવા લાગ્યા તેમના મિત્રો તેમના વિચારોને અનુમોદન આપવા લાગ્યા. સંપૂર્ણ સાહેબ બનવું એજ ગાંધીજીનું લક્ષ્ય થઇ પડયું. નાચમાં જવું, મેળાવડામાં જવું વગેરે તો દરરોજનાં કૃત્યો થઈ પડયાં ગોરી બાલિકાઓનો સ્પર્શ કરવો, તેમની સાથે સોબત કરવી એ અપવિત્રતાનું કારણ હોઇ શકે, તેથી નૈતિક અધઃપતન થઇ શકે એ વાત તેમના અંતઃકરણમાં પેઠીજ નહિ. એક સમયે એક ભોજનમાં તેમને નિમંત્રણ કરવામાં આવ્યું. ટેબલપર ખોરાકની રકાબીઓ ગોઠવેલી હતી. મદ્યમાંસ છૂટે હાથે વપરાએલાં હતાં ગાંધીજી એક ટેબલ પાસે બેઠા તેમની નજર સામેની રકાબી પર પડી. એક ક્ષણમાં બાળપણમાં જૈન સાધુ સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા યાદ આવી. પોતાની માતાની પવિત્ર મૂર્તિ તેમનાં અંતઃકરણમાં ખડી થઇ તરતજ તેઓ પોતાની બેઠક પરથી ઉઠયા શરમના પોકારો, મશ્કરીઓ અને વિનંતિઓને ન ગણકારતા તેઓ બહાર આવ્યા. તે સાથે તેમનું હૃદય શુદ્ધ સ્વદેશપ્રીતિથી ભરાઇ આવ્યું. મોહ ઉતરી ગયો.

દેશ સેવાનો અંકુર—માતા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાએજ ખરેખર ગાંધીજીના જીવનનો અને તેમના જ્ઞાનનેત્રો ઉઘડી ગયાં, ગાંધીજીના જીવનનું નવું પાનું ઉઘડયું હવે તેઓએ અંગ્રેજ લોકો પાસેથી જે શીખવું જોઇએ તે શીખવાનો પ્રયત્ન કર્યો. અંગ્રેજ લોકોની સ્વદેશપ્રીતિ, અંગ્રેજ લોકોનો ઉત્સાહ, કર્તવ્ય બજાવવાની આસક્તિ અને આત્માભિમાનનાં તેઓ પક્ષપાતી બની ગયા. ગાંધીજીએ વિચાર કર્યો કે અં-

એમેના જન્મભૂમિ જેમ ઇગ્લાંડ છે, તેમ મારી જન્મભૂમિ હિંદ છે. જન્મભૂમિ સ્વર્ગથી પણ મહાન છે. એ વાત અંગ્રેજોની પેઠે હિંદીઓએ પણ સમજવું જોઇએ. કોઇ કોઈ વખતે વળી એવો વિચાર પણ કરતા કે મનુષ્યના જીવનનું પરિણામ શું, મનુષ્યોના જીવનનો ઉદ્દેશ શો, આ જગતનો બનાવનાર કોણ હશે, જીવની સાથે તેમને કેવો સબંધ હશે? આવા આવા પ્રશ્નોથી તેમનું મગજ ચકડોળે ચઢયું. ઉંઘ આહાર તજી તેઓ આ પ્રશ્નોના જવાબો મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા એક તરફથી પવિત્ર હિંદુ કુટુંબમાં જન્મ, માતા સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાઓ અને બીજી તરફથી વિદેશીઓમાં વાસ તેઓની અપૂર્વ સામાજિક રીતિનીતિનું આકર્ષણ આ બંનેની વચ્ચે ગાંધીજી અથડાવા લાગ્યા. તેઓના અંતઃકરણમાં એક પ્રકારની જીજ્ઞાસા જાગૃત થઇ હતી. કોઇ કોઇ વખતે ખ્રિસ્તી ધર્મ ગ્રહણ કરવાનો વિચાર થતો હતો. પરંતુ એ વિચાર અમલમાં મુકી શકાતો નહિ. ગમે તેમ થાય તો પણ કઇ નિશ્ચય તો કરવોજ જોઇએ. વિચારપ્રદેશમાં ગાંધીજી જેવા મહાન પુરુષ ચોરી તો કઇ રીતે કરી શકે? છેવટે તેમણે ગીતાનું મનન આરંભ્યું. ધીમે ધીમે તેમની બધી શંકાઓ દુર થઇ. કર્મ એટલે શું, કર્મનો કર્તા કોણ, કર્મફળ કોનું, જીવન મરણ વચ્ચે શો ભેદ છે, સૃષ્ટિનો ઉદ્દેશ શો છે, મનુષ્યનું કર્તવ્ય શું છે, ઇત્યાદિ પ્રશ્નોના જવાબ ગીતામાંથી મળ્યા. ગીતાનો મત તેમને યથાર્થ જણાયો. આ રીતે સોનું અગ્નિમાં તપી વિશુદ્ધ થયું.

માનો વિયોગ—તેઓ બેરિસ્ટરની પરીક્ષા પસાર કરી દેશમાં આવ્યા. વિલાયતમાં હતા, તેજ વખતે તેમની મા મરણ પામ્યાં હતાં. પરંતુ એ સમાચાર ગાંધીજીને પહોંચાડવામાં આવ્યા નહોતા. દેશમાં

આવતાંજ તેમને આ સમાચાર મળ્યા. ગાંધીજી તેમનાં બધાં ભાંડુઓમાં સૌથી નાના હતા. નાના પુત્ર પર માબાપનું હેત સૌથી વધુ હોય છે, એ વાત જગજાહેર છે. જીવનની છેલી ઘડીએ પોતાની માને મળી શકાયું નહિ, એ વિચારથી ગાંધીજીને બહુ શોક થયો. તેમાં પણ પોતે પોતાની માની આજ્ઞા પાળવા માટે વિદેશમાં ખૂબ પ્રયત્ન કર્યો હતો, મદ્ય, માંસને સ્ત્રીનો સ્પર્શ કરતાં તેમનાં પૂજ્યમાતુશ્રીનાં પ્રતિજ્ઞારૂપી અભયવચને તેમનું રક્ષણ કર્યું હતું. સ્વદેશ પ્રીતિનાં અંકુર ઉગાડનાર તેમની માતુશ્રીજ હતાં, વિલાયતમાંથી જે કંઈ સદ્ગુણો ગાંધીજીના હૃદયમાં ગુંથાઇ આવ્યા હતા, તેનું મૂળ કારણ તેમનાં માતુશ્રી હતાં. પોતે લીધેલી પ્રતિજ્ઞા બરાબર પાળી છે, એ સમાચાર આપવાને તલસી રહેલ અંતઃકરણે જ્યારે માતુશ્રીના મરણના સમાચાર સાંભળ્યા, ત્યારે તેને અથાગ દુઃખ થયું.

સ્વદેશમાં આવી રીતસર પ્રાયશ્ચિત કરી તેઓએ લગભગ બે વરસ સુધી મુંબાઇની હાઈકોર્ટમાં વકીલાત કરી.

ભવિષ્યના ગર્ભમાં શું છે, તે કોઇ જાણી શકતું નથી. બૅરિસ્ટર ગાંધીજી ભવિષ્યમાં શું કરવાના છે, તે કોણ જાણતું હતું? પરંતુ વિધાતાએ તેમનું ભવિષ્ય નકી કરી મુક્યું છે વિધાતાએ તેમને કરવાનું કાર્ય નકી કરી રાખ્યું હતું.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ અને ગાંધીજી—સમુદ્રને કિનારે રહેતા લોકોમાં સમુદ્રયાત્રા કરવાની વૃત્તિ, હિંમત અને કોતુહળ હમેશાં વિદ્યમાન હોય છે. અત્યાર સુધીમાં ઘણા હિંદીઓ ગુજરાન માટે દક્ષિણ આફ્રિકા ગયા હતા. પોરબંદરના એક વેપારીએ દક્ષિણ આફ્રિકામાં આવેલા ટ્રાન્સવાલની રાજધાની પ્રિટોરિઆમાં પોતાની

એક મોટી પેઢી સ્થાપી હતી. એ પેઢીના સંબંધમાં કંઇ વાંધો ઉઠવાથી બેરિસ્ટર ગાંધીને તે પેઢીના માલિકે પોતાનો બચાવ કરવાને નોતર્યા. આ મુકદ્દમાની હારજીતપર ટ્રાન્સવાલમાંની હિંદીઓની હાર જીત નહી થાય તેમ હોવાથી ગાંધીજીએ આ મુકદ્દમો ચલાવવા દક્ષિણ આફ્રિકા જવાનો નિશ્ચય કર્યો. જ્યારે બેરિસ્ટર ગાંધી આ મુકદ્દમો ચલાવવા માટે દક્ષિણ આફ્રિકા ગયા, ત્યારબાદ એ દેશમાં બહુ ફેરફાર થઇ ગયા છે. તે વખતે કેપકૉલોની, ટ્રાન્સવાલ, નાતાલ, ઝુલુલેન્ડ, રોડેશિઆ, બેશુઆનાલેન્ડ અને બાસુ લેન્ડ વગેરે કેટલાક રાજ્યોમાં દક્ષિણ આફ્રિકા વહેંચાઈ ગયું હતું. તેઓમાં કેપકૉલોની ને નાતાલ બ્રિટિશ સંસ્થાનો હતાં. ત્યાં પ્રજાને જવાબદાર અમલ ચાલતો હતો.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ તરફ શ્વેતાંગોનો જુલમ—તે પ્રથમ અંગ્રેજો આવ્યા તે પહેલાં ખેતીવાડી કે વેપારવણજ જેવું કશું નહોતુ. એ બધો પ્રદેશ જંગલો અને સપાટ મેદાનોથી ભરપૂર હતો. તેના મળવતનીઓ જંગલી હતા. તેમને ખેતી કરતાં આવડતું નહોતુ અંગ્રેજોએ આવી જોયુ કે જો આ પ્રદેશને સ્વર્ગના રૂપમાં ફેરવી નાખવો હોય, તો મજુરોની જરૂર છે, જો પુરતા મજુરો મળે તો તેમની મહેનતથી આ બધી જમીન ખેડાય, અને તેમાથી જે ઉત્પન્ન થાય તે વડે ખૂબ લાભ મેળવી શકાય. પરંતુ મજૂરો કયાથી મેળવવા? અંગ્રેજોની નજર હિંદ ભણી વળી હિંદીઓ ગરીબ છે, હિંદ અંગ્રેજોના તાબામાં છે; હિંદીઓની હયાતી અંગ્રેજોના સુખને માટે છે; હિંદમાં વસ્તીનો તોટો નથી; ગરીબોનો પણ તોટો નથી; હિંદના મજુરો થોડાથી સંતોષ પામે છે, સહનશીળ છે, બુદ્ધિમાન

છે ને મહેનતુ છે. આ પરથી નાતાલના અંગ્રેજોને હિંદમાંથી મજુરો લાવવાનો વિચાર સુઝયો તેઓએ ઇંગ્લાંડની પાર્લમેન્ટ સમક્ષ આ ઠરાવ મૂકયો હિંદી સરકારે વિલાયતની સરકારની પ્રાર્થનાપરથી ગીરમીટીઆ મજુરોનું ટોળુ ઉભુ કરી નાતાલ મોકલ્યુ આ પદ્ધતિ ગ્રહણ કરતી વેળા ઇંગ્લાંડની સરકારે હિંદની સરકાર આગળ એવી કબુલાત આપી કે એ રીતે ગીરમીટમાં જોડાએલા મજુરો તરફ સારૂં વર્તન ચલાવવામાં આવશે, મુદત પૂરી થતાં તેઓ ત્યાં સ્વતંત્ર રીતે વસી શકશે, તે માટે તેઓને કંઈ પણ અગવડ ભોગવવી પડશે નહિ ગરીબ હિંદી મજુરો શહેનશાહના આ વચનોપર વિશ્વાસ રાખી, નવીન આશાથી પ્રફુલ્લ બની દક્ષિણ આફ્રિકા ગયા. ઈ સ ૧૮૭૦માં ત્યા હિંદીઓની સખ્યા ૭૦૦૦ ની થઈ, ૧૮૯૮ ની સાલમા એટલે ૨૪ વરસના ગાળમા એ સખ્યા પાચગણી થઇ ગઇ તે મજુરોની મહેનતથી દેશમા સોનાની નદી વહેવા લાગી. દેશની જમીન ફળદ્રુપ બની ગઈ, તેથી ગોરાઓને પુષ્કળ નફો મળવા લાગ્યો, તેઓ પુષ્કળ પૈસાદાર થયા આ બધા હિંદી મજુરો સાથે અસખ્ય ચીની મજુરો પણ ખેતીના કામમા જોડાયા મજુરોની સખ્યા વધવા લાગી, તે સાથે હિંદી દુકાનદારો પણ વધવા લાગ્યા મજુરોની મુદ્દત પૂરી થતાં તેઓ ત્યાંજ વસતા અને દુકાનમાંડી પોતાનુ ગુજરાન ચલાવતા. હિંદીઓના દવાખાના નિશાળો વગેરે સ્થપાવા લાગ્યાં પરતુ તેથી ગોરાઓને શૂળ આવવા લાગ્યુ તેઓ પોતે આપેલા વચનો વીસરી ગયા ગમે તે ઉપાયે પણ આ કાળાઓને તો વશ કરવા જ, તેમને દાબદાબી બાંધી લેવા, એવા વિચારો તેમના મનમા ઉઠવા લાગ્યા. હવે કાર્ય તો પૂરૂં થયુ છે, હિંદી મજુરોએ આપણા જંગલો સાફ

કરી દીધા છે, એનરો એરી તૈયર રાખ્યા છે હવે તેમની શી જરૂર છે, તેઓ હવે તે આપણા નફામા ભાગ પડવા તૈયાર થયા છે, તે કેમ સખાય ! ગમે તે ઉપાયે એ લોકોને દૂર કરી તેમની મહેનતનુ ફળ આપણે ભોગવવુ એવા વિચારો તેમના અત કરણમા ફેલાઈ ગયા તેવા વિચારોએ તેમના હૃદયમા હળાહળ ઝેર રેડ્યુ તેઓ હિંદીઓને શત્રુ તરીકે ઓળખવા લાગ્યા તેઓને ડગને ડગલે અપમાન કરવા લાગ્યા તેઓની ભાષામા બધા હિંદીઓ માટે 'કુલિ' શબ્દ દાખલ થયો હિંદી ધર્મોપદેશકો શિક્ષકો ડૉક્ટરો, વેપારીઓ બધા કુલી ગણાવા લાગ્યા સર્વત્ર તેમની સાથે પશુ જેવુ વર્તન ચાલવા લાગ્યુ ફુટપાથપરથી ચાલવાનું તેઓને માટે બધ થયુ ઘોડાગાડીમાં બેસી જાહેર રસ્તાપર ચાલવાનુ બધ થયુ વાજબી ભાડુ આપ્યા છતા તેઓને ગાડીના છાપર બેસવુ પડતું યુરોપિયનો સાથે એક હોટલમા ખાવા પીવાની મના થઈ

આવા જુલમના સમયમા બૅરિસ્ટર ગાંધી નાતાલમા આવી પહોચ્યા ત્યાની કોર્ટમા મુકદમો ચલાવવા માટે પણ તેમને ઘણી અડચણો વેઠવી પડી ઇ સ ૧૮૯૪ મા મુકદમો પૂરો થયો એટલે તેઓ હિંદ આવવા તૈયાર થયા આફ્રિકામા ફરતી વેળા તેમને પોતાના દેશભાઇઓનુ દુ ખ જોઇ બહુ લાગી આવ્યુ હતુ તેઓ દેશમાં પાછા જવાને ઉતાવળા થઈ રહ્યા હતા ગોરાઓનો જુલમ સ્વદેશનો વિરહ યોગ્ય સહધર્મીનો તોટો અને યોગ્યતા છતા પૈસો પેદા કરવામા અડચણો ઇત્યાદિ કારણોને લીધે તેઓ બહુ મુઝાયા હતા તેથીજ તેઓ હિંદમાં પાછા ફરવા માગતા હતા પરતુ તેઓ જાણતા નહોતા કે વિધાતાએ મને જે શક્તિ આપી છે, તે ઐહિક

સુખ પ્રાપ્ત કરવા માટે નથી. તેઓ હિંદમાં પાછા ફરી શક્યા નહિ. એ વખતે તેમણે સાંભળ્યુ કે હિંદીઓને હંમેશને માટે હલકા પાડવા ખાતર સંસ્થાનવાસીઓ પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા છે. અત્યાર સુધીમાં હિંદી અને ગોરા લોકોમા ત્યાની વ્યવસ્થાપક સભાના સભાસદોની પસદગી સબધમા કઇ પણ જુદાઈ નહોતી. આ મતાધિકાર લઇ લેવાને માટે એક નવુ બીલ ત્યાની સરકારમા મુકવામા આવવાનું હતુ. આ સમાચાર ગાંધીજીને મળ્યા. તેમનું હૃદય કપવા લાગ્યું. આફ્રિકામા તેમને તેમના દેશભાઇઓએ પોતાના આગેવાન તરીકે નીમ્યા હતા તેથી તેઓ આ બીલ સામે થવાના પ્રયત્ન કરવાની પોતાની ફરજ વીસર્યા નહિ.

તેઓએ ભવિષ્યની બધી આશાઓ તજી દીધી, કઠોર કર્તવ્ય સ્વીકારી પોતાની આશાઓને ધકેલી મૂકી. દુર્દશાગ્રસ્ત અસહાય સ્વદેશવાસીઓના દુ ખને પોતાનુ દુ ખ માની તે દુ ખ દૂર કરવા ખાતર તેમણે કમર કસી તેઓ કર્મક્ષેત્રમા ઉતરી પડ્યા.

જેઓની સાથે તેમને લડવાનું હતુ, તેઓ તેમના કરતા વધુ શક્તિવાળા હતા, છતાં તેઓ કર્તવ્ય વિમુખ ન થયા ગીતાના ઉપદેશ મુજબ કર્મનુ ફળ ભગવાનને સમર્પી તેઓ પોતાનુ કર્તવ્ય બજાવવા તૈયાર થયા. તેઓએ નાતાલમાના હિંદીઓની એક સભા સ્થપી તે સભાના પોતે સેક્રેટરી થયા એ સમિતિ 'નાતાલ ઇંડિયન કોંગ્રેસ' ના નામથી ઓળખાતી તેમણે આ બીલ વિરુદ્ધ વાંધો ઉઠાવ્યો નાના પ્રકારની દલીલો કરી. પરતુ ચોરને તે કઇ ધર્મોપદેશ ગમે? કશી દલીલ સાભળવામા ન આવી કાયદો પાસ થઇ ગયો આ કાયદાનુ નામ પડ્યું. "એશિયાવાસીઓને બહાર હાંકી કઢાવવાનો કાયદો"

અર્થાત્ એશિયાવાસીઓને દક્ષિણ આફ્રિકામાંથી કાઢી મૂકવા માટે આ કાયદો રચાયો. ગાંધીજી ભારે મુશ્કેલીમાં આવી પડ્યા તે વખતે સંસ્થાન ખાતાનો સેક્રેટરી જોસફ ચેમ્બરલેન હતો * તે વિચારશીલ અંતઃકરણનો હતો. ગાંધીજીએ નાતાલના હિંદીઓના પ્રતિનિધિરૂપે એક તોડી ન શકાય તેવી દલીલોવાળી એક અરજી મોકલી. મિ. જોસફ ચેમ્બરલેને એ અરજી વાંચી, તેને સંસ્થાનવાસીઓને આ કાયદો ગેરકાયદેસર જણાયું. તેથી તેમણે એ કાયદો નામંજુર કર્યો. આ રીતે દક્ષિણ આફ્રિકાના ગોરાઓનો પ્રયત્ન અફળ ગયો. પરંતુ તેથી ગોરા લોકો પાછા હટયા નહિ. સ્વાર્થ ખાતર એશિયાવાસીઓને દેશમાંથી હાંકી કાઢવા જોઇએજ, માટે તેમણે એક નવું બીલ તૈયાર કર્યું. છુપી રીતે આ બીલ ચેમ્બરલેનની અનુમતિ પણ મેળવી ચુક્યું. ત્યારબાદ તે ખુલ્લી રીતે પાસ કરવામાં આવ્યું. આ વખતે ગાંધીજીનું કશું ચાલ્યું નહિ. કશી દલીલો સાંભળવામાં ન આવી. આ કાયદો પ્રથમના કાયદા કરતાં જરા ઓછો કઠોર હતો છતાં બંનેનું ફળતો સરખુંજ હતું. એનો સારાંશ એ હતો કે હાલમાં જેઓને મતાધિકાર મળ્યો છે, તેઓ વ્યવસ્થાપક સભાના પ્રતિનિધિ પસંદ કરવામાં મત આપી શકશે, પરંતુ હવેથી એ નિયમ કરવામાં આવે છે કે ગોરા લોકો સિવાય બીજો કોઇ હિંદવાસી આ દેશમાં આવે તો તેને મત આપવાનો અધિકાર મળશે નહિ. સાધારણ હિંદીઓને આ રીતે મતાધિકારમાંથી દૂર કરવામાં આવ્યા, તેનું કારણ એ બતાવવામાં આવ્યું કે હિંદમાં જવાબદાર સરકાર નથી તેથી તે દેશના લોકો આ દેશમાં આવી આ દેશના હકો ભોગવી શકે નહિ. આનો જવાબ આપતાં મહાત્મા ગાંધીએ કહ્યું કે એશિયાના બીજા મુલકોમાં જવાબ-

દાર સરકારની સ્થાપના થઇ નથી છતા હિંદમા એની સરકારનો પાયો નખાયો છે માટે હિંદીઓ આ કાયદાથી બધાઇ શકતા નથી

હિંદીઓ પ્રતિ જુલમ ગુજારવાનો નવો કાયદો—હિંદીઓ નાના પ્રકારના કારણોથી ગોરાઓની આખનુ ઝેર થઇ પડયા હતા દક્ષિણઆફ્રિકાના ક્ષેત્રમા હિંદીઓ ગોરાઓ કરતા વધુ ચઢીઆતા છે, તે બાબતમા કશો શક નથી વેપારમા ગોરા વેપારીઓ દક્ષિણઆફ્રિકામા હિંદીઓ કરતા ઉતરતા નાખ્યા તેઓની કમાણીપર આ રીતે કાપ પડવા લાગ્યો તેથી તેમો ગમે તે ઉપાયે હિંદીઓને દક્ષિણ આફ્રિકામાથી કાઢી મુકવાના પ્રયત્નો કરવા લાગ્યા નવો કાયદો પ્રસાર કરી નાતાલની સરકાર નવો જુલમ કરવા તૈયાર થઈ પહેલા ગીરમીટથી બધાઈ આવેલા મજુરોને પાંચ વર્ષથી બધણીયો બાધી લેવામા આવતા પણ તે મુદતબાદ તેઓને ગમે ત્યા સ્વતત્ર રીતે વસવાની છૂટ મળતી હવે ગીરમીટથી બધાઈ આવેલા મજુરો સાથે એવુ કરારનામુ કરવાનુ નક્કી થયુ કે એના પાચ વર્ષ પૂરા થયે મજુરને હિંદ પાછા જવુ ! અગર હિંદ ન જાય તો તેમણે કાયમને માટે ગોરા લોકોની ગુલામી કરવી. જેઓ આ નિયમ તોડે તેનાપર ફોજદારી માંડવાનુ નક્કી થયુ આ રીતનો નવો કાયદો નાતાલની સરકારે પસાર કર્યો પરતુ એ કાયદાને હિંદી સરકારની મજુરીની જરૂર હતી હિંદી સરકાર દક્ષિણ આફ્રિકાના ગોરાનો ઉદ્દેશ સમજી ગઇ હતી છતા એ બીના માટે તેણે બહુ વાધો ન ઉઠાવ્યો એટલે એ બીના કાયદાના રૂપમા પસાર થયુ એ બીનની એક કલમ માટે હિંદી સરકારે વાંધો ઉઠાવ્યો એ બીનની કલમો મુજબ જે હિંદી એ કાયદો તોડે તેનાપર ફોજદારી માડવાનુ ઠરાવ્યુ હતું, પણ હિંદી સરકારે એ વાત ના

કબુલ કરવાથી ગોરા લોકોને એ વાત જતી કરવી પડી. આ રીતે નાતાલની સરકારની ઇચ્છા સોળેસોળ આના પૂર્ણ ન થઇ

માથાવેરો—જેઓના હાથમા તાકાત છે, તેઓ દુનિઆપર શુ નથા કરી શકતા. નાતાલ સરકારે હવે બીજો ઉપાય અજમાનવાનુ નક્કી કર્યું. નાતાલની સરકારે ઉથવ કર્યો કે કરારન મુ પૂરૂ થયા છતા જે ગુનેગારો નાતાલ છોડી ન જાર તેનાપર ફોજદારી માંડવામા નહિ આવે પ તુ નાતાલમાના સ્વતત્ર હિદીઓમાના દરેકને ત્રણ ત્રણ (Poll Tax) અર્થાત્ માથા વેરો ભરવો પડશે બાલક,બાલિકા કે વૃદ્ધ ગમે તે કમાણી કરતુ હોય કે ન કરતુ હોય છતા તેને આ માથાવેરો આપવો પડશે. એનો અર્થ એટલોજ કે કરારનામુ પુરૂ થયાબાદ જે નાતાલમા રહેવુ હોય તો ફરીથી કરારનામુ કરો અગર સ્વતત્ર થવુ હોય તો આવો જુલમી વેરો ભરો. અર્થાત્ ગુલામ થાવ અગર દિંદ ભેગા થાવ, અમારૂ કાર્ય સરી રહ્યુ છે, અમારા હિત માટે તમે સખ્ત મહેનત કરી છે, હવે તે બદલ-તે મહેનતના ઇનામ તરીકે તમને આ દેશમાથી હાંકી કાઢવામાં આવે છે, આ એ કાયદાનો સીધો અર્થ થતો હતો. આનુ નામ સભ્યતા, આનુ નામ સુધરેલી રીતભાત ! !

ગાંધીજી સત્કાર્યમા કદી પણ પાછા હઠતા નહિ. તેઓ આફ્રિકાવાસીનુ આ દુ ખ જોઇ બહુજ દિલગીર થયા. તેમણે એ કાયદા સામે વાધો ઉઠાવ્યો, વાજબી દલીલો કરી, ગોરાઓને ખૂબ સમજાવ્યા, પણ દરેક ગોરાઓએ બીલનુ સમર્થન કર્યું. આ જુલમી કાયદો પસાર પણ થઇ ગયો. અધર્મનો જય થયો.

આ ભયંકર સમાચાર વિલાયત પહોંચ્યા. ઘણા આબરૂદાર અંગ્રેજો નાતાલની સરકારના આ વ્યવહારને વખોડવા લાગ્યા. વર્તમાનપત્રોમાં પણ આ બીલવિરુદ્ધ લખાણો થવા લાગ્યાં. એટલું તો સ્વીકારવુંજ પડશે કે કોઈ પણ અન્યાયી કાર્ય તરફ આખી અંગ્રેજ જાતિ વાંધો ઉઠાવે કે ન ઉઠાવે તોપણ કેટનાક ઉદાર દિલના અંગ્રેજ પુરુષો તો એવો વાંધો ઉઠાવે છેજ. એટલુંજ નહિ પણ પોતાથી બનતી મહેનત એ કાર્યને તોડી પાડવા મથે કરે છે. આ વખતે પણ વિલાયતના પ્રસિદ્ધ વર્તમાન પત્રો પૈકી ટાઇમ્સ ને સ્ટાર આ કાયદા વિરુદ્ધ પડયાં. ટાઇમ્સે લખ્યું કે "નાતાલની સરકારની આ અસભ્ય વર્તણુકનો ઉપાય હિંદી સરકારના હાથમાં છે. હમણાંજ જો હિંદી સરકાર એક કાયદો પસાર કરી કરારનામાથી બંધાઈ નાતાલ જતા મજુરોને અટકાવે તો નાતાલના ગોરાઓની આંખ ઉઘડી જાય; આમ કર્યા સિવાય તેઓની આંખ ઉઘડે તેમ નથી."

સ્ટારે લખ્યું કે "આ બીલનો અર્થ એટલોજ થાય છે કે હિંદીઓ ગુલામીનેજ લાયક છે. તેમના તરફ સારી વર્તણુંક ચલાવવાની જરૂર નથી. આવો મનોભાવ અતિશય ધિક્કારવા યોગ્ય છે. બ્રિટિશ પ્રજા સર્વત્ર સમાન ગણાવી જોઇએ; હિંદીઓની તરફ આવી વર્તણુક ચલાવવી એ આપણા તરફ પણ એવી વર્તણુક ચલાવ્યા બરાબર છે, આપણે પણ હિંદીઓનાં અપમાનને આપણું અપમાન માની લેવું જોઇએ. જે જે ગોરાઓએ અત્યારે દક્ષિણ આફ્રિકામાં સંસ્થાન સ્થાપ્યું છે, તેઓ પૈસાના લોભથી હિતાહિત જ્ઞાનશૂન્ય થઈ ગયા છે. તેઓની આટલી બધી અધોગતિ થઈ છે, છતાં હજુ સુધી સમગ્ર અંગ્રેજ જાતિની એટલી બધી અધોગતિ થઈ નથી. આ

બીજા મુખ્ય સંસ્થાનવાસીઓ હિંદી પ્રજાપર જુલમ ન કરી શકે તેવા પ્રયત્નો કરવા એ આપણુ કર્તવ્ય છે."

મહાત્મા ગાંધીએ જોયું કે બીલતો પાસ થઇ ગયું હવે વિલાયતમાના સંસ્થાન ખાતાના પ્રધાનને વિનંતી કરીએ તો કંઇ પરીણામ આવે કારણ કે આવી રીતની અરજથી પહેલાં એક વખત મિ. જોમફ ચેમ્બરલેને ગાંધીજીની અરજપર ધ્યાન આપ્યું હતુ. વળી આ વખતે તો ટાઇમ્સ જેવું વર્તમાનપત્ર અને કેટલાક આબરૂદાર અંગ્રેજો પણ આ બીલની વિરૂદ્ધ હતા તેથી ગાંધીજીએ સંસ્થાન ખાતાના પ્રધાનને અરજી કરી, પરતુ આ વખતે તો તેમનું કહેવું કોઇએ સાંભળ્યુ નહિ બીજ શહેનશાહ પાસે રજુ થયુ. શહેનશાહે ખાસ કર્યું આ જુલમી કાયદાને અંગ્રેજ સરકારે અનુમોદન આપી પાકો કર્યો

પરતુ કર્મવીર ગાંધીજી પાછા ન હઠયા તેઓ જરાપણ નિરાશ ન થયા તેમનો ઉત્સાહ આવી રીતે અડચણ આવા પડતાં બમણા જોરથી ઉછળવા લાગ્યો. તેમણે વિચાર કર્યો કે "હવે હું હિંદમાં જઇ હિંદના શહેરે શહેર આ જુલમની વાત જાહેર કરીશ. આવા જુલમની કથા સાંભળી જડનામાં પણ ચંચળતા આવશે અનુકંપાની લાગણીથી હિંદવાસીઓ કંપી ઉઠશે હિંદમાં પ્રબળ પ્રજામત સમક્ષ નાનું નાતાલ કયાં સુધી ટકવાનું છે," તેઓએ આ વિચાર અગાનમાં મુકવા હિંદ તરફ મુસાફરી શરૂ કરી ઈ. સ. ૧૮૯૬ માં તેઓ હિંદ આવ્યા.

જ્યારે તેઓ આફ્રિકાના હિંદીઓના પક્ષમાં લડતા હતા, ત્યારે આખુ હિંદ તેમના તરફ નજર નાંખી રહ્યુ હતુ તેઓએ

હિંદમાં આવી દક્ષિણ આફ્રિકાના હિંદીઓની દુઃખની કથા માંડી. તેઓએ જાહેર કર્યું કે "ગરિમાઇ ન વેઠી શકવાથી હિંદીઓ પરદેશ જાય છે, તેઓ ગરીબ છતાં મનુષ્ય છે, પશુ નથી; તેઓને અંતઃકરણ છે, લાગણી છે, સુખદુઃખ અનુભવવાની શક્તિ છે. તેઓ વધુ અંગ્રેજી ભણેલા નથી છતાં તેઓ પ્રાચીન હિંદી સુધારાના વારસ છે, જંગલી નથી. તેઓના દેશમાં તેમની જ્ઞાતિઓમાં ધર્માધર્મ, સત્યાસત્ય, ન્યાયાન્યાયનો વિચાર થાય છે. આજે એ લોકોપર પશુ જેટલો જુલમ ગુજરે છે. તેઓ દુર્બળ છે તેથી શ્વેતાંગ જાતિની નજરે હલકા પડયા છે. ત્યાં તેઓની સંખ્યા થોડી છે, છતા આ દેશમાં તેમના ત્રીસ કરોડ બંધુઓ પડયા છે. તેઓ શું તેમના તરફ નજર નહિ કરે ? આવા આવા વિચારો દર્શાવી ગાંધીજી દક્ષિણ આફ્રિકાવાસીઓનાં દુઃખની વાતો ફેલાવવા લાગ્યા. હિંદમાં પ્રજામત મજબુત થયો. દક્ષિણ આફ્રિકાવાસીઓનાં દુઃખનાં વર્ણનોથી ભરપુર પુસ્તકો છપાવા લાગ્યાં.

આ સમાચાર નાતાલની સરકારને મળ્યા. પરંતુ ખરા સ્વરૂપમાં નહિ રજનુ ગજ થઇ આ ચળવળના સમાચાર નાતાલ પહોંચવાથી નાતાલના ગોરાઓ બહુ ગુસ્સે થયા. તેઓએ સાંભળ્યું કે ગાંધી આપણી વિરુદ્ધ હિંદીઓને ઉશ્કેરે છે, હિંદીઓને ઉશ્કેરવા ખાતર તે આપણાપર ખોટા કર્નકો ચઢાવે છે. તેણે એવું જાહેર કર્યું છે કે સરકારના હુકમથી હિંદીઓની દોલત લૂટવામાં આવે છે, ઘરબાર મળમાવવામાં આવે છે, હિદીઓને વિનાવાંકે મારવામાં આવે છે, તેઓ ફરિયાદ કરવા જાય છે તો કોઇ દાદ આપતું નથી; ટુંકામાં હિંદીઓપર એટલો બધો જુલમ થાય છે કે તેઓ થોડા સમયમાં મરી ખુટશે.

આવા આવા સમાચારો સાંભળી નાતાલની સરકારની ધીરજ જતી રહી. ત્યાંના ગોરાઓ ગુસ્સાથી આંધળા બની ગયા. ગાંધીજીના નામપર અનેક જૂઠાં કલંક ચડાવતાં પણ તેઓ અચકાયા નહિ. તેઓનો મનોભાવ જોઈ ગરીબ હિંદી મજુરોનાં હૃદય જુલમની બીકથી કંપવા લાગ્યાં. તેઓએ કંઇ ઉપાય ન જોતાં પોતાના આગેવાન ગાંધીજીને દક્ષિણ આફ્રિકા આવવાનાં કહેણ મોકલ્યાં મહાત્માગાંધી આટલાં બધાં કહેણોનો અસ્વીકાર કેમ કરી શકે ? તેઓનુ હૃદય ગળી ગયું. તેઓ આફ્રિકા જવા તૈયાર થયા આ વખતે તેમણે કુટુંબને પણ સાથે લીધુ, ડર્બન બંદરે તેમની આગબોટ પહોચી. દૈવયોગે એમની આગબોટ સાથેજ એક બીજી આગબોટમાં કેટલાક હિંદીઓ પણ ડર્બન બંદરે આવી પહોચ્યા હતા.

મહાત્મા ગાંધીજીને પડેલો માર—પરદેશથી કોઈ પણ આગબોટ પોતાના દેશનાં બંદરે આવી પહોચે તો બંદરના વ્યવસ્થાપકો તેપરના ઉતારૂઓને થોડા રોજ માટે આગબોટપર અટકાવી રાખે છે. એમ કરવાનો ઉદ્દેશ એ હોય છે કે કોઇ ચેપી રોગવાળો કોઈ પણ દરદી એ વહાણુપર હોય અને વહાણુના ઉતારૂઓને તરતજ દેશમાં આવવાદે તો એ ચેપી રોગ સર્વત્ર ફેલાઈ જાય. આવા હેતુથી આવો નિયમ બધા દેશોમાં રાખવામાં આવ્યો છે. ડર્બન બંદરના વ્યવસ્થાપકોએ પણ આ નિયમ મુજબ હિંદી ઉતારૂઓને નાતાલની ભૂમિપર ઉતરતાં અટકાવ્યાં હતાં. પરંતુ દિવસો તો જવા લાગ્યાં, મુદત પૂરી થતાં તેમને ઉતરવા દેવાજ જોઇએ. આ તરફ નાતાલમાં ગપ ઉડી કે ગાંધીજીની સાથે જે હિંદીઓ આવેલા છે, તેઓ તેમના મળતીઆ છે, ગાંધીજી અદેખાઇને લીધે એ લોકોને નાતાલ લાવેલ છે. તેઓ સરસ કારીગર હોવાથી થોડા રોજમાં ગોરા કારીગરોની રોજીપ

કાપ મુકાશે. આ ગપ ચોતરફ ફેલાઇ, આગમાં ઘી હોમાયું, ગોરા લોકો ગુસ્સાથી રાતાપીળા થઈ ગયા. સભાઓ ભરાવા લાગી, તેમાં તીખાં તમતમતાં ભાષણો થવા લાગ્યાં. કઈ યુક્તિથી ગાંધી અને તેના સહકારીઓનાં પાપી જીવનો પૂરાં થાય, તે માટે વિચારો ચાલવા લાગ્યા. કોઇ કોઇ કહેવા લાગ્યા કે એ બંને આગબોટો ડુબાડી દેવાથી બધું પતશે. બચાવ માટે તેજ સારો રસ્તો છે. જેમ જેમ મુદત પુરી થવા લાગી તેમ તેમ ઉશ્કેરણી વધવા લાગી. ગાંધીજીને આ સમાચાર આપવામાં આવ્યા, સાવચેતી આપવામાં આવી, બીક પણ બતાવવામાં આવી. નાતાલમાં ઉતરવાની મના કરવામાં આવી. એમ પણ જણાવવામાં આવ્યું કે "અમારા ઉપદેશ મુજબ નવર્ત્તતાં તમે તમારાં કુટુંબ અને સોબતીઓ સાથે બંદરપર પગ મુકશો તે તરત તમારો જીવ હતો નહતો થઇ જશે માટે જીવ બચાવવો હોય, તો શાંતિપૂર્વક પાછા ચાલ્યા જાઓ." પરંતુ તેઓ જાણતા નહોતા કે આ બીક અમે કોને બતાવીએ છીએ. મહાત્મા ગાંધી કંઇ એવી બીકથી ડરે તેમ નહોતા. તેમણે ગીતાનાં વાક્યો બરાબર અનુભવ્યાં હતાં, તેઓને આત્માના અવિનાશીપણામાં બરાબર શ્રદ્ધા હતી. તેઓ કર્ત્તવ્ય બજાવતા હતા, ફળની આશા રાખ્યા સિવાય કર્તવ્ય બજાવતા હતા જય પરાજય, જીવન મરણ એ બધું તેમને સમાન હતું. તેથી નિર્ભય ગાંધીજી સોબતીઓ સાથે, કુટુંબ સાથે બંદરપર ઉતર્યા. તરતજ માણસોનાં ટોળે ટોળાં ડક્કા તરફ દોડયાં, બધાંના મોંપર અદેખાઈની આગ ભભુકતી હતી. તોફાન થવાની વકી નાતાલની સરકારે અગાઉથીજ રાખી હતી. વિધાતા બધાની ધ્યાન બહાર પોતાનું કામ કર્યો જતો હતો. રૂદ્રમૂર્તિ ગોરા લોકો આગળ ધસ્યા. તરતજ પ્રભુનાં વચનો નાતાલના એટર્નિ જનરલના મોંમાંથી બહાર પડયાં. તેણે મોટા

અવાજે ઉશ્કેરાયલાં માણસોને કહ્યું " શાંત થાઓ: અત્યારે જુલમ કરવો એ યોગ્ય નથી. આનો ઉપાય થશેજ. એ બાબતમાં નાતાલની સરકાર દઢ છે. તો પણ ડક્ક આગળ કોઈ પણ પ્રકારનું જંગલીપણું બતાવવું એ ઇંગ્લાંડના મુખપર મેશ લગાવવા જેવું છે." તેઓ વાર-વાર આ રીતે શાંતિ દેખાવવાની વિનતિ કરવા લાગ્યા. થોડા સમયને માટે ટોળું શાંત થઇ ગયુ. બધાને જણાયું કે વાદળ વિખરાઇ ગયું. હવે કશું થશે નહિ. જ્યારે આ બનાવ બનતા હતા, ત્યારે ગત પડવા આવી હતી. રાત્રનો અંધકાર ફેલાવાની તૈયારી કરતો હતો. દિવસના અજવાળાંમાં ગાંધીજીનાં કુટુંબને રૂસ્તમજી નામના પ્રખ્યાત વેપારીને ઘેર મોકલવામાં આવ્યું હતુ. તેઓને કોઈ ઓળખતુ ન હોવાથી કોઇએ તેમના તરફ નજર કરી નહોતી; પરંતુ ગાંધીજીને તો બધા જોકે ટોળું વિખરાઈ ગયું હતું. એટર્નિ જનરલનાં વચનથી ઘણાખરા ઘેર જતા રહ્યા હતા તો પણ હજુસુધી ચોતરફ ગોરાઓ ગુસ્સાથી રાતાચોળ બની આમતેમ ટહેલતા હતા. હજુ તેમનો ક્રોધ શાન્ત પડયો નહોતો. એક અમલદારે આવી ગાંધીજીને હજુપણ થોડો વખત ડક્કાપર રહેવાનું જણાવ્યું. તેની ઇચ્છા એવી હતી કે રાતનાં અંધારામાં ગાંધીજીને છુપીરીતે યોગ્ય ઠેકાણે પહોંચાડી દેવા

પરંતુ ગાંધીજી પોતાના એક બૅરિસ્ટર મિત્રની પ્રાર્થના પરથી ડક્કા પરથી પગપાળા આગળ ચાલવા લાગ્યા ચોતરફથી ટોળેટોળાં ગાંધીજીપર ધસી આવવા લાગ્યાં. હજુ અંધારૂં થયુ નહોતુ તેથી ચાતરફ મારો મારો ના પોકાર થવા લાગ્યા. એક દયાળું અંગ્રેજે તનતોડ મહેનતે ગાંધીજીને બચાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે ટોળામાં ઉભું રહેવું જોખમ ભરેલું હતુ. એક ક્ષણમાં આકાશને પૃથ્વી કંપાવતા રાક્ષસી અવાજો સંભળાવા લાગ્યા. ગાંધીજીનો મિત્ર કોણ જાણે ક્યાં અદસ્ય થઇ ગયો. પરંતુ

ગાંધીજી તે વખતે પણ અચળ થઇ ઉભા. અંગ્રેજો મહાન અંગ્રેજ–જાતિની ન્યાય તત્પરતાપર હજુ તેમને દૃઢ વિશ્વાસ હતો તેમણે જોયું કે હું એકલો છું, મારો મિત્ર આ માણસોનાં સમુદ્રમાં કોણ જાણે કયા તણાઇ ગયો છે." તો પણ તેઓ અચળ થઇ ઉભા. તેમને કોણ ચળાવે ! જેમને મરણની બીક નથી, તેમને વળી કોણ ડરાવે ' ચારે તરફ અસંખ્ય શત્રુ. ગોરા લોકો ક્રોધથી રાતાચોળ થઇ ગયા હતા, તે વચ્ચે બધાના ક્રોધનું પાત્ર દુર્બળ હિંદી ! તેણે તે તરફ નજર ન ફેરવતાં પોતાને રસ્તે જવા માંડયું પરંતુ સંસારનું કોઇ મહાન કાર્ય વિપત્તિ વિના–અડચણ વિના થયું છે ? કયા મહાત્માને દુઃખ વિના પોતાનુ કામ સિદ્ધ કરવાનો અવસર મળ્યો છે ? સહેલાઇથી ધર્મનો વિજય થતો હોત તો મહાત્માઓનુ માહાત્મ્ય પણ શું રહેત ? તેથી આજે ક્રોધથી તાતા બનેલા ગોરાઓએ મહાત્મા ગાંધીના દેહને માર મારી ઘાયલ કરી મુકયો. આ પ્રમાણે સુધરેલા ગોરાઓએ પોતાની બહાદુરી બતાવી, ભયંકર પ્રહારથી ગાંધીજી બેભાન થઈ ગયા. પરંતુ આવી સ્થિતિમાં પણ તેમનું આત્મબળ અતૂટ રહ્યું. તેમની પ્રતિજ્ઞા જરાપણ ન ચળી, પરંતુ શરીર અવશ થઇ ગયું. જીવ જાઉ જાઉ કરી રહ્યો. આવી વિપત્તિમાંથી આવા અપરિચિત દેશમાં કોણ બચાવે ? પરંતુ પ્રભુ પોતાના ભકતોને ગમે ત્યાથી મદદ મોકલે છે. એક ગડમ ટોળાને હડસેલી પોતાના જીવની પરવા ન કરતાં ગાંધીજી તરફ દોડી આવી. તેણે પોતાની છત્રીથી ગાંધીજીને ઢાંકી દીધા, બેભાન ગાંધીજી આ રીતે જનનીસ્વરૂપ સ્ત્રીજાતિના પ્રયત્નથી બચ્યાં જે અંગ્રેજ જાતિ ગાંધીજીનો પ્રાણ લેવા ચાહતી હતી. તેજ જાતિની એક સ્ત્રીએ ગાંધીજીને બચાવી અક્ષયકીર્તિ પ્રાપ્ત કરી. જે સ્ત્રીએ મહાત્મા ગાંધી-જીનું રક્ષણ કર્યું હતું, તે ડર્બનના પોલિસ સુપ્રિન્ટેન્ડંટની સ્ત્રી મિસિસ-

અલેકઝાંડર હતી આ મડમને ઘણા લોકો ઓળખતા હતા, તેથી ઉશ્કેરાયલુ ટોળુ શાંત થયુ આ વખતે ગાંધીજી બચ્યા ત્યાર બાદ ગાંધીજીને પોલિસની મદદથી થાણામા લઇ જવામા આવ્યા વખત જતા આ ઉશ્કેરણી મંદ પડી મહાત્માજી છૂટથી હરવા ફરવા લાગ્યા

**બોઅર લડાઈમાં મહાત્મા ગાંધી**—પરતુ બધા દિવસો સરખા જતા નથી અંગ્રેજ અને ટ્રાન્સવાલના બોઅર લોકો અંત કરણમા ધુંધવાતા હતા એ ધુંધવાટ એકાએક સળગી ઉઠયો. આ ભડકો ઇતિહાસમા બોઅર લડાઇના નામથી પ્રસિદ્ધ છે ઇ સ ૧૮૯૯ મા આ લડાઇની શરૂઆત થઈ બોઅર લોકો સુધારામાં અગ્રેજોના બરોબરીઆ હતા, તે જો કે યુરોપની સ્વતત્ર જાતિના હતા છતા તેઓની સખ્યા થોડી હતી સખ્યા થોડી છતા તેઓએ લડાઇમા અગ્રેજો કરતા વધુ કુશળતા દર્શાવી આ બોઅર લોકો સાથે અગ્રેજોને લડાઇ જામી અગ્રેજોના ટોળે ટોળા ટ્રાન્સવાલની સરહદ તરફ જવા લાગ્યા ગાંધીજીએ જાણ્યું કે આ યોગ્ય તક છે દુખમા કરેલી મદદ માણસ કોઈ કાળે ભુલતું નથી માટે આ તક તજવી જોઇએ નહિ. આ લડાઇમાં હિદીઓ અગ્રેજોને તન મન અને ધનથી મદદ કરે અને એ મદદ સભારી અગ્રેજ લોકો તેમના પરનો જુલમ ઓછો કરે એવી આશાથી ગાંધીજીએ અગ્રેજ લોકોને મદદ કરવાનુ નક્કી કર્યુ. ગાંધીજીની આજ્ઞાથી સેકડો હિદીઓ તેમની સરદારી નીચે એકત્ર થયા ગાંધીજીના કહેવાથી તેઓ બધી જુની વાત ભુલી ગયા પરતુ સરકારે તેમની સેવાગ્રહણ કરી નહિ અમને મદદ કરી પાછા તેઓ અમારા જેટલા અધિકાર માગે તો એવા કઈ વિચારથી સરકારે હિદીઓની મદદ લેવાનુ નાકબુલ કર્યું. પરતુ સરકારે બોઅર લડાઇને જેટલી ક્ષુદ્ર માની હતી તેટલી

ક્ષુદ્ર તે નહોતી દહાડે દહાડે લડાઇનું સ્વરૂપ ભયંકર થતું ગયું અગ્રેજોને માણસોનો તોટો પડયો, એટલે સરકારે હિંદીઓને બોલાવ્યા. ગાંધીજીની સરદારી નીચેના સ્વયંસેવકોએ ઘાયલોની સેવા કરવાનું શરૂ કર્યું. હજારો સ્વયંસેવકો ગાંધીજીની સરદારી નીચે રાત દહાડો લડાઇના મેદાન પરથી ઘાયલ સૈનિકોને ઉપાડી લાવતા અને સારવાર માટે તંબુમા અગર ઇસ્પિતાલમા લઇ જતા આ લોકોએ કદીપણ લડાઇ જોઇ નહોતી યુદ્ધ કેવુ ભયંકર હોય છે, તે તેમણે જન્મારામા પણ અનુભવ્યુ નહોતું તેઓ ગરીબ હિંદી હતા, પેટ ભરવા આ દૂર પરદેશમા આવી વસ્યા હતા, છતા તેઓએ પરદેશી લોકો માટે તનતોડ મહેનત કરી કારણ શુ? મહાત્મા ગાંધીજીની આજ્ઞા, મહાત્માજી કદી જુઠુ કહેજ નહિ, એવો તેમને વિશ્વાસ હતો મહાત્માજીએ કહ્યુ હતુ કે તમે તમારા જીવનનું બળિદાન આપશો તો તમારી પછી જે જે હિંદીઓ અહીં આવશે તેમને ગોરાઓ જેવાજ અધિકાર મળશે તમે તમારા પ્રાણના બદલામા એ હક મેળવશો તમે જીવને વહાલો ગણી સ્વદેશપર કાળાશ ચઢાવતા નહિ અગ્રેજોને તમે મદદ કરો. અગ્રેજો કદી પણ આ ઉપકાર ભુલી જશે નહિ. મહાત્મા ગાંધીજીના આવા વચનો સાભળી હિંદીઓ જીવ આપવા તૈયાર થયા હતા. ચારે તરફ ગોળીઓ છૂટતી હતી, ભયંકર તોપો ગર્જના કરતી હતી, હથિયારો ખખડતા હતા, તે તરફ નજર પણ ન કરતા હિંદીઓ પોતાનુ કાર્ય બજાવ્યે જતા હતા કેટલાએ લોકોના જીવ ગયા આ લોકોએ જીવ આપી દેશનુ મો ઉજ્વળ કર્યું. દક્ષિણ આફ્રિકાના એક વર્તમાનપત્રમા આ હિંદી સ્વયંસેવકોના સબંધમાં એક અગ્રેજ સૈનિકે જે લખ્યુ હતું તે કોઈ ભુલે તેમ નથી એ સૈનિકનો પત્ર ઇ સ ૧૯૦૧ મા ઇલેસ્ટ્રેટેડ સ્ટાર નામનાં વર્તમાનપત્રમાં પ્રગટ

થયો હતો. તેમાં એ સૈનિક હિંદી સ્વયંસેવકોની બહુજ પ્રશંસા કરી હતી. તેણે લખ્યું હતું કે "તેઓનો ઉદ્યોગ, ત્યાગ, સહનશીલતા અને હિંમત બધી રીતે વખાણવા લાયક છે. તેઓના નેતા મહાત્મા ગાંધી એક અસાધારણ માણસ છે, તેમણે બધી અવસ્થામાં, દુઃખ અને વિપત્તિના સમયમાં જે ધૈર્ય, જે સહનશીલતા અને સાહસિકતાનો પરિચય કરાવ્યો છે, તે ખરેખર અદ્‌ભુત છે તેઓ ત્યાગી, કર્મનિષ્ઠ, સંપૂર્ણ વિકારરહિત એકનિષ્ઠ દેશસેવક છે.

સ્વયંસેવકોનાં વખાણો ચોતરફ સંભળાવા લાગ્યાં; સરકારે આ સેવા બદલ ગાંધીજીને એક ચાંદ આપ્યો. હિંદીઓ તરફનો અંગ્રેજોનો દ્વેષ જતો રહ્યો, સુખના દહાડા આવ્યા; મહાત્મા ગાંધી કઠોર કર્તવ્ય બજાવ્યા બાદ શાંતિ અનુભવવા લાગ્યા. તેઓ કુટુંબ સાથે સ્વદેશ આવવા તૈયાર થયા. હિંદીઓએ કૃતજ્ઞહૃદયે તેમને વિદાયગીરી આપી. કૃતજ્ઞતાના ચિન્હસ્વરૂપ તેઓએ મૂલ્યવાન ચીજો ગાંધીજીને આપી. પરંતુ ગાંધીજીએ એ બધી ચીજો પોતે ન રાખતાં સત્કાર્યમાં વાપરવા માટે પાછી આપી. તેમનું બધું કાર્ય પૂરૂં થયું હતું. આકાશમાંનાં વાદળા વિખરાઇ ગયાં હતાં. પૂર્વ આકાશમાં અરૂણનો ઉદય થયો હતો, તે જોઈ તેઓ શાંતિ અનુભવતા અનુભવતા સ્વદેશ આવી પહોંચ્યા.

પરંતુ અદૃષ્ટનું કેવું કઠોર હાસ્ય; પોતાનો જીવ આપી જે બદલાની આશા રાખી હતી તે બદલાને બદલે ટ્રાન્સવાલમાં હિંદીઓ પર કાળો કેર વરતાવા લાગ્યો. એક ખાસ કાયદો પસાર કરી હિંદીઓના ઉદયના બધા રસ્તા બંધ કરી દેવામાં આવ્યા. કુટુંબસાથે ટ્રાન્સવાલમાં રહેવું પણ અશક્ય થઇ પડયું, જે જે હિંદી વેપારી-

ઓએ ટ્રાન્સવાલમા વેપાર જમાવ્યો હતો, તેને ત્યાં રહેવુ મુશ્કેલ થઈ પડ્યુ સરકારના ખાસ પરવાના સિવાય ટ્રાન્સવાલમા પ્રવેશ કરવાનું અગર કોઇ પણુ ધધો કરવાનું બધ થયુ, જાતિદ્વેષ વધી ગયો આ જીવ આપ્યાનો બદલો મળ્યો ! મહાત્માજીને આ સમાચાર મળ્યાં

એ વખતે સસ્થાન ખાતાનો પ્રધાન મિ ચેમ્બરલેન સસ્થાનોની સ્થિતિ તપાસવા જાય છે, એવી ખબર મહાર આવી ગાંધીજી જરા પણુ સમય ન વીતાડતા દક્ષિણુ આફ્રિકા જઇ પહોચ્યા દયાળુ મહાત્મા પોતાનું સઘુ દુ ખ વિસરી પાછા દક્ષિણુ આફ્રિકા જઇ પહોચ્યા, તેઓ પ્રથમ નાતાલ ગયા અને ત્યાં મિ ચેમ્બરલેનને મળી હિંદીઓની દુર્દશા અને સસ્થાનવાસીઓની વર્ત્તણુક સમજાવવા તૈયાર થયા ઘણા હિંદી પ્રતિનિધિઓ સાથે તેમણે મિ ચેમ્બરલેનની મુલાકાત લીધી નાતાલની સરકારે તો ગાંધીજીના આ પ્રયત્નમા કઇ અડચણ ન નાખી પરતુ ટ્રાન્સવાલની સરકાર મહાત્માજીને ઓળખતી હતી કેટલાક પ્રાણીઓ જેમ લાલ કાપડ જોઇ ભારે ગુસ્સે થાય છે, તેમ ટ્રાન્સવાલની સરકાર પણ ગાંધીજીને જોઇ ભારે ગુસ્સે થતી પરતુ મહાત્મા ગાંધી તેથી અકે તેમ નહોતા તેને કોઇ પણુ ઉપાયે ઉદ્દેશ સિદ્ધ કરવો હતો તેથી તેઓ પોતે ટ્રાન્સવાલ ન જતા ટ્રાન્સવાલના કેટલાક પ્રતિનિધિઓને ચેમ્બરલેન સમક્ષ મોકલ્યા આ તરફથી મહાત્માજીએ વિચાર્યું કે સ્થિતિ એવી વિષમ થતી જાય છે, માટે થોડા દિવસ અહીંજ રહેવુ પડશે તેથી તેઓ પ્રિટોરિઆની સુપ્રિમ કોર્ટના એટર્નિ તરીકે કામ કરવુ શરૂ કર્યું ટ્રાન્સવાલના હિંદીઓ મહાત્મા ગાંધીજીને ત્યાં રહેતા જોઇ બહુ ખુશી થયા.

મહાત્મા ગાંધીજીએ જોયુ કે પ્રબળ પ્રજામત જાહેર કરવાથી કાર્ય સહેલુ થશે યુરોપીઅનો સાથે ઝઘડો કરતા યુરોપીઅન ઉપાય ગ્રહણ કરવા જોઇએ તે માટે સભા, સમિતિ ને વર્ત્તમાનપત્રની જરૂર છે એ દ્વારા બધો ફરિયાદો સરકાર સમક્ષ રજુ કરી શકાય, તેમ બીજાઓની સહાનુભૂતિ પણ મેળવી શકાય એ ઉદ્દેશથી તેમણે ૧૯૦૦માં બ્રિટિશ ઇંડિઅન એસોસિએશન નામની એક સભા અને ઇંડિઅન ઓપિનિઅન નામનું એક છાપુ કાઢવુ શરૂ કર્યું એ છાપાના સંપાદક તેઓ પોતે બન્યા સરકારના અન્યાયો જગત સમક્ષ જાહેર થવા લાગ્યા પ્રબળ દલીલોથી સરકારના અન્યાયી કાર્યોની સમાલોચના થવા લાગી હવે સરકાર મુંઝાઇ સરકાર એમ સમજતી હતી કે અહીના કુલીઓપરનો જુલમ આ દેશબહારના લોકો નહિ જાણે આપણે આપણા સ્વાર્થ ખાતર તેઓ તરફ પણ જેવુ વર્ત્તન ચલાવશુ તોપણ એ વર્તનના સમાચાર સાગરપાર નહિ જાય, અગ્રે જજાતિ એમાનુ કઇ જાણશે નહિ તેથી આપણે યાવચ્ચંદ્રદિવાકરૌ હિંદીઓપર જુલમ કર્યે જ જશુ પરતુ હિંદીઓની મદદે મહાત્મા ગાંધી જેવા પુરુષસિંહ આવી પહોચ્યા હતા મહાત્માજીને આ વર્ત્તમાનપત્રમા ઘણી ખોટ જતી હતી પરતુ ઇશ્વરે સદ્વ્યવહાર માટેજ તેમને પૈસો આપ્યો છે, એમ તેઓ જાણતા હોવાથી ત્રીસ હજાર રૂપીઆ તેઓએ આ વર્ત્તમાનપત્ર ચલાવતા વાપર્યા વાચકો, નેતા થવુ એ કઈ બચ્ચાની રમત નથી નેતા કયા ગુણોથી થવાય છે તે જુઓ. આવો નેતા સેકડો વર્ષે એકાદ માડમાડ જન્મે છે

ગરીબ હિંદીઓને રહેવા માટે જે જગા નક્કી કરવામાં આવી હતી તે જગા યુરોપીઅનોને મુકાબને બહુજ ઉતરતી હતી, બહુજ ગંદી હતી, તેમા વળી હિંદીઓ ગરીબ હોવાથી તેઓની તદુરસ્તી

બહુજ બગડતી એકજ શહેરમા યુરેપિઅનનો લતો અમરાવતી જેવો અને હિંદીઓનો લતો નર્ક જેવો એ અનુભવ આપણે હિંદમા બેઠા બેઠા અનુભવીએ છીએ તો પછી દક્ષિણ આફ્રિકામા તો હોયજ એવા શુ નવાઈ ? આવી સ્થિતિને લીધે જોહાનસબર્ગના હિંદી મહોલામાં પ્લેગ શરૂ થયો. જોતજોતામા સેકડો હિંદીઓ મરવા લાગ્યા હિંદીઓની આ દશા સરકાર ટગર ટગર જોતી હતી કારણકે હિંદીઓની ગણતરી કઇ માણસમા થતી નહોતી યુરોપિઅનોના કુતરા બિલાડાં પણ તેઓના કરતા વધુ સગવડ ભોગવતા આવા ભયકર રોગમા પણ સરકાર તરફથી દવા દારૂની કરી વ્યવસ્થા ન થઇ પરતુ મહાત્મા ગાધીજી કઇ શાત રહી શકે તેવા નહોતા તેઓ કેટલાક સ્વયસેવકો સાથે આ રોગ શાત કરવા તૈયાર થયા રોગીઓને જુદા જુદા ઘરમાં રાખી દવા શરૂ કરી આ રોગ કેટલો બધો ચેપી છે તે મહાત્માજી જાણતા હતા છતા તેઓએ પોતાની જિંદગી જોખમમા લાવી હિંદીઓની સારવાર માંડી. આવો નેતા હિંદમા કદી જન્મ્યો છે ? મહાત્માજીના પ્રયત્નથી રોગ શાત થયો

જ્યા જ્યા જીવ છે, ત્યા ત્યાં શિવ છે, હિંદુઓના શાસ્ત્રોમા જીવ જીવ વચ્ચે જુદાઈ ગણી નથી મહાત્મા ગાંધીજી પણ દરેક સ્થળે આ સમાનતા સ્વીકારે છે તેઓએ દક્ષિણ આફ્રિકામા રહેતી વેળા આ સામાજિક સામ્યવાદ કેવી રીતે વ્યવહારમાં ઉતાર્યો હતો, તે જાણતા આપણને બહુજ નવાઈ ઉપજે છે તેમણે એક કુદરતી શોભાસપન્ન વશાળ જમીન ખરીદી ત્યા એક સુંદર ગામડુ વસાવ્યુ હતું એ ગામડાનો બરાબર ચિતાર આપણે કદી ખડો કરી શકીએ નહિ ત્યાં ઉચ્ચ નીચનો ભેદ નહોતો, પૈસાદારને ગરીબનો ભેદ નહોતો, ત્યાં બધાં સરખાં હતા, બધા થોડાથી સતોષ માનતાં, બધા મહેનતુ હતા.

જોતજોતામાં ઘણા ગોરાલોકો પણ ત્યાં આવી વસવા લાગ્યા. એ ગામડું ફિનિક્સ ટાઉનના નામથી ઓળખાવા લાગ્યું. આ ગામડું હંમેશને માટે મહાત્માજીની કીર્તિ જગમાં જાહેર કરશે.

**ઝુલુયુદ્ધમાં મહાત્મા ગાંધીજી**—ટ્રાનસવાલની લડાઇમાં જેમ મહાત્મા ગાંધીજીએ સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી ઘાયલ સૈનિકોની સેવા કરી હતી, તેમ આ વખતે પણ તેઓ સરકારની મદદે ખડા રહ્યા. ઈ. સ. ૧૯૦૬ માં ઝુલુયુદ્ધ શરૂ થયું. મહાત્માજીએ લડાઇ પુરી થતાં સુધી ઘાયલ સૈનિકોની સેવા કરી. આ કાર્ય કરતાં તેમના ઘણા સોબતીઓને જીવ આપવા પડયા, પણ તેઓ પોતાનું લોહી રેડી હિંદીઓનુ મુખ ઉજ્વળ કરી ગયા. વળી મહાત્માજીના યશ ગોરાલોકોમાં ગવાવા લાગ્યા.

**નવો જુલમી** કાયદો—ઝુલુયુદ્ધનાં ઇનામ દાખલ હિંદીઓને માટે એક નવો કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદા મુજબ દરેક હિંદી સ્ત્રી પુરુષોને ટ્રાન્સવાલમાં રહેવું હોયતો તેણે અંગુઠાની છાપ આપવી જોઇએ. આ કાયદાનો ઉદ્દેશ ટ્રાન્સવાલમાંથી હિંદીઓને હાંકી કાઢવાનો હતો કારણકે પોતાના અંગુઠાની છાપ આપવાનુ કાર્ય અતિશય અપમાનજનક હતું. સરકારે ધાર્યું હતું કે આ અપમાનની બીકથી હિંદીઓ દક્ષિણ આફ્રિકામાંથી ચાલ્યા જશે. મહાત્માજીને વળી નવી લડાઇ જગાવવી પડી. આવું અપમાન તે કેમ સહન થાય, એનો ઉપાયતો કરવોજ જોઇએ. વળી તેઓ સરકાર સાથે ઝગડામાં ઉતર્યા. ફળ ઇશ્વરને સોંપી કર્ત્તવ્ય બજાવવા તૈયાર થયા.

ઘણો પ્રયત્ન કર્યા બાદ સરકારે દયા કરી સ્ત્રીઓને આ કાયદાથી મુક્ત કરી. પરંતુ એ કંઇ પુરતું નહોતું. મહાત્માજીએ પ્રયત્ન

જારી રાખ્યા. તેઓ આ કાયદો પસાર થતો અટકાવવાના પ્રયત્નો કરવા લાગ્યા તેમણે આખા દેશમાં પુષ્કળ ચળવળ ચલાવી. પોતાથી જેટલું બની શકે, તેટલું કર્યું. પરંતુ સરકાર એકની બે થઇ નહિ ગોરા લોકોએ પોતાના સ્વાર્થ ખાતર એ કાયદો પસાર કર્યો.

પરંતુ ગાંધીજી હતાશ ન થયા. તેમણે હિંદીઓને એક નવા મંત્રની દીક્ષા આપી. હિંદીઓ પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે ગમે તેમ થાય પણ અંગુઠાની છાપ ન જ આપવી. જીવ જાય તો ભલે પણ ટ્રાન્સવાલની સરકારનો એ અન્યાયી કાયદો ન માનવો. જો આજે ટ્રન્સવાલનો આ અન્યાયી કાયદો સહન કરશું તો આગળ જતાં દરેક સંસ્થાન એવા કાયદા કરશે. માટે આ કાયદો માનવો નહિ. મહાત્મા-જીનાં તેજસ્વી વચનો સાંભળી હિંદીઓના હૃદયમાં ઉત્સાહ રેડાયો. ગમે તેમ થાય પણ કાયદાનો સ્વીકાર તો નજ કરવો, એવી બધા-એ પ્રતિજ્ઞા લીધી. આનુ નામ નિરૂપદ્રવ પ્રતિરોધ પડયું. આ નિર્બ-ળનું બળવાન હથિયાર છે. મહાત્મા ગાંધીજીએ આ કાયદો રદ કરા વવા વિલાયતમાં પણ ભારે ચળવળ ચલાવી. કારણકે આ કાયદો શહેનશાહ પાસ કરે ત્યારેજ અમલમાં આવવાનો હતો. પરંતુ બધે ઠેકાણેથી નિષ્ફળતા મળી. હિંદના શહેનશાહે ગરીબ પ્રજાના વાલીએ, તેમાં સંમતિ આપી, કાયદો પસાર થઇ ગયો.

હવે હિંદીઓની પરીક્ષાનો સમય આવ્યો, કર્મવીર મહાત્મા ગાંધી આ જુલમ અટકાવવા તૈયાર થયા. તેઓ બધાને રસ્તો બતાવવા આગળ ચાલ્યા. વિલાયતી માલ વાપરવો બંધ કરો, અંગ્રેજોનો સંબંધ છોડીદો ઇત્યાદિ વચનો કહાડતા નકલી નેતા જેવા ગાંધીજી નહોતા. તેઓ તો પોતાનાં વર્તનથી લોકોને ઉત્સાહ આપી રહ્યા હતા બીજાને

કેદખાનામાં નખાવી પોતે ઘેર બેઠા આનંદ કરે એવા મહાત્મા ગાંધીજી નથી તેઓતો બધાની સાથે પોતે બધુ કષ્ટ સહેવા તૈયાર થયા.

કાયદો પસાર થતાંજ મહાત્મા ગાંધીજી ઉંઘ આહાર તજી એશિઆવાસીઓને આ કાયદા સામે એકસંપી કરવાનું સમજાવવા લાગ્યા. દક્ષિણ આફ્રિકાની જમીન અને આકાશ કંપાવતો મહાત્માજીનો સ્વર સાભળી હજારો એશિઆવાસીઓ પ્રતિજ્ઞા લેવા લાગ્યા કે અમે કોઇ પાછા હઠશુ નહિ. ભલે દુઃખ આવી પડે, ભલે અમારૂં લુટાઇ જાય, એ બધુ અમે સહન કરશુ, પણ દેશની આબરૂ જાળવશુ, મરણ તો બધાને માથે છે, માણસ માણસ માત્રને માટે મરણતો નિશ્ચિત છે, કાયર હોય તે મરણથી ડરે છે, વીરપુરૂષ મરતા છતા અમર રહે છે, વીરનો આત્મા અમર છે, ત્યાગીઓના દેશમા, પદ્મિનીના દેશમા, સંયુક્તાના દેશમા અમારો જન્મ છે; મહાત્મા, ત્યાગી મહા વીર્યવાન પુરૂષસિંહ અમારો નેતા છે, અમે જીવતા ને મરતા એ પુરૂષસિંહને પગલે ચાલશુ.

આવી રીતે એકસંપી કરી હિંદીઓએ એ કાયદાનો ભંગ કર્યો કોઇએ અંગુઠાની છાપ આપી નહિ. કોઇએ નામ રજીસ્ટર કરાવ્યુ નહિ, સરકારી અમલદારોએ કેટલીય યુક્તિ કરી, પણ બધું નકામુ ગયુ હવે અમલદારોએ પણ દમનનીતિ શરૂ કરી. અપરાધીઓને કેદમા નાખવામા આવ્યા. મહાત્માજીનું નામ સ્મરી બધા જેલમા જવા લાગ્યા. આ વખતનો ઉત્સાહ અનુભવ્યા વિના સમજાય તેવો નથી મહાત્મા ગાંધીજીનો ઉપદેશ હતો કે કોઇએ જરા પણ ઉપદ્રવ ન કરતા, ચુપચુપ પણે બધું કષ્ટ ભોગવવુ. બધા એ પ્રમાણે વર્ત્તવા લાગ્યા; ગાંધીજી પણ જેલમાં ગયા. જેલ પણ પવિત્ર થઇ. આવા ત્યાગી મહાપુરૂષના પગની રજથી જેલ પણ પવિત્ર થઈ. આટલા

બધા દેશભક્ત સેવકોની પદરજથી પવિત્ર બનેલી જેલો કરતાં વધુ પવિત્ર તીર્થસ્થાન બીજું કયું હોઇ શકે ?

આ વખતે અમલદાર વર્ગ મુઝાયો. અમલદારોએ મહાત્માજી આગળ કબુલ કર્યું કે એશિયાવાસીઓ પોતપોતાનાં નામ નોંધાવશે કે તરત કાયદો રદ કરવામાં આવશે. સરલતાની મૂર્તિ ગાંધીજી આ વાગ્જાળમાં ફસાયા. તેમણે દેશબંધુઓને નામ નોંધાવવાનું કહ્યું પરંતુ તેથી દેશબંધુઓમાં તેમને વિષે જે માન હતુ તે ઓછું થઇ ગયુ, તેઓએ વિચાર્યું કે ગાંધીજીએ લોભને વશ થઇ, ઉચો ઓદ્દો મેળવવાની આશાથી, પોતાનો સ્વાર્થ સાધવા માટે આ પગલું ભર્યું છે. જેને તેઓ સ્વર્ગના દેવતા માનતા હતા, તેને વિષે હૃદયમાં આવો વિચાર આવતાંજ કેટલાક તો આનું વેર વાળવા પણ તૈયાર થઈ રહ્યા.

અંગૂઠાની છાપ આપવા ખાતર દરેક એશિયાવાસીઓને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા. મહાત્માજી પોતે પણ અંગૂઠાની છાપ આપવા ખાતર ઓફિસમાં જતા હતા, એ વખતે ઉપલા ભાવથી ધુંધવાતા એક મુસલમાને મહાત્માજી પર હુમલો કર્યો. એક જબર ફટકાથી ગાંધીજી બેભાન થઇ જમીનપર પડયા. પરંતુ જે જાતિ આખી દુનિયાપર વિશાળ રાજ્ય ચલાવે છે, તે જાતિમાં મહાપુરુષોનો પણ તોટો નથી. જો તે જાતિમાં એવા મહાપુરુષો રૂપી અભેદ્ય દિવાલ ન હોત તો એ સામ્રાજ્યના ચુરેચુરા થઇ ગયા હોત. આવી અવસ્થામાં રેવરેન્ડ મિ. ડોક ગાંધીજીનાં બેભાન શરીરને ઉપાડી ગયા, તેમની સ્ત્રીએ મહાત્માજીની કાળજીપૂર્વક સારવાર કરી તેમણે જો ગાંધીજીની આવી રીતે સારવાર ન કરી હોત તો હિંદને અભયવાણી સુણાવનાર મહાત્મા ગાંધીની જિંદગી અત્યારે ન હોત ! હિંદવાસીઓ એ દયાળુ દમ્પતીનો આભાર કદી નહિ વિસરે.

મહાત્માજી ધીમે ધીમે સાજા થયા. આટલું દુઃખ ભોગવવું પડ્યું છતાં, તેમણે પોતાની પ્રતિજ્ઞા પાળી તેમને એની ચિંતા થઇ પડી કે કદાચ આ બાબતને લીધે હિંદુ મુસલમાનમાં વેર ન જામે. તેમ થશે તો બધું કર્યું કારવ્યું ધૂળમાં મળશે. આ ભયથી તેઓએ માંદા માંદા પણ કર્તવ્ય નક્કી કરવા લાગ્યા. જાહેર ખબરદ્વારા જાહેર કર્યું કે મારા આ રક્તપાતથી હિંદુ–મુસલમાનનું બંધન દૃઢ થાય એવી પ્રભુની ઇચ્છા છે, એજ મારી માગણી છે. મને માર મારનારાઓએ ભૂલથી આ કાર્ય કર્યું છે. તેઓ બધા ક્ષમાને પાત્ર છે. ઇશ્વરપર વિશ્વાસ રાખી મારી માગણી સ્વીકારી, નામ લખાવવામાં આનાકાની ન કરો; ઇશ્વર આપણું ભલું કરશે.

તેમનો હુકમ બરાબર પાળવામાં આવ્યો; પણ સરકારે શું કર્યું તેણે તો નફટાઇથી જવાબ આપ્યો કે કાયદો તો જેમનો તેમ રહેશે. ગાંધીજીએ કેટલીએ મહેનત કરી છતાં સરકારે વચન નજ પાળ્યું. ગાંધીજીને બરાબર અનુભવ મળ્યો. આમ ડગલે ડગલે અનુભવ મેળવી કોણ હિંદનું નેતાપદ પામ્યું છે ! ગાંધીજીએ જોયું કે હજુ સરકાર અમારી પરીક્ષા કરવા માગે છે, તેથી તેમણે ફરીથી સત્યાગ્રહની લડત આરંભી.

ધાન્યનાં ખેતરમાં ઉભેલું અનાજ પવનના ઝપાટાથી એકી સાથે જેમ નમી પડે તે રીતે મહાત્મા ગાંધીજીની આજ્ઞાથી ફરી હિંદીઓ તૈયાર થયા. હવે કોઇએ નામ નોંધાવ્યું નહિ, કોઇએ અંગૂઠાની છાપ આપી નહિ, બધાએ એકમતે સરકાર સામે બાથ ભીડી.

સરકારે દમનનીતિ આરંભી. પણ તેથી સત્યાગ્રહીને શાનો ડર? જેઓ ત્યાગ કરવા તૈયાર થયા છે, જેઓ એકસંપ થયા છે,

તેઓની સમક્ષ સેંકડો વિપત્તિઓ તરણાની પેઠે ઉડી જાય છે. ગાંધીજીનાં વચનોથી વળી બધા હિંદીઓનાં હૃદયમાં અમૃત રેડાવા લાગ્યું. બધાએ કાયદાનો વિનયપૂર્વક ભંગ કર્યો. બધા કારાગૃહમાં પુરાવા લાગ્યા. કોઇએ પોતપોતાના સ્વાર્થ સામું ન જોતાં દેશખાતર જેલ ભોગવી પૈસાદાર ને મજુર દરેકે દરેક હાથમાં હાથ મિલાવી જેલજાત્રા કરવા લાગ્યા. સરકાર સત્યાગ્રહીઓની દૃઢતા જોઈ જુલમની હદ વધારતી ગઈ. જેલમાં પણ તેમના પર જુલમ થવા લાગ્યો. પરંતુ સત્યાગ્રહી વીરો તે તરફ નજર પણ કરતા નહિ. ઉલટું જુલમના વધવા સાથે તેમની દૃઢતા પણ વધતી ગઇ. આ સમયે ટ્રાન્સવાલમાંના હિંદીઓએ જે વર્તન બતાવ્યું છે, તે જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધવા જેવું છે. ગાંધીજી પણ એ બધા સાથે કેદમાં પડયા હતા. તેમણે દૃઢતાપૂર્વક સરકારને કહ્યું કે "જ્યાંસુધી આ અન્યાયી કાયદો નહિ રદ થાય, ત્યાંસુધી અમે બધાં દુઃખો વેઠવાને તૈયાર છીએ. હું હિંદીવાનોનો આગેવાન છું, મેંજ તેઓને આ કાર્ય કરવાની સલાહ આપી છે. માટે સરકારે મને ગમે તેવી સખત શિક્ષા કરવી.

ગાંધીજીની સજા પુરી થતાં તેઓએ વિચાર્યું કે વિલાયત અને હિંદ બંને દેશોમાં આ લડતના સંબંધમાં ખાસ ચળવળ ચલાવવાની જરૂર છે. ઇંગ્લાંડની લાગણી અને હિંદીઓની સહાનુભૂતિથી આ લડતનો જલદી છેડો આવશે. ઇંગ્લાંડમાં ઉદાર મતવાળા મહાપુરુષોનો તોટો નથી. તેઓના દેશભાઇઓના જુલમની વાત તેમની સમક્ષ રજુ કરતાં નક્કી તેઓ તેનો પ્રતિકાર કર્યા સિવાય રહેશે નહિ. વિલાયતની સરકાર પણ પુરી ખબર મળતાં તટસ્થ રહી શકે નહિ. અને હિંદનો આરો સ્વદેશ છે. હિંદ હિંદીઓનાં દુઃખ તરફ નજર નાખ્યા સિવાય

કરી રહેજ નહિ. આવા વિશ્વાસથી ગાંધીજી કેદમાથી છૂટયા કે તરત જરાપણ ન થોભતા એક સાક્ષી સાથે ઇંગ્લાંડ રવાના થયા, તથા ઇંડિઅન ઓપીનીઅનના તંત્રીને હિંદમા મોકલવામા આવ્યા. હિંદ અને ઇંગ્લાંડ બને સ્થળે ભારે ચળવળ ચાલી. ઇંગ્લાંડના ઘણા વર્તમાનપત્રો આ લડત તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. ઘણા અંગ્રેજ મહાપુરૂષો આ લડતને ખુલી રાતે ટેકો આપવા લાગ્યા, અને આ લડત સફળ થાય તે માટે પૈસાની મદદ કરવા લાગ્યા. હિંદમા પણ ભંડોળ એકઠુ થવા લાગ્યુ. મુંબાઇના પ્રખ્યાત ધનવાન સર રતન ટાટાએ આ વખતે હિંદવાસીઓને પૈસા સંબધી સારી મદદ કરી હતી. હિંદની ધારાસભામા ગોખલેએ આ બાબત ઝુંબેશ ઉઠાવી. હિંદી સરકારે એક કાયદો ઘડી દક્ષિણ આફ્રિકામા મજુરો મોકલવાનુ બંધ કર્યું. નાતાલની સરકારે ગુસ્સે થઇ દમનનીતિ શરૂ કરી. તેણે ઘણા હિંદીઓને એક વહાણ પર ચઢાવી હિંદ મોકલી દીધા. હિંદીઓ હિંદ આવી પાછા નાતાલ તરફ રવાના થયા. આ વખતે નાતાલની સરકારે નક્કી કર્યું કે તેમને વહાણપરથી કિનારે જ ઉતરવા ન દેવા. એક હિંદીવાન વહાણ પરથી દોરડે તરી જમીનપર જવા પ્રયત્ન કરવા લાગ્યો, પણ સરકારે તેને કિનારે ઉતરવા ન દીધો. તેને દરિયાનાં પાણીમાજ કાયમનો વિસામો લેવો પડયો પરતુ હિંદી સરકાર નિશ્ચેષ્ટ નહોતી. થોડી મુદ્દત બાદ આ જુલમ બંધ પડયો. ત્યારબાદ દક્ષિણ આફ્રિકાની રાજ્ય વ્યવસ્થા બદલી. ઈ. સ. ૧૯૦૯ મા દક્ષિણ આફ્રિકાનાં નાનાં નાનાં રાજ્યો એકત્ર થઈ દક્ષિણ આફ્રિકાનુ સંયુક્ત રાજ્ય બન્યું. તેની રાજધાની પ્રિટોરિઆ થઈ.

ત્યારબાદ બ્રિટિશ સરકારની માગણીથી યુનિઅન સરકારે એક

નવો કાયદો ઘડવાની તૈયારી કરી. બ્રિટિશ સરકારે આશા રાખી હતી કે આ નવા કાયદામાં હિંદીઓ તરફ સારી નજરે જોવામાં આવશે પરંતુ જાતિદ્વેષ એ એવું ભયંકર વિષ છે કે માણસને મનુષ્યત્વહીન કરી મૂકે છે નવો ખરડો પણ જાતિદ્વેષ વિનાનો ન થયો. તેથી તે કાયદાનો ખરડો રદ થયો. આ રીતે નવા નવા ખરડા તૈયાર થવા લાગ્યા ને રદ થવા લાગ્યા.

**દક્ષિણ આફ્રિકામાં ગોખલે**—જ્યારે દક્ષિણ આફ્રિકામાં આ બનાવ બનતા જતા હતા, ત્યારે હિંદના રાજનીતિક્ષેત્રને વિષે ગોખલે બહુ પ્રખ્યાત થયા હતા આ બાબતમાં તેમણે હિંદી સરકારનું લક્ષ ખેંચ્યું હતું. ગાંધીજીએ તેમને દક્ષિણ આફ્રિકાની દશા નજરોનજર જોવાનું આમંત્રણ આપ્યું ગોખલે દક્ષિણ આફ્રિકા ગયા તેમના આગમનથી દક્ષિણ આફ્રિકાના ગોરાઓમાં હિંદપરનો પ્રેમ ઉભરાવા લાગ્યો ચોતરફ સભાઓ થવા લાગી ગોખલેને માન આપવામાં આવ્યું. ત્રણ પૌંડનો મુડકી વેરો રદ કરવામાં આવશે, અપમાનજનક બધા કાયદા રદ કરવામાં આવશે, ઇત્યાદિ વચનો આપવામાં આવ્યા. દક્ષિણ આફ્રિકાના ગોરાઓ જાણે હિંદીઓ તરફનો દ્વેષ વિસરી ગયા હોય તેવું જણાયું ગોખલે દિગ્વિજય કરી હિંદ પાછા ફર્યા [illegible] નવો ખરડો તૈયાર થયો. તેમાં પણ એને એજ વાત હોવાથી પાછો સત્યાગ્રહ શરૂ થયો યુનિયન સરકાર એટલી બધી સ્વાર્થાંધ થઈ હતી કે હિંદુ મુસલમાનની વિવાહવિધિને પણ તરછોડવા તૈયાર થઇ હિંદી સ્ત્રીઓ આ અપમાન ખમી શકી નહિ. સ્ત્રીઓ પણ આ લડતમાં જોડાઇ

**સત્યાગ્રહના મંત્રથી દીક્ષા પામેલી હિંદી સ્ત્રીઓ**—સ્ત્રીઓ

પોતાના પર આવી પડેલી વિપત્તિ ટાળવા તૈયાર થઈ. સેંકડો સ્ત્રીઓ આ કાયદા સામે કટિબદ્ધ થઇ જોહાન્સબર્ગ અને નાતાલમાં બે ટોળાં એકત્ર થયાં. અગ્નિ સળગવા લાગ્યો, પવન ફુંકાવા લાગ્યો. નારીજાતિના ઉત્સાહથી પુરુષોના ઉત્સાહ બેવડાવા લાગ્યો. નાતાલની સ્ત્રીઓ આ વખતે ટોળાબંધ થઇ ટ્રાન્સવાલ તરફ ચાલી. તેઓનો ઉદ્દેશ એ હતો કે યુનિયન સરકારના બધા પ્રદેશોમાં ફરી મજુરોને આ કાયદા વિરુદ્ધ ઉશ્કેરવા. એ ટોળું નાતાલની સરહદપર આવી પહોંચ્યું ટ્રાન્સવાલની સરહદપર વક્સારાષ્ટ નામનુ ગામ છે, ત્યાં એ ટોળું આવી પહોંચ્યું કાયદાનો ભંગ થયો. બધી સ્ત્રીઓને ત્રણ માસની સજા કરવામાં આવી. હિંદની વિલાસી સ્ત્રીઓ કે જેઓ અંગ્રેજી ભણી મેમસાહેબ બની હરે ફરે છે, તેની સાથે સરખાવતાં આ અભણ સ્ત્રીઓ ચઢે કે નહિ ? આ પ્રશ્નનો ઉત્તર એક ઉદાત્ત ચિત્તવાળો અંગ્રેજ જ આપી શકે જેલ તીર્થસ્થાન બની ગઇ. સ્વાધીનતાની અધિષ્ઠાત્રી દેવીનું આસન ડગમગ્યું.

ત્યારબાદ જોહાન્સબર્ગનું ટોળું નાતાલમાંના ન્યુકેસલ આગળ એકત્ર થવા લાગ્યું. તેઓએ નાતાલની કોયલાની ખાણોના મજુરોને સમજાવવાનો પ્રયત્ન માંડ્યો. માતૃભૂમિનો પોકાર તેઓએ સાંભળ્યો. તેઓને આ કાયદો રદ ન થાય ત્યાં સુધી કામપર ચઢવાની ના પાડી નાતાલની કોયલાની ખાણો બંધ પડી. ગોરા અમલદારોની આંખો ઉઘાડે આવી. તેઓ ગાંધીજીને શરણે આવ્યા. તેમણે તેમને સ્પષ્ટ જણાવી દીધું કેઃ– " જ્યાં સુધી માથાવેરો રદ નહિ થાય, ત્યાં સુધી મજુરો કામપર ચઢશે નહિ. જનરલ સ્મટ્સે શ્રીયુત ગોખલે સમક્ષ આ કર રદ કરવાનું વચન આપ્યું છે; તોપણ એ વચન પળાતું નથી. એથી હતાશ·

મજુરોએ કામ બંધ પાડયુ છે પ્રતિકારનો ઉપાય તમારા હાથમા છે ” પરંતુ પ્રતિકાર તો થયો નહિ જનરલ સ્મટ્સે વચન ન પાળ્યુ હિંદમા શ્રીમાન્ ગોખલેએ ગર્જના કરી કે “ સ્મટ્સનુ આ બેવચનીપણુ નિર્લજ્જ જુઠાણા સિવાય બીજુ કશુ નથી ” ખાણોના માલિકો દમનનીતિ ચલાવવા તૈયાર થયા મજુરો ન્યુકેસલ તરફ રવાના થયા

તીડના ટોળાની પેઠે હિંદી યુવકયુવતી ન્યુકેસલ તરફ રવાના થયા. એ સ્વર્ગીય દૃશ્ય લેખિનીદ્વારા વ્યક્ત કરી શકાય તેમ નથી. ગાંધીજીનાં વચનમન સાંભળતા, તેમણે દર્શાવેલા માર્ગે કામ કરવા આ ટોળુ ન્યુકેસલ જતું હતુ. હજારો લોકોપર આવી સત્તા જમાવનાર ગાંધીજી ખરેખર લોકનેતા થવા યોગ્ય છે

હવે ટ્રાન્સવાલમા પ્રવેશ કરવાની તૈયારીઓ થઇ. સેંકડો હિંદી સ્ત્રી-પુરુષો ટ્રાન્સવાલમાં પગ મૂકવા તૈયાર થઇ રહ્યા. તેનું પરિણામ દેખાતું હતુ. ત્યાં તેઓની પ્રતિજ્ઞા દૃઢ હતી તેઓ અનેક કષ્ટ ખમવા તૈયાર થયા અતિશય ઉત્સાહથી તેમનાં મુખપર પ્રકાશ ફેલાઇ રહ્યો હતો હતાશા કે નિરાશાની છાપ કોઇનાં મો પર જણાતી નહોતી તેમના સમક્ષ મહાત્મા ગાંધીજીનો આદર્શ ખડો હતો ' તો પછી દુઃખ શાનું, ભય શાનો ?

મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે આ ટોળું નાતાલની સરહદપર આવેલાં ચાર્લ્સ ટાઉન તરફ ચાલ્યું. સરકારે કેટલાકને પકડી કેદ કર્યાં પરંતુ તેથી તો ઉલટો ટોળામાં ઉત્સાહ રેડાયો. ત્રણ હજાર હિંદવાસીઓ ચાર્લ્સ ટાઉન પહોંચ્યા.

**ટ્રાન્સવાલમાં પ્રવેશ કરવાની તૈયારી**—ચાર્લ્સ ટાઉન પછી ટ્રાન્સવાલની સરહદ શરૂ થતી હતી. ગાંધીજીએ સરકારને લખી મોક-

હ્યુ કે–" અમે સાત દિવસ આ ચાર્લ્સ ટાઉનમાં રહી ટ્રાન્સવાલમાં પ્રવેશ કરશુ એ દરમ્યાન સરકારને જે વિચાર કરવો હોય તે કરી લે." પણ સરકાર તો મુગી બેઠી રહીજ કેટલાક હિંદવાસીઓને કેદ કરી સરકારે પોતાનો અભિપ્રાય બતાવી દીધો.

ઈ. સ. ૧૯૧૩ ની ૬ ઠ્ઠી નવેમ્બરને રોજ બે હજાર હિંદીએ સાથે ગાંધીજીએ ટ્રાન્સવાલની હદમા પગ મૂકયો. ચાર્લ્સ ટાઉનમાંન હિંદીઓની સરદારી મી. કેલેનબેક લીધી! મી. કેલેનબક, અમે તમારી પૂજા શાવડે કરીએ ? હિંદીઓ અન્નવસ્ત્ર વગરના છે ના ના, મી કેલેનબક પાર્થિવ ધનના લોભી નથી. તેમનુ આગમન તો હિંદીઓનાં હૃદયમાં મંડાઇ ચુકયું છે અંગ્રેજો પોલોક કેલનબક જેવા અંગ્રેજોથીજ દુનિઆમાં સામ્રાજ્ય ટકાવી શકયા છે ગાંધીજી હવે ટ્રાન્સવાલમાં આવેલાં જોહાન્સબર્ગથી થોડે છેટે આવેલ ટોલ્સ્ટોય નામનાં કૃષિક્ષેત્ર તરફ જવા તૈયાર થયા એ સ્થાન ૨૦૦ માઇલ દૂર હતુ. ત્યા સુધી પગપાળા જવાનુ હતું. હિંદીઓ ટ્રાન્સવાલ આવવા ઉપડયા છે, એવા સમાચાર મળતાંજ સરકારે પોલિસને ચોકી કરવા મોકલ્યા. પરંતુ તેઓ આવડાં ગંજાવર ટોળાંને શી રીતે અટકાવી શકે ' મહાત્મા ગાંધી પામ્ફોર્ડ નામનાં સ્થળે આવી પહોંચ્યા. પામ્ફોર્ડના હિંદી મજુરોના આગેવાનોએ તેમને માટે બધી સગવડ કરી રાખી હતી. પણ દિવસના થાક પછી આવી સગવડ મળતાં હિંદીઓ બહુ આનંદ પામ્યા; પરંતુ ગાંધીજીએ એ સગવડનો લાભ લેવાની ના પાડી. તેઓ જાણતા હતા કે કાંટાની પથારીપર સુનારને નરમ ઓશિકાં કશા કામનાં નથી.

**મહાત્મા ગાંધીજી કેદ થયા અને છૂટયા–હવે સરકાર શું કરે ?**

મહાત્મા ગાંધીજીને કેદ કરવાથી બધું પતી જશે, એમ ધારી તેમને પકડવાનો હુકમ કરવામાં આવ્યો.તેમને પકડી વકસરાષ્ટ મોકલવ માં આવ્યા. પરંતુ આ વખતે ગાંધીજીને ચિંતા પેઠી કે જો મજુરો મારા વિના તોફાન કરશે તો આ બધી લડત ધૂળમાં મળશે. તેથી તેમણે કોરટમાં જામીનપર છૂટવાની અરજ કરી કોરટે તેમને જામીનપર છોડયા. તેઓ તરતજ પોતાના ટોળાંને મળવા દોડયા. હિંદીઓમાં પાછો ઉત્સાહ ફેલાયો. પરતુ મુસાફરી કરતાં કેટલાકના પગ ફાટી ગયા હતા, કેટલાક પુરુષોએ તેમની જવાબદારી સ્વીકારી પાર્ડિબર્ગ નામનાં સ્થળે રહેવાનું સ્વીકાર્યું નથી બાકી રહેલા લોકો સાથે મહાત્માજીએ આગળ વધવાનું શરૂ કર્યું. સ્ટેન્ડ સ્ટહન નામનાં શહેર આગળ પહોંચતાં કેટલાક લોકો સાથે ગાંધીજીને કેદ કરવામાં આવ્યા. જામીનપર છોડવાની વિનંતિ રદ ગઇ પરતુ તેમની સાથેના હિંદીઓએ તેમના સિવાય કોરટ છોડવાની ના કહેવાથી માહાત્માજીને છોડી મૂકવામાં આવ્યા. બહુજ ઉત્સાહપૂર્વક હિંદીઓ આગળ વધવા લાગ્યા.

ગોરાઓનું માહાત્મ્ય—મહાપુરુષ પોલોક આ વખતે ભારે ચિંતામાં પડયા એ મહાપુરુષ દુઃખીઓનો ઉદ્ધાર કરવા તૈયાર હતા. તેઓ કેળવાએલા અને શક્તિશાળી પુરુષ હતા. તેઓ મહાત્મા ગાંધીજીનાં ઇન્ડિઅન ઓપિનિઅન પત્રના તંત્રી હતા. સુખ દુઃખમાં તેઓ મહાત્માજીના સંગી હતા, દક્ષિણ આફ્રિકામાં તેઓ ગાંધીજીનો જમણો હાથ હતા. તેમણે વિચાર કર્યો કે હવે વિલંબ કરવો ન જોઇએ, હિંદી સરકારને જાગ્રત કરવી જોઇએ, હિંદમાં પ્રચંડ પ્રજામત ઉભો કરવો જોઇએ, પરંતુ એ કાર્ય માટે ગાંધીજી સાથે વાતચીત કરવાની જરૂર હતી. તેથી તેઓ ગાંધીજી સાથે વાતચીત કરવા ટિકવર્થ નામનાં સ્થાનપર તેમને આવી મળ્યા. બંને મહાપુરુષોએ હિંદુઓના દુઃખનો આરો

લાવવાના ઉપાયો નક્કી કર્યા ઘણા હિંદી મુસાફરો કારણ ન જો જાઇ ચાલ્યા જાય છે, પાસ બે મહાત્માઓ ઉભા ઉભા તેમના ખર્ચુ ઓસડ સોધવા મથી રહ્યા છે સામે વિપત્તિના સાગર વધતા જ્યા છો એ સાગર તરી પાર ઉતરવાનુ સાધન બીલકુલ નથી કેવળ પ્રભુપર આધાર રાખી એ ટોળુ આગળ વધે છે એવામા એક મોટર આવી ! મહાત્મા ગાંધીને પકડી એ મોટરમા ચડાવી દેવામા આવ્યા આ મોટરમા ઈમિગ્રેશન ઓફિસર ચામ્ને પોતે હાજર થયો હતો એક ક્ષણમા મોટર મહાત્મા ગાંધીને લઇ અદશ્ય થઇ ગઈ

મહાત્મા ગાંધી ગયા ! જતી વખતે હિંદીઓની આ લડતનો ભાર એક ગોરાપર નાખી ગયા મિ પોલોક આ જ્વાબદારી સ્વી કારી હતી, સંધ્યાકાળ પછી આ સુ ટોળુ ગેલિસ્ગોડ નામના સ્થળે પહોંચ્યુ રાતવાનુ કામ કઠ્ઠ સાદ સઘા જમ્યા ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો વચમા વચમા વાયુનો ઝપાટો આવી કપડા પલાળી દેતો હતો. ટોળામા નાના બાળકોથી માંડીને વૃદ્ધ માણસો સુધીના બધા માણસો હતા, તેઓને પુષ્કળ થાક લાગ્યો હતો હાય ! ક્યા હિંદ ક્યા આફ્રિકા, આવી સ્થિતિમા તેમને શુ થતુ હશે ? પાઠક આ દુઃખની તુલના થાય તેમ છે ?

સવાર પડી હતે બાલ્ફર નામના ગામડા આગળ પહોચવાનુ હતુ. સવાર પહેલા ટોળુ બાલ્ફર પહોચ્યુ ત્યા પહોચતાજ મિ ચામ્ને એ અવી તેમને જણાવ્યુ કે આ સઘળા માણસોને કેદ કરી નાતાલ મોકલી દેવાનો હુકમ થયો છે આ હુકમ સાંભળી ટોળામા અસંતોષ ફેલાવવા લાગ્યો. એહ સમર્ગ જવાની હ લઇ મેં થોડા પોલિસો આવા મોટા ટોળાને હટાવી શકે એવો સંભવ ન હોવાથી હુકમ

પગારવા જતા લોહી રેડાત એવો ભય ઉપસ્થિત થયો મિ પોલોક વિચારમાં પડયા તે તો કંઇ મહાત્મા ગાંધી નહોતા કે આ ટોળાને હુકમ પાળવાનું સમજાવે છેવટે તેઓએ મહાત્મા ગાંધીજીના નામે એ ટોળાને સત્યાગ્રહનો અર્થ સમજાવ્યો તરતજ હજારો માથા નીચાં નમ્યાં અને નામ માહાત્મ્ય નામના ગુણથી એ રીતે છૂટ મોક્ષ પામે કે ત્રણ સ્પેશિયલ ટ્રેનોમાં આ ટોળાને નાતાલ મોકલી દેવામાં આવ્યું

મિ પોલોક કેદમાં—આ બનાવ બન્યા પહેલાં મિ પોલોકે પોતાને પકડવા માટે મિ ચામનેને કહ્યું હતું પરન્તુ એ માગણી સ્વીકારાઇ નહોતી પરન્તુ તેઓ હિંદીઓ સાથે જવા ઇચ્છતા હોવાથી તેમને કોઇએ અટકાવ્યા નહિ પરન્તુ ચાર્લ્સ ટાઉન નહોયનારજ તેમને પકડવામાં આવ્યા તેઓ બહુજ ખુશી થયા ટ્રેન ફક્ત બે ત્રણ મિનિટ ચાર્લ્સ ટાઉનના સ્ટેશને થોભી હતી વાચકોને યાદ હશે આજ સ્થળે મિ. કેલેનબેક મુસાફરી કરવાને અશક્ત થએલા માતાઓ બાલિકા તથા સ્ત્રીઓ મધ્યે રોકાણ કરી રહ્યા હતા હિંદીઓની ત્રણ સ્પેશિયલ ટ્રેનો આવે છે એ સાંભળી એ લોકો પોતપોતાના સંબંધીઓને મળવા આતુર થઈ રહ્યા નિર્દય રેલ્વેવાળાઓએ તેઓને તેમ કરતાં અટકાવ્યા પરન્તુ તેઓ કંઇ માગ તમારા જેવા નહોતા તેઓની બીક ઉડી ગઇ હતી. તેઓએ દૂરથી પોતાના સગા સંબંધીઓને જોઇ, ઇંગિતથી જણાવ્યું કે સારું તો છે, જો તો પછી નકામી બીક રાખવી શા માટે ધર્મ ખાતર ખતમ થવું શા માટે? અમારે માટે કંઈ ચિંતા કરશો નહિ કર્તવ્ય બજાવવામાં અમને વિઘ્નરૂપ ન ધારતા

આ તરફ મહાત્મા ગાંધીને નકમરાની કોર્ટના હુકમ મુજબ

પદર માસની મજા થઇ ગાંધીજી માથે ઘણા હિંદીઓને કેદની મજા કરવામા આવી સરકારે સત્યાગ્રહને તોડી પાડવા ભયંકર દમનનીતિ ચલાવી, પરંતુ સત્યાગ્રહ તો મળે તેવો નહોતો ઇશ્વરમા જેને દઢ વિશ્વાસ છે, તેઓ શુ સત્યને પણ જતા કરે ખરાં ? મહાત્મા ગાંધી અને બીજા હિંદીઓ પ્રતિ જે અવિચારી વર્તન ચલાવવામા આવ્યુ હતુ, તેના પરિણામ થોડા વખતમા જણાયા ના યા હિંદ, ઇગ્લાંડ અને દક્ષિણ આફ્રિકામા ભારે ગડમથલ ચાલી દરેક દેશોમા સજ્જન પુરુષો પણ હોય છે જ. વખત આવ્યે તેઓ પોતાનુ સ્વરૂપ પ્રગટ કરે છે એ ધર્માત્માઓ અધર્મ સામે પડયા આ તરફ અધર્મ પણ પોતાનુ પુરેપુરૂ બળ અજમાવી રહ્યો હતો. કારણકે કાયદાની ખાણોની હડતાલનો દાખલો લઇ શેરડીના ખેતરોમા કામ કરતા મજુરોએ પણ હડતાલ પાડી એ અપરાધ સબબ તેઓનાપર ગોળીમાર કરવામા આ યા. ઘણા મજુરો માર્યા ગયા આ રીતે માર્યા ગયેના લોકો સ્વતંત્રતા દેવીના ખપ્પરમા પોતાનું લોહી રેડી ગયા તેઓ અમર થઇ ગયા આપણા રાજા મહારાજાઓના નામ ભુસાઇ જશે, પણ એ શહીદોના નામ ઇતિહાસનાં પાનાપર સુવર્ણઅક્ષરે કોતરાઇ રહેશે જેઓએ હાથ આર વગરના ટોળાપર ગોળીમાર કરવાનો હુકમ આપ્યો હતો, તેમણે પણ હિંદના મિત્રોનું કામ કર્યું, કારણકે આ સમાચાર હિંદમા પહોચ તાજ ચોતરફ ભારે પોકાર ઉઠયો તે સમયના વાઇસરોય લોર્ડ હાર્ડિંગ નુ આસન ખળભળ્યુ

લૉર્ડ હાર્ડિંગ—ઇ સ ૧૯૧૪ ના નવેમ્બરની ૨૪ મી તારીખે મદ્રાસની વેપારી મંડળીએ હિંદના વાઇસરોય લોર્ડ હાર્ડિંગને એક માનપત્ર આપ્યુ. એ માનપત્રમા દક્ષિણ આફ્રિકામા હિંદીઓપર ઝુલમનુ નિવારણ થાય તેવા ઉપાયો યોજવાની વિનંતિ

આવી હતી, માનપત્રના જવાબમા લોર્ડ હાર્ડિંજે જે ભાષણ કર્યું હત તે હિદવાસીઓ કદી ભુલવાના નથી તેના ભાષણનો સાર નાચે મુજબ —

' દક્ષિણ આફ્રિકામાના હિદીઓ તરફ જે વર્તન ચલાવવામા આવ છે, તે ઉંડા દ્વેષથી ભરપૂર છે એ અન્યાયી વર્તનને લીધે ત્યાના હિદીઓને સત્યાગ્રહ ચલાવવો પડે છે, નિર્બળ મનુષ્યોનુ એજ એક હથીઆર છે એ પણ દૂર છીએ એ જુલમ, અપમાન સબધી કશુ જાણતા નથી, પરતુ તે સબધી આપણને ઘણા સમાચાર મળ્યા છે અને એ સમાચારથી આપણને નીચુ મો કરવુ પડે છે એ બધા અસહાય હિદીઓ પોતાની વર્તણુકનુ પરિણામ શુ આવશે એ બરાબર જાણે છે, તો પણ તેઓએ જે આત્મભોગનુ દષ્ટાંત આપ્યુ છે તે સર્વથા પ્રશસનીય છે. એમના એ કાર્યને પ્રત્યેક હિદવાસીનો ટેકો છે હુ હિદી નથી, હુ અગ્રેજ છુ, પરતુ હુ પણ તેઓના એ કાર્યની કદર કરૂ છુ. મારા પ્રાણમા તીવ્ર વેદનાનો સચાર થયો છે દક્ષિણ આફ્રિકાના ગોરા અમલદારોનાં કાર્યથી સમગ્ર જગત સ્તંભિત થઈ રહ્યું છે. તેઓ એક તરફથી આવા અમાનુષિક જુલમો ગુજારે છે, અને તે સાથે તે જુલમો નાકબુલ પણ કરે છે પરતુ સત્ય કદી પણ છુપુ રહી શકતુ નથી તેઓનુ નઠારૂં વર્તન તેઓનીજ વાતો પરથી ખુલ્લું થઈ જાય છે. જો યુનિયન સરકાર જગતમા સુધરેલી સરકારનો દાવો કરતી હોય, જો તે સભ્ય સમાજમા જગતનું ઉપનામ મેળવવા ન માગતી હોય તો તેણે જેમ બને તેમ જલદી આ સબધમા સત્ય નકી કરવા માટે એક કમિટિ નીમવી જોઇએ, અને એ રીતે એ જુલમ અટકાવવો જોઇએ એ કમિટિના સભાસદો પક્ષપાત કરે તેવા ન હોવા જોઇએ, નહિ તો બધું કર્યું કારવ્યુ ધૂળમા મળશે એ કમિટિમાં

હિંદીઓની પણ નિમણૂક થવી જોઇએ. હું અને હિંદી પ્રધાન આ બાબતમાં તદ્દન મળતા છાએ. જે વડે હિંદીઓની ફરિયાદોનો નિકાલ થાય, તે બાબતમાં હિંદી સરકાર અને વિલાયતની સરકાર હંમેશાં ચાવચેત રહેશે. આ બાબતમા અમે દૃઢ નિશ્ચય કર્યો છે, ન્યાય આપવાની વ્યવસ્થા અમે કરીશુજ."

ધન્ય છે લોર્ડ હાર્ડિંગ તમેજ આદર્શ અંગ્રેજ છો. તમારા જેવા સહૃદયી અંગ્રેજોના ટેકાથીજ બ્રિટિશ સલ્તનત ટકી રહી છે. હિંદીઓ તમારી લાગણી અને મહાનુભાવતા કદી વિસરશે નાહ; હિંદના ઇતિહાસમાં તમારી કરણુવાણી સુવર્ણાક્ષરે લખાઈ રહેશે. તમે આ ગુણવડેજ દયાળુ હાર્ડીંગની પદવી મેળવી છે. ઈશ્વર તમારૂં ભલું કરો.

લોર્ડહાર્ડીંગને ધન્યવાદ આપવા ખાતર ૧૫ મી ડીસેમ્બરને રોજ મદ્રાસમાં એક સભા મળી. મદ્રાસના લોર્ડ બિશપ એ સભાનેદ પ્રમુખ હતા. તેણે ભાષણ કરતા જણાવ્યુ કે " દુઃખી પર દયા રાખવી એ અમારો ધર્મ છે જ્યારે હુ સાંભળુ છું કે દાક્ષણ આફ્રિકાના હિંદીઓપર જુલમ થાય છે, ત્યારે મારૂં અંતઃકરણ પિગળી જાય છે. જીવ માત્ર સમાન છે, માણસમાત્ર સમાન છે. જાતિ કે વર્ણભેદને લીધે કદી પણ અસમાનતા થઇ જતી નથી મહાત્મા ઇશુ એવો ભેદ ભાવ રાખતો નથી. પરંતુ દિલગીરીની વાત છે કે દક્ષિણ આફ્રિકાના ગોરા લોકો ગરીબ હિંદુઓપર જુલમ કરી પોતે પોતાને ખ્રિસ્તી તરીકે ઓળખાવવાની નફટાઇ દર્શાવે છે. તેઓએ દયાળુ ઇશુના નામપર કલંક ચઢાવ્યું છે. તેઓએ પવિત્ર નામ ઉચ્ચારવાને લાયક નથી તેઓ ખ્રિસ્તીઓ પર કલંક ચઢાવી રહ્યા છે.

મહાત્મા ગાંધીને જેઓએ જેલમાં નાખ્યા છે, તેઓ કદી પણ ખ્રિસ્તી ન હોય! હું જરાપણ અચકાયા સિવાય કહું છું કે મહાત્મા ગાંધીજી જાતિ ધર્મ અને સમાજની નજરે ગમે તે હો પણ સૂક્ષ્મ વિચાર કરતાં આ જગત સમક્ષ ક્રોસપર વિંધાએલા ઇશુના માત્ર તેઓજ પ્રતિનિધિ છે, આટલું બધું દુઃખ, આટલો બધો જુલમ જે સહન કરે છે. તેજ ખ્રિસ્તી સમાજના મુગટ છે.

આ રીતે વિલાયત ને હિંદ બને સ્થળે એકી પ્રત્યે ચળવળ ચાલી. યુનિયન સરકારને છેવટે એક કમિશન નીમવું પડ્યું. પરંતુ એ કમિશનના ઘણાખરા સભાસદો હિંદીઓ વિરૂદ્ધ મત આપનારા હોવાથી કમિશનનું પરિણામ સારૂ નહિ આવે, એવી હિંદીઓને ખાત્રી થઈ ગઈ. માટે તેમણે કમિશન સમક્ષ સાક્ષી આપવાની ના પાડી. કમિશન શું કરવું તેના વિચારમાં પડ્યુ.

હવે શો ઉપાય? આટલી બધી જહેમતનુ ફળ તો નજ આવ્યુ? શું દુનિયાપર અધર્મનોજ "વિજય થાય" છે? શું નિર્બળ બળવાનના હાથ નીચે રહેવાને સરજાએલા છે? આ વખતે દક્ષિણ આફ્રિકામાં બે મહાપુરુષો નો ઉદય થયો મહાત્મા ગાંધી એ બે મહાપુરુષો દક્ષિણ આફ્રિકામા આવતાં બહુજ હરખાયા. એ બંને બીજા કોઇ નહિ પણ અત્યારે આપણી સાથે રહેતા રેવરંડ એન્ડ્રુઝ અને રેવરંડ પિયર્સન હતા. તેઓ દક્ષિણ આફ્રિકાના ગોરાઓને સમજાવવા લાગ્યા. છેવટે ગોરાઓ જરા સમજ્યા. કમિશને પણ નિષ્પક્ષપાતપણે કામ કર્યું. હિંદનું દુઃખ ગયું; ગોરાઓપરનું કલંક ભુસાયું. Indian Relief Act અર્થાત્ હિંદીઓની મુક્તિનો કાયદો પાસ થયો માથાવેરા રદ થયો, જાતિદ્વેષ પૂર્ણ વિષમતા દૂર થઇ. હિંદીઓની લગ્નવિધિ કાયદે-

સર કરી હિંદીઓ જરાપણ ઉપદ્રવ વગર પોત પોતાની માલમિલકત ભોગવી શકશે એવું નક્કી થયું, જનરલ સ્મટ્સે આ વખતે ગાંધીજીને ઓળખ્યા. હવે પછી જે કંઇ ફરિયાદો આવે તેનો તરત નિકાલ કરવાનું વચન આપવામાં આવ્યું.

મહાત્મા ગાંધીનાં કર્મમય જીવન ગ્રંથનો એક અધ્યાય સમાપ્ત થયો. આ ધમાધમીમાં મિ. પોલોક મિ. કેલેનબેક, મિસિસ અલેકઝાંડર, રેવરન્ડ ડોક અને તેમનાં ધર્મપત્ની, લોર્ડ હાર્ડિંગ, મદ્રાસના લોર્ડ બિસપ, રેવરંડ એન્ડ્રુઝ, અને રેવરંડ પિટર્સને જે ભાગ ભજવ્યો, તે ખાતર આપણે તેમના કૃતજ્ઞ છીએ જ્યાં સુધી એવા પુરુષો ઈંગ્લાંડની ભૂમિપર પાકે છે, ત્યાં સુધી બ્રિટિશ સલ્તનત ને કશો વાંધો આવે તેમ નથી.

આ લડતમા હિંદીઓએ જે દ્રઢતા જે સંયમ બતાવેલ છે. તેની તુલના થાય તેમ નથી. કેટલાએ પુરુષોએ સ્ત્રીઓએ આ લડતમાં પ્રાણ આપ્યા છે તે યાદ કરતાં આપણી છાતી ફાટી જાય છે. કુમારી વાલિયામ્મા, વૃદ્ધ હરબતસિંગ, નારાયણસ્વામી, નાગાપ્પાન, નાતાલમાં ગોળી બારથી માર્યાં ગયેલા મજુર ભાઇઓ, આજે તમે ક્યાં છો ? જો સ્વર્ગ હોય તો નક્કી તેઓ સ્વર્ગમાંજ છે, જ્યાં પ્રતાપસિંહ, પૃથ્વીરાજ, શિવાજી જેવા વીરોનો આત્મા છે, ત્યાં તમે વાસ કરી રહ્યા છો. તમારાં પવિત્ર ચરિત્રોને આદર્શ માની હિંદનાં કરોડો માણસો આત્મભોગનાં દૃષ્ટાંતો આપે, એવી શુભેચ્છાપૂર્વક આપણે આ લડતનો અધ્યાય પૂરો કરીશું.

**સ્વદેશ સેવામાં સ્ત્રીપુત્ર**—મહાત્મા ગાંધી પુત્રવત્સલ પિતા છે, પ્રેમમય સ્વામી છે. તેમનું હૃદય દયાથી ભરપૂર છે, છતાં સ્ત્રીપુત્રના-

વિચરે તેમને દેમસેના કરતા અટકાવ્યા નથી જ્યારે તેઓ પહેલી વખત જેલમા ગયા ત્યારે તેમનો નાનો પુત્ર અતિશય માંદો હતો પરંતુ તેગણ તે તરફ નજર ફરી નહોતી મરણપથારીપર સુતેલા પુત્ર દિનકર હાઉિનમા રાખી તેઓ જોહાન્સબર્ગ ગયા હતા તેઓ ફક્ત ઇશ્વરને આધારે રાખી પેતે સ્વદેશનુ કર્યા કરતા ચાલ્યા ગયા હતા ત્યારબાદ એ વખત તેની સ્ત્રી બહુ માંદા પડયા રોગ ધીમે ધીમે વધતા ગયા ડોક્ટરોએ તેમના જીવનની આશા છોડી દીધી આ વખત બાઇ ગાંધી જેલમા હતા તેમને આસમાચાર જેલમા મળ્યા દયાળુ મેજિસ્ટ્રેટે તેમને જામીનપર છોડવાની તત્પરતા દર્શાવી પરંતુ ગાંધીજીએ એ વાત દૃઢતાપૂર્વક ન સ્વીકારી તેઓ જાણતા હતા કે જે મહાન કામ પૂર્ણ કરવા માટે જેલ સ્વીકારી છે તે વાત એક ગોરા મેજિસ્ટ્રેટની દયા મારફતે નષ્ટ થશે તેમના મોટા દીકરાએ પણ સત્યાગ્રહમા જોડાઈ દેખાડ્યુ જોગ્યુ હતુ તેમના બીજા બે પુત્રોએ પણ નાનપણમા આ લડતમા જોડાઇ પિતાનુ મો ઉજ્વળ રાખ્યુ હતુ

દક્ષિણ આફ્રિકાનુ કાર્ય પૂરૂ થતા મહાત્મા દક્ષિણ આફ્રિકા છોડી સ્વદેશ જવાનો વિચાર કરવા લાગ્યા પરંતુ તે દરમ્યાન તેને ખબર મળ્યા કે ગોખલે ઇગ્લાન્ડમા ભયકર રોગથી પીડાય છે. તેમનુ જીવન ક્યારે સપૂર્ણ થશે તે બાબતપણ શક પડતી હતી. આ સમાચાર સાભળી ગાંધીજી કુટુબ સાથે ઇંગ્લેંડ જવા તૈયાર થયા

દક્ષિણ આફ્રિકા છોડવુ—તમનો આ વિચાર જાણવામા આવતા જોહાન્સબર્ગના હિંદીઓએ તેમને માન આપવાનો વિચાર કર્યો એ માનના મેળાવડા વખતે તેમણે જે ભાષણ કર્યું તેનો સાર નીચે આપેલો —

" હું દક્ષિણ આફ્રિકા છોડી જાઉં છું. જતી વખતે મારે હિંદીઓ અને ગોરા લોકોને કંઇ કહેવું જોઇએ. હું એ બને પ્રજાનો ઋણી છું. એ ઋણ હું હિંદમાં જઇ વાળીશ. હિંદીઓનું ભલું કરવાનો યત્ન કરવો, એજ એ ઋણ ફેડવાનો ઉપાય છે. મારા હિંદી ભાઇઓએ દક્ષિણ આફ્રિકામા નાના પ્રકારનાં દુઃખો વેઠયા છે, એ વાત કોઇ નાકબુલ કરી શકે તેમ નથી તોપણ હિંદમાં એ દુઃખો હું ખરચુ મીઠું ભભરાવી નહિ વર્ણવું. અતિશયોક્તિમય વર્ણનોથી ઉશ્કેરણી નહિ ફેલાવું.

આજે લગભગ આઠ વર્ષના પ્રયત્ને હિંદીઓને જે હક્કો મળ્યા છે, તેને હું દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો મેગ્નાચાર્ટાના નામથી ઓળખાવું છું. અંગ્રેજની પ્રજા સર્વત્ર સમાન છે, એ આ મેગ્નાચાર્ટાએ સ્વીકાર્યું છે વધારામાં આપણી લડત ગેરકાયદેસર નથી એમ સરકારે પણ સ્વીકાર્યું છે સત્યાગ્રહ હવે ગેરકાયદેસરની લડત રહી નથી.

હવ આફ્રિકામા ગોરાને કાળાઓ વચ્ચે એકતાના બીજ રોપાયાં છે. એ બીજમાથી મહાન વૃક્ષ થાય એવુ ઇશ્વર પાસ માગુ છું તેથી, બને પક્ષને ફાયદો થશે. હજુ મારા બંધુઓને બધા હક્કો મળ્યા નથી. ધીરે ધીરે એ ન મળેલા હક્કો મળશે, એવી મને આશા છે. તો પણ હુ હિંદીઓને ખાસ ભલામણ કરૂં છું કે તમે કદી પણ ગોરાઓની અદેખાઇ ન કરતા. આ બાબતમા ગોરા લોકોને પણ ખાસ કહી રાખુ છુ કે હિંદીઓ વગર બોલાવેલા અહીં આવ્યા નથી તમારો સ્વાર્થ જાળવવા તમારા બોલાવવાથીજ . તેઓ તમારાં ભલાં માટે અહીં આવ્યા છે. આવી સ્થિતિમાં તેમનાપર કશો જુલમ કરવો તમને ન છાજે ! તેઓ તમારા અતિથિ છે, માટે તમારે તેમનાપર શ્રદ્ધા રાખવી જોઇએ.

મને મારા વખાણ સાંભળવાં ગમતાં નથી. પોતાનાં વખાણ સાંભળવાથી નૈતિક અધોગતિ થાય છે. હું ફળાફળ, જયપરાજય ભગવાનને સોંપી આ લડતમાં જોડાયો હતો. આપણી જીત માટે મને ધન્યવાદ ન આપતાં ઈશ્વરને ધન્યવાદ આપશો."

આ રીતે પોતનાં કર્તવ્યો બદલ ઈશ્વરનો આભાર માનવાની વૃત્તિ એજ મહાત્માનું ભૂષણ છે.

તેઓ જ્યારે ઇંગ્લાંડ પહોંચ્યા, ત્યારે શ્રીમાન્ ગોખલે સાજા થયા હતા ખરા, પરંતુ તેમની તંદુરસ્તી તદ્દન નષ્ટ થઇ ગઇ હતી. ગાંધીજી ઇંગ્લાંડમાં હતા, તેજ વખતે ઇંગ્લાંડને જર્મની સાથે લડાઈ શરૂ થઇ. આખુ ઇંગ્લાંડ લડાઈના પોકારોથી ગાજી ઊઠ્યું. મહાત્માજી પણ આ વખતે ઇંગ્લાંડમાંના હિંદીઓનું એક સ્વયંસેવક દળ ઘડવા તૈયાર થયા. ઘણા ખરા નેતાઓ નામ મેળવવા ખાતર બીજાના છોકરાઓને લડાઇમાં મોકલી પોતે પોતાના સંબંધીઓને બચાવી મોટેથી બહાદુરીના ફડાકા મારે છે, પણ મહાત્માજી તો પોતાનાં કુંટુંબ સાથે સૌથી પહેલા એ દળમાં જોડાયા. પરંતુ શરીર તે કેટલું સહન કરે ? દક્ષિણ આફ્રિકામાં લીધેલી દારૂણ મહેનતને લીધે તેમની તંદુરસ્તી બગડી હતી, આ નવો પરિશ્રમ વેઠવો તેમનાથી બની શકે તેમ નહોતું તેથી કેટલાક મિત્રોની વિનતિ પરથી તેમને હિંદમાં આવવું પડ્યું. ત્યારબાદ શ્રીમાન્ ગોખલેજી મરણ પામ્યા. હિંદમાં ગાંધીજી આવ્યા કે તરત ગોખલેજીનું અવસાન એ બે બનાવો એકી સાથે બન્યા.

હિંદમાં આવ્યા બાદ ગાંધીજીને પુષ્કળ માન મળ્યું. ઘેર ઘેર દક્ષિણ આફ્રિકાવાળા ગાંધીજી સર્વવ્યાપી થઇ ગયા. હિંદી સરકારે પણ "કૈસરે હિંદ" નો સોનાનો ચાંદ આપી ગાંધીજીને માન આપ્યું.

તેઓ હિંદમાં આવી પગવાળી બેઠા નહિ. તેમણે તો હિંદની સ્થિતિ નિહાળવા આખા હિંદમાં મુસાફરી શરૂ કરી દીધી. મદ્રાસમાં એક નેતાએ તેમની બહુ સ્તુતિ કરી, પરંતુ તેના જવાબમાં મહાત્માજીએ કહ્યું કે એ વખાણને પાત્ર હું નથી પણ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ છે, દક્ષિણ આફ્રિકાના હિંદીઓ પોતાનાં ચારિત્રના બળે જીત્યા છે. હું તો કેવળ નિમિત્ત માત્ર હતો. આ રીતે ગાંધીજીએ હિંદના લોકોને લોકનાયક કેવો હોવો. જોઇએ તેનું દૃષ્ટાંત આપ્યુ છે નામ કે યશની જરા પણ પરવા ન કરતાં કેવળ કર્તવ્ય બજાવવુ એજ લોક નાયકની ફરજ છે. યશની ઈચ્છાવાળો લોકનાયક લોકનાયક તરીકે કદીપણ સફળતા મેળવી શકતો નથી, એ વાત મહાત્માજીનાં જીવન-પરથી સમજાય છે.

મહાત્મા ગાંધીજી એક વખત કલકત્તા જવાના હતા. કલકત્તામાં ગાંધીજીનું સૌથી પહેલું આગમન થતું હોવાથી લોકો તેમના આવવાની રાહ જોઇ બેઠા. આ પહેલા કલકત્તાવાસીઓએ મહાત્માજીને જોએલા નહિ. બંગાળીઓ સાથે મહાત્માજીનો પ્રત્યક્ષ સંબંધ પણ બહુ નહોતો. બંગાળીઓ તેમને તેમનાં કાર્યથીજ ઓળખતા હતા. મહાત્માજીને માન આપવા પ્રજા તલપાપડ થઇ રહી. બાબુ લોકો પોતપોતાનો પોશાક સજ્જ કરવા લાગ્યા. વિલાયતી કપડાંવાળાની દુકાને ખૂબ ભીડ જામી. જોતજોતામાં ગાંધીજીનાં આગમનનો દિવસ પાસે આવ્યો. હાવરાનાં સ્ટેશનપર ખૂબ ધામધૂમ કરવામાં આવી. નાના પ્રકારના રંગની માળાઓ લટકાવવામાં આવી. એકઠી થએલી મેદનીના વિલાયતી પોશાકોની બહારથી પ્લેટફોર્મ શોભી ઉઠયું હતું એવામાં ગાડી આવવાની તૈયારી થઇ. બંગાળી લોકોએ ગાંધીજી વિશે કંઇ અપૂર્વ ખ્યાલ બાંધી લીધો હતો ગાંધીજીનો પોશાક યુરોપિઅન ઢબનો હશે,

તેમનાં પત્ની તો મેમસાહેબ જેવાંજ હશે. ફર્સ્ટ ક્લાસમાં બેસતા હશે, સ્ટેશને ઉતરતાં આપણું આદરમાનને તેઓ હસતાં હસતાં સ્વીકારશે. એવા એવા ખ્યાલથી હાવરા સ્ટેશનપર એકઠા થએલા લોકો ટ્રેન આવી કે તરત ફર્સ્ટક્લાસના ડબ્બાઓ પાસે ધસવા લાગ્યા. ફર્સ્ટ ક્લાસના ડબ્બાઓ ફરી વળ્યા, છતાં ગાંધીજીનો તો પત્તો નજ મળ્યો. છેવટે તેમણે ધાર્યું કે કદાચ ગાંધીજી સેકન્ડક્લાસમાં હશે. લોકોનાં ટોળે ટોળાં સેકન્ડ ક્લાસ ખોળવા લાગ્યાં. પરંતુ ગાંધીજીનો તો પત્તોજ ન મળે. લોકો નિરાશ થયા. તેઓએ ધાર્યું કે ગાંધીજી ટ્રેનમાં નથી આપણી બધી મહેનત બરબાદ ગઈ. સર્વત્ર નિરાશા પ્રસરી ગઈ. કોઇએ કહ્યું કે કદાચ ઇન્ટર ક્લાસમાં હશે. તરતજ લોકોએ ઇન્ટર ક્લાસમા તપાસ માંડી. પરંતુ ત્યાં પણ પત્તો ન મળ્યો. પરંતુ તેવામાં ગાંધીજી ત્રીજાવર્ગમાંથી અસંખ્ય મજૂરો સાથે ગરીબ માણસો સાથે ધક્કાધક્કીમાં ઠેલાતા પોતાનાં પત્ની સાથે ઉતર્યા. લોકો ચકિત થયા. માથે કડીઆવાડી પાઘડી, જાડું ટુંકું ધોતીઉં, લાંબી ચાળવાળું અંગરખુ, આ પોશાકમાં ટોળાંનો વિલાયતી પોશાક ઝાંખો પડી ગયો. વિલાયતી પોશાકવાળાઓ શરમાવા લાગ્યા. મહાત્માજી ની મહત્તા સમજાઇ ગઇ. બધા લોકો આદરમાનપૂર્વક તેમને લઇ ચાલ્યા.

ગળીવાળાઓ અને મહાત્મા ગાંધી—આ વખતે પરમેશ્વરે તેમનાપર એક ભારે કામનો બોજો નાખ્યો. બંગાળીભાષામાં 'નીલ દર્પણ' નામનાં નાટકે ગળીવાળાઓનો જુલમ સૌ પહેલાં લોકોમાં જાણીતો કર્યો. તે પહેલાં સાધારણ માણસો એ વિષે કશું જાણતાં નહિ. જો કે નીલ દર્પણનો સમય ગયો છે, તેમાં વર્ણવેલા જુલમો

તો હવે નથી થતા પરંતુ હજુ ગળીવાળાઓ મજુરોપર જુલમ કરવામાં પાછું વાળી જોતા નથી. આ જુલમનો સવાલ કેવળ શેઠ અને નોકર વચ્ચેનાં મનુષ્યત્વને લગતો હોવાથી ગુલામી રદ કરનાર ઇંગ્લાંડના લોકોને તે ન છાજે.

ગળીવાળાઓનું પ્રધાન ક્ષેત્ર બિહારનો ચંપારણ્ય જિલ્લો છે. તેઓ ત્યાં ગળી ઉત્પન્ન કરી પરદેશ મોકલે છે. ગળી સારી જમીનમા પેદા થતી હોવાથી સાહેબ લોકો ધીમે ધીમે જમીનદાર બન્યા છે. જમીનદાર અને તેમાં વળી ગોરી ચામડી, પછી પૂછવુંજ શું. બધી જમીન સારી હોતી નથી. તેથી એ ગોરા જમીનદારોએ એવો નિયમ ઘડ્યો કે જે જે માણસ પાસે ફળદ્રુપ જમીન હોય, તેણે પોતાની જમીન ગળી વાવવા માટે છોડી દેવી જોઇએ. બધી જમીન ન છોડાય તો ઓછામાં ઓછી વીધે અમુક જમીન તો આપવી જ જોઇએ. જેઓને ખેતર નહોય, તેમણે પોતાનાં મકાનની આજુબાજુની જમીનમાં ઓછામાં ઓછી ૨૪૦ હાથ લાંબીને ૧૨ હાથ પહોળી જમીનમાં–ગળી વાવવી જોઇએ. ગળી પાકે કે તરત ગોરા સાહેબ તે તપાસવા આવે, ઘરનાં આંગણામાં હરે ફરે. ગરીબ પણ આબરૂદાર પ્રજાનાં બૈરાંને જૂએ, આવી અવસ્થામાં આબરૂ તે કેમ રહે. આ સિવાય નાના પ્રકારના કર નાખી પ્રજાને ચુસી લેવાનું કાર્ય તો જારીજ હતું. પરંતુ આપણા દેશી જમીનદારો પણ એ બાબતમાં હઠે તેવા નથી માટે એ વાત જવા દઇએ. ગળીવાળા જમીનદારોના આવા જુલમથી ધીમે ધીમે પ્રજામાં અસંતોષ ફેલાયો. અસંતોષમાંથી દંગોફિસાદ થવા લાગ્યાં. સરકાર હવે તટસ્થ રહી શકી નહિ. આ બાબતની તપાસ કરવા માટે બ્રિંગુરસે ગયા એ દયાળુ. ગોરાંએ જમીનદારોના જુલમ વિષે

રિપોર્ટ કર્યો. પરંતુ એ રિપોર્ટે સૂર્યનો પ્રકાશજ ન જોયો. એ રિપોર્ટમાં વર્ણવેલાં કાળાં કામો જાહેરમાં પ્રગટ કરવા યોગ્ય નહિ હોય કે જેથી એ રિપોટ સરકારી દરમાં છુપાઇ રહ્યો. ગળીના બજારમાં છેવટે જર્મનીએ આગ ફેલાવી. રાસાયનિક ઉપાયથી કૃત્રિમ ગળી તયાર કરી જર્મનીએ બજારમાં મૂકી. ખેતીવગર, જમીનવગર, પ્રજા વગર કરી જાતના જુલમ વગર બેઠાં યંત્રવડે ગાડેગાડા ગળી ઉત્પન્ન થવા લાગી. જર્મનીને કંઇ ગરીબ ભિકારી પ્રજા નથી કે ગળીવાળા બડખાંઓ તેમને દબાવી શકે. આ રીતે હરિફાઇમાં હારી ગળીવાળાઓ કિંકર્તવ્યમૂઢ થઇ ગયા. પરંતુ ગળીવાળાઓ કંઇ ઓછા ઉતરે તેવા નહોતા. તેઓએ જાહેર કર્યું કે હવેથી “ અમે અમારી પ્રજાપર દયા કરી તેમને ગળીની ખેતી કરવાની ફરજમાંથી મુક્ત કરીએ છીએ. દરવીને લેવાતી જમીન પાછી સોંપીએ છીએ, પરંતુ તે બદલ તેમણે અમને પુષ્કળ કિંમત આપવી પડશે જેઓ સમટા રૂપીઆ ન આપી શકે તેમણે કાયમને માટે મહેસૂલનો વધારો સહન કરવો પડશે.” આ દયાળુ હુકમથી પ્રજા વિફરી. દંગો ઉઠયો હવે શો ઉપાય? તે વખતે ૧૯૧૬ ની સાલ ચાલતી હતી. લકનૌમાં કોંગ્રેસ ભરાવાની હતી. એ કોંગ્રેસમાં ગળીવાળા જમીનદારોની પ્રજાએ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા, અને આ જુલમમાંથી બચાવવા માટે કોંગ્રેસને વિનતિ કરવામાં આવી. તેઓએ અરજ કરીકે કોંગ્રેસે સરકારને કહી એક કમિટિ નીમાવવી, એ કમિટિમાં સરકારી ને બીનસરકારી બંને જાતના પ્રતિનિધિઓ રહેવા જોઇએ. એવું પણ નક્કી થયું કે મહાત્મા ગાંધી પોતે આવો ઠરાવ કોંગ્રેસમાં મૂકે. પરંતુ તેઓએ બિહારના ગળીવાળાઓનો પ્રદેશ જોયો નહોતો. તે સંબધી કશું જાણતા નહોતા. તેથી તેઓએ ચમ્પારણમાં જઇ તપાસ કરવાનું નક્કી કર્યું.

૧૯ ૭ માં તેઓએ એ કાર્ય પાર પાડવાનું શરૂ કર્યું. તેઓ મુઝફ્ફરપુર ગયા. ત્યાં બિહાર પ્લેન્ટર્સ એસોશિયેશનના સેક્રેટરી અને તિરહુત વિભાગના કમિશનર ને મળ્યા. તેમણે કમિશનર મિ. મર્શેડ સાહેબને કહ્યું કે ગળીવાળાઓ પ્રજાપર જુલમ કરે છે, તે વાતમાં સત્ય કેટલું છે, તે શોધવા માટે બિહાર આવવું પડયું છે. કમિશનર બહાદુર ગાંધીજીને બરાબર ઓળખતા હતા. તેથી તેઓ મીઠાં વચનોથી મહાત્માજીને સંતોષી પાછા વાળવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેમણે કહ્યું કે" તે બાબત તમારે કશી ચિંતા રાખવી નહિ, આપ સુખેથી પાછા વળો. સરકારે આ બાબત તપાસ શરૂ કરી છે" મહાત્માજીએ કહ્યું. " હું પાછો તો કેમ વળી શકું ? મને મારા ભાઇઓ પર જુલમ ગુજરે છે એવી ખબર મળી છે તો પછી એ વાતની સત્યતા તપાસ્યા સિવાય હું કેવી રીતે પાછો જાઉં ? મારે પરિસ્થિતિ તપાસવી જોઇએ. હું તમને આ બાબતમાં મદદ કરવા માગું છું." કમિશનર સાહેબે કહ્યું. "આપની મદદની જરૂર નથી. આપ આ કાર્યમાં ન પડો તો સારૂં."

**ચમ્પારણ્યના મેજિસ્ટ્રેટ અને મહાત્મા ગાંધી**—કમિશનર સાહેબે જાણ્યું કે ગાંધીજી ડરી પાછા ચાલ્યા જશે. પરંતુ દક્ષિણ આફ્રિકાવાળા ગાંધીજીને કમિશનર સાહેબ બરાબર ઓળખતા નહોતા. તેઓ તો એકદમ મુઝફ્ફરપુરથી મોતીહારી ગયા. મોતીહારી ચમ્પારણ્ય જિલ્લાનું મુખ્ય મથક છે. ચમ્પારણ્યના મેજિસ્ટ્રેટે કર્મવીર ગાંધીજીને કાયદાની કલમ વડે દબાવવાનો વિચાર કર્યો. તેમણે ગાંધીજીપર નોટિસ મોકલી કે "તમારા આવવાથી જિલ્લામાં શાંતિનો ભંગ થવાનો સંભવ હોવાથી આ નોટિસ વાંચ્યાબાદ તમારે ચમ્પારણ્ય છોડવું. નહિતો સજા કરમાં આવશે."

સજા શા માટે ? ગરીબોનું દુઃખ ટાળવા માટે સજા ? ગાંધીજી એવી સજાથી ડરતા નથી. તેમણે મેજિસ્ટ્રેટને લખી મોકલ્યું કે "હું પાછો કેવી રીતે જઇ શકું ? પ્રજાપરના જુલમની તપાસ કરવા માટે મેં સ્વેચ્છાપૂર્વક આ કાર્ય હાથમાં લીધુ છે, તો પછી મારાં અંતઃકરણ વિરુદ્ધ હું કેવી રીતે વરતી શકું ? હું આપની આજ્ઞા માની શકું તેમ નથી. તે સબબ આપને જે કંઈ સજા કરવી પડે, તે હું આનંદપૂર્વક સ્વીકારીશ." મેજિસ્ટ્રેટે પોતાનો હુકમ જારી રાખ્યો. મહાત્માજીને અદાલતમાં હાજર થવ નો હુકમ થયો. મહાત્માજી મોતીહારીની અદાલતમાં ગુનહેગાર રૂપે આવી ઉભા. અદાલતમાં લોકોનાં ટોળેટોળાં મળ્યા હતાં. વકીલ બેરિસ્ટરો દૂરથી દોડી આવ્યા હતા, દરેકના મનમાં બીક પેસી ગઈ હતી. પરંતુ ગાંધીજી નિર્ભયચિત્તે ઉભા હતા. તેઓએ તો પ્રથમથીજ કહી દીધું હતું કે "મને ૧૪૪ મી કલમ મુજબ ગુનેહગાર ઠરાવવામાં આવ્યો છે. પરંતુ તે કનમની જરૂર શી છે, તે હું સમજી શકતો નથી. કમિશનર સાહેબ પણ ભ્રમમાં પડ્યા છે, તેમણે મારા ઉદ્દેશ સંબંધમાં ખોટો અભિપ્રાય બાંધ્યો છે પરંતુ મે સાધારણ પ્રજાનાં હિતને માટે જે કાર્ય માથે લીધું છે, તે છોડી શકીશ નહિ માટે હું આ જિલ્લો છોડી જઇ શકું તેમ નથી. કાયદો તોડયા સબબ મને જે કંઈ સજા થાય તે ભોગવવા હું તૈયાર છું. કમિશનર સાહેબે કહ્યું કે તમે અહીં ઉશ્કેરણી ફેલાવવા આવ્યા છો. આ વાત હું દઢતા સાથે ના કબુલ કરૂં છું મારો ઉદ્દેશ તો ખરી વાત શી છે, તે જાણવાનો છે. મને કંઈપણ હરકત કર્યા વગર મારૂં કામ કરવા દીધું હોત તો બધી ગરબડ શાંત થઈ જાત." આ વખતે ગુનેહગારનાં પાંજરાંમાં ઉભા રહી તેમણે એ કરાર કર્યો કે:—" હું અદાલતની અનુમતિથી હું કામાં કાયદો તોડયાનું જણાવું છું. સ્થાનિક અ-

મસલતો સાથેના મતભેદ સિવાય કાયદો તોડવાનું બીજું કશું કારણ નથી. હું મારા સ્વદેશબંધુઓનાં હિત માટે અહીં આવ્યો છું, તે સિવાય અહીં આવવાનો બીજો કશો હેતુ નથી. ગળીવાળા સાહેબો પ્રજાપર બરાબર ભાવ રાખતા નથી, તેથી એ દુઃખી પ્રજાની માગણી પરથી મારે અહીં આવવું પડયું છે. પરંતુ ખરી સ્થિતિ જાણ્યા સિવાય હું આ કાર્યમાં હાથ નાખી શકતો નથી. મને આશા છે કે સરકાર અને ગળીવાળાઓ બંને મને સત્ય વાત ખોળવામાં મદદ કરશે. મારો અહીં આવવાનો ઉદ્દેશ આ સિવાય બીજો કંઇ નથી. મારા આવવાથી અહીં ઉશ્કેરણી ફેલાશે, એમ હું ધારતો નથી. આવી બાબતનો મને ખાસ અનુભવ છે. પરંતુ સત્તાવાળાઓએ એ વાત વિચારી જોઈ નથી. સરકારને બીજાની નજરે જોવું પડતું હોવાથી એ વાતનો વિચાર કરવાનો સમય ન મળે એ સ્વાભાવિક છે. માટે શાંત પ્રજાની માફક કાયદો માનવોજ જોઇએ. કાયદાનો ભંગ કરવાથી હું જેના ઉપકાર માટે અહીં આવ્યો છું, તેને પણ નુકસાન થશે એ હું જાણું છું. પરંતુ એમનાં ભલાં માટે મારે તેમનો સાથ ન તજવો જોઇએ. એમની સાથે રહું તોજ તેમનું ભલું કરી શકું તેમ હોવાથી તેમને ખાતર મારે આ જિલ્લો તજી ન જવું જોઇએ. એવી મારી દૃઢ ધારણા થએલી હોવાથી સરકાર મને બળાપૂર્વક ન ખસેડે ત્યાં સુધી હું અહીંથી જવાનો નથી. હું જાણું છું કે મારા કર્તવ્યો હિંદમાં સર્વત્ર અનુકરણીય મનાય છે, તેથી હું દરેક પગલાં ભરતાં બહુ વિચાર કરૂં છું. બહુ વિચાર કર્યાબાદ મેં નક્કી કર્યું છે કે ચાલુ શાસનપદ્ધતિમાં જો આત્મસન્માન જાળવવું હોય તો આવી સ્થિતિમાં કાયદાનો ભંગ કર્યા સિવાય છૂટકોજ નથી. હું સરકારની દયા માગતો હતો. મારે ખાસ જણાવવાનું છે કે હું શાસનપદ્ધતિ તરફ શ્રદ્ધાહીન થઈ આ

પગનું ભરૂ છુ એમ ધારવાનું નથી મેં ચાલુ શાસનપદ્ધતિ કરતાં ઉચ્ચતર વિવેકનાં શાસન મુજબ મારૂં કર્તવ્ય નક્કી કર્યું છે."

મેજિસ્ટ્રેટ વિચારમાં પડયા. ઉપરીઓની મંજૂરી સિવાય ફેંસલો આપવા જેટલું સાહસ કરવાની હિંમત ન ચાલી. તેમણે સરકારને પૂછાવ્યું. સરકારે ગાંધીજીને છોડી મૂકવાનો હુકમ કર્યો. ઈ. સ. ૧૯૧૭ ના જુન માસમા ગળીવાળાઓના જુલમ સંબંધી તપાસ કરવાને એક કમિટિ નીમાઈ મહાત્માજી તેના સભાસદ બન્યા. ડિસેમ્બરમાં બિહારની કારોબારી કૌંસિલની સભામાં મિ. મોડે આ જુલમનો સ્પષ્ટ ભાષામાં સ્વીકાર કર્યો એક બીલ પાસ થયું. વીઘે અમુક જમીન છોડી દેવાનો સવાલ રહ્યો નહિ પ્રથમ કરતાં કેટલીક સગવડ મળી. ગળીવાળાઓના જુલમમાથી ચમ્પારણ્ય જિલ્લાની પ્રજાએ થોડે ઘણે અંશે મુક્તિ મેળવી

**ખેડામાં સત્યાગ્રહ**—ઈ સ ૧૯૧૮ માં ખેડા જિલ્લામાં અનાવૃષ્ટિથી ભારે સંકટ ઊપસ્થિત થયું. પ્રજાના ઘરમા અનાજ નહોતું,અનાજ ખરીદવાના પૈસા નહોતા. છતા સરકારી મહેસૂલનો ભરવાનું હતું દુષ્કાળના વખતમાં મહેસૂલ ભરવા સબબ એક નિયમ છે કે દુકાળ પડે ત્યારે મહેસૂલ ન ભરવું પણ જેટલો પાક ટક્યો હોય તેના ¼ કરતાં વધુ પાક ઉત્પન્ન થયો હોય તો મહેસૂલ ભરવું જોઇએ આ નિયમ બરાબર પાળમાં આવે તો કંઇ ખોટો નથી આ વિષે સરકારી અમલદારોએ ગામે ગામે ફરી કેટલો પાક ઉતર્યો છે તેની તપાસ કરી. કોઇ પણ જગાએ ચાર આનીથી વધુ પાક ઉત્પન્ન થાય એમ નહોતું. છતાં અમલદારોએ તો મહેસૂલ લેવાનું નક્કી કર્યું. જેઓ આ વર્ષે મહેસૂલ નહિ આપવું પડે, એવી આશાથી શાંતિ ભોગવતા હતા, તેઓને હુકમ કરવામાં આવ્યો કે જેમ બને તેમ જલદી મહેસૂલ ભરી જવું. ગરીબ

પ્રજા પોતાનું સર્વસ્વ વેચી મહેસૂલ ભરવા લાગી. પરંતુ બધું વેચવાં છતાં. મહેસૂલની રકમ તો પૂરી ન થઇ હવે શો ઉપાય કરવો ? હળ વેચ્યું, ગાયો વેચી, ભવિષ્યની આશાપર હડનાળ ફેરવી છતાં પૈસા તો પૂરા ન થયા, હવે શો ઉપાય ? આ સ્થિતિની ખબર ગાંધીજીને મળતાં તેઓ બહુજ દુઃખી થયા. ગરીબોના આર્તનાદ તેમનાં કાનમા અથડાવા લાગ્યા. તેમણે ગરીબોનું પ્રતિનિધિ મડળ ઉત્તર વિભાગના કમિશનર પાસે મોકલ્યુ એ પ્રતિનિધિ મડળનો એ ઉદ્દેશ હતો કે ગમે તે રીતે આપણા દુઃખો કમિશનર સાહેબને જાહેર કરી મહેસૂલ ભરવાનો હુકમ રદ કરાવવો પરંતુ કમિશનર મ ડેબે તેમનુ ખરૂ દુઃખ ન સાંભળ્યું.

ગાંધીજીએ જોયુ કે કાર્ય સહેજમાં સરે તેમ નથી. વધુ મહેનતની જરૂર છે તેઓએ ખેડા જિલ્લામાં મુસાફરી કરી તપાસ કરી પરિસ્થિતિ જોઈ લીધી. તેમણે ખેડુતોને સમજાવ્યું કેઃ–" આવી સ્થિતિમાં મહેસૂલ ન ભરવી એ કઈ ગેરવાજબી નથી છતાં સરકાર સહજમાં હડેરો નહિ પરંતુ તમારે સરકાર ગમે તેટલો જુલમ કરે તોપણ મહેસૂલ ભરવાની ચોકખી ના પાડવી. તમારાં ઘરપર જપ્તી આવે તો પણ તમારે તમારી પ્રતિજ્ઞામાંથી ચળવાનું નથી બધા એકત્ર થાઓ, મહેસૂલ ભરવી છોડી દો. ઉશ્કેરાયા વગર કર્તવ્ય બજાવો સત્યાગ્રહ શરૂ કરો તમારી દ્રઢતા જોઇ સરકાર ડગમગશે." આવો ઉપદેશ ખેડા જિલ્લાની પ્રજાએ માથે ચડાવ્યો સેંકડો લોકોપર જપ્તી આવી. પરંતુ પ્રજાપક્ષ અડગ રહ્યો કોઇએ મહેસૂલ ન ભરી.

આ વખતે મુંબાઇ સરકારે એક જાહેરનામું પ્રગટ કરી મહાત્મા ગાંધીજીની વર્તણુકને વખોડી કાઢી. સરકારે જાહેર કર્યું કે પ્રજા મહેસૂલ

પગનુ ભરૂ છુ એમ ધારવાનુ નથી મે ,ચાલુ શાસનપદ્ધતિ કરતાં ઉચ્ચતર વિવેકનાં શાસન મુજબ મારૂં કર્તવ્ય નક્કી કર્યુ છે."

મેજિસ્ટ્રેટ વિચારમા પડયા. ઉપરીઓની મંજૂરી સિવાય ફેસલો આપવા જેટલુ સાહસ કરવાની હિંમત ન ચાલી. તેમણે સરકારને પૂછાવ્યુ. સરકારે ગાંધીજીને છોડી મૂકવાનો હુકમ કર્યો. ઈ. સ. ૧૯૧૭ના જુન માસમા ગળીવાળાઓના જુલમ સંબધી તપાસ કરવાને એક કમિટિ નીમાઈ મહાત્માજી તેના સભસદ બન્યા ડિસેમ્બરમાં બિહારની કારોબારી કૌંસિલની સભામાં મિ. મોડે આ જુલમનો રદ્દ ભાવામા સ્વીકાર કર્યો એક બીલ પાસ થયું. વીધે અમુક જમીન છોડી દેવાનો સરાન રહ્યો નહિ પ્રથમ કરતાં કેટલીક સગવડ મળી. ગળીવાળાઓના જુલમમાંથી ચમ્પારણ્ય જિલ્લાની પ્રજાએ થોડે ઘણે અંશે મુક્તિ મેળવી

**ખેડામાં સત્યાગ્રહ**—ઈ સ ૧૯૧૮ મા ખેડા જિલ્લામાં અનાવૃષ્ટિથી ભારે સકટ ઉપસ્થિત થયુ પ્રજાના ઘરમા અનાજ નહોતું,અનાજ ખરીદવાના પૈસા નહોતા. છતાં સરકારી મહેસૂલનો ભરવાનું હતુ દુષ્કાળના વખતમા મહેસૂલ ભરવા સબંધ એક નિયમ છે કે દુકાળ પડે ત્યારે મહેસૂલ ન ભરવુ પણ જેટલો પાક ઉગ્યો હોય તેના ચોથા કરતાં વધુ પાક ઉત્પન્ન થવાનો હોય તો મહેસૂલ ભરવુ જોઇએ આ નિયમ બરાબર પાળવામા આવે તો કઇ ખોટો નથી આ વિષે સરકારી અમલદારોએ ગામે ગામે ફરી કેટલો પાક ઉતર્યો છે તેની તપાસ કરી કોઇ પણ જગાએ ચાર આનીથી વધુ પાક ઉત્પન્ન થાય તેમ નહોતું. છતાં અમલદારોએ તો મહેસૂલ લેવાનું નક્કી કર્યું જેઓ આ વર્ષે મહેસૂલ નહિ આપવુ પડે, એવી આશાથી શાંતિ ભોગવતા હતા, તેઓને હુકમ કરવામા આવ્યો કે જેમ બને તેમ જલદી મહેસૂલ ભરી જવું, ગરીબ

પ્રજા પોતાનું સર્વસ્વ વેચી મહેસૂલ ભરવા લાગી. પરંતુ બધું વેચવાં છતાં. મહેસૂલની રકમ તો પૂરી ન થઇ હવે શો ઉપાય કરવો ? હળ વેચ્યું, ગાયો વેચી, ભવિષ્યની આશાપર હડતાળ ફેરવી છતાં પૈસા તો પૂરા ન થયા, હવે શો ઉપાય ? આ સ્થિતિની ખબર ગાંધીજીને મળતાં તેઓ બહુજ દુઃખી થયા. ગરીબોના આર્તનાદ તેમનાં કાનમા અથડાવા લાગ્યા. તેમણે ગરીબોનું પ્રતિનિધિ મંડળ ઉત્તર વિભાગના કમિશનર પાસે મોકલ્યું એ પ્રતિનિધિ મંડળનો એ ઉદ્દેશ હતો. કે ગમે તે રીતે આપણા દુઃખો કમિશનર સાહેબને જાહેર કરી મહેસૂલ ભરવાનો હુકમ રદ કરાવવો પરંતુ કમિશનર મ હેબે તેમનુ ખરૂ દુઃખ ન સાંભળ્યું.

ગાંધીજીએ જોયુ કે કાર્ય સહેજમાં સરે તેમ નથી. વધુ મહેનતની જરૂર છે. તેઓએ ખેડા જિલ્લામાં મુસાફરી કરી તપાસ કરી પરિસ્થિતિ જોઈ લીધી. તેમણે ખેડુતોને સમજાવ્યું કેઃ-" આવી સ્થિતિમાં મહેસૂલ ન ભરવી એ કંઈ ગેરવાજબી નથી છતાં સરકાર સહજમાં હટેશે નહિ પરંતુ તમારે સરકાર ગમે તેટલો જુલમ કરે તોપણ મહેસૂલ ભરવાની ચોકખી ના પાડવી. તમારાં ઘરપર જપ્તી આવે તો પણ તમારે તમારી પ્રતિજ્ઞામાંથી ચળવાનું નથી બધા એકત્ર થાઓ, મહેસૂલ ભરવી છોડી દો. ઉશ્કેરાયા વગર કર્તવ્ય બજાવો સત્યાગ્રહ શરૂ કરો. તમારી દઢતા જોઇ સરકાર ડગમગશે." આવો ઉપદેશ ખેડા જિલ્લાની પ્રજાએ માથે ચડાવ્યો સેંકડો લોકોપર જપ્તી આવી. પરંતુ પ્રજાપક્ષ અડગ રહ્યો કોઇએ મહેસૂલ ન ભરી.

આ વખતે મુંબાઇ સરકારે એક જાહેરનામું પ્રગટ કરી મહાત્મા ગાંધીજીની વર્તણુકને વખોડી કાઢી. સરકારે જાહેર કર્યું કે પ્રજા મહેસૂલ

ન ભરે એ બહુજ ખોટુ કાર્ય છે, પ્રજાની હાલત તપાસી વ્યવસ્થા કરવી અથવા મહેસૂલ ભરવુ ન ભરવુ એ નક્કી કરવાનું કાર્ય સરકાર નુ છે પ્રજાનું નથી જરૂર પડતા સરકાર પોતે પ્રજાપર દયા બતાવશે બીજી તરફથી મહાત્મા ગાંધીજીએ કહ્યું કે - રાજ્યનો પાયો પ્રજાપર છે રાજ્યશાસન પ્રજાના મતપર ટકી રહેલુ છે પ્રજાની સમતિ વગર કોઇ પણ સરકારની નીતિ ટકી શકતી નથી આ રીતે બને તરફથી તકરારો જાહેર થવા લાગી પ્રજા મહાત્માજીના વચનોને વેદવાક્ય માની અચળ રહી પરિણામે પ્રજાની જીત થઇ સરકારે હઠ છોડી સરકારે હુકમ કર્યો કે હવેથી જે માણુસો ગરીબ છે, તેનું મહેસૂલ રદ કરવામા આવ્યો પરંતુ ધનવાન ખેડુતોને મહેસૂલ ભરવી પડશે આ હુકમમા અન્યાય નહોતો તેથી મહાત્મજીએ એ હુકમ માન વાની પ્રજાને સલાહ આપી પ્રજા ગાધીજીના વચનને માન આપી શાંત થઈ

ઉેસ્ના મહાયુદ્ધમા જ્યારે બ્રિટિશ પ્રજા પોતની બધી શક્તિ શત્રુને હરાવવામા વાપરી રહી હતી તે વખતે હિંદે તેને મદદ કરવામાં પાછુ વાળી જોયુ નહોતું ખેડા જિલ્લો કે જે હમણાજ સરકારની અવ કૃપામાથી મુક્ત થયો હતો તેની પાસે ગાધીજી લશ્કરમા જોડવા માટે માણસોની માગણી કરવા ગયા હતા તે જિલ્લામાથી પણ કેટલાક લોકો અંગ્રેજોને મદદ કરવા લશ્કરમા જોડાયા હતા જે ગાંધીજી ચપારણ્ય અને ખેડામાં અંગ્રેજ સરકાર સામે ઝૂઝતા હતા તેજ ગાધીજી સરકારને ટકાવી રાખવા ખાતર લશ્કરમા જોડવાને પ્રજાને વિનતિ કરવા લાગ્યા, તેપરથી ગાધીજીના હૃદયની વિશુદ્ધતા જણાઇ આવે છે તેમણે લશ્કર મા જોડાવાને માણુસેની માગણી કરતા ખેડાની પ્રજાને કહ્યુ કે -
અંગ્રેજો સાથે હિંદનું નશીબ જોડાયુ છે અંગ્રેજોના રાજ્યને નુકશાન

પહોંચતાં હિંદને પણ નુકસાન પહોંચશે. અંગ્રેજનો શત્રુ આપણો શત્રુ છે, એમ માની આપણે ઇંગ્લાંડને મદદ કરવી જોઇએ. દુઃખમાં કરેલા ઉપકારો વિસારે પડતા નથી. માટે ઇંગ્લાંડની આ મુશ્કેલીમાં આપણે જો તેને મદદ કરીશું તો અંગ્રેજ જાતિ વિજય મળ્યે કદી પણ આપણા ઉપકારો વિસરી જશે નહિ. આપણે કરેલા ઉપકારોના ઇનામ દાખલ સરકાર આપણને જવાબદાર શાસનપદ્ધતિ આપશે. આ સિવાય સ્વરાજ મેળવવાની યોગ્યતા મેળવવાનો બીજો ઇલાજ નથી જે જાતિ બીજાની મદદ વગર પોતાના દેશનો બચાવ કરી શકે, તેજ જાતિ સ્વરાજને લાયક છે. માટે આપણે આપણા દેશના બચાવની શક્તિ મેળવવી જોઇએ. આવો સુયોગ કદીપણ ગુમાવવો ન જોઇએ.'' મહાત્માજીનો ઉપદેશ વ્યર્થ ન ગયો નાના સરખા ખેડા જિલ્લામાંથી અને આજુબાજુનાં સ્થાનમાંથી ૩ થી ૪ હજાર માણસો લશ્કરમાં જોડાયાં. બધો જુલમ ભૂલી જઈ ખેડાની પ્રજા પોતાનું લોહી રેડવા તૈયાર થઈ ક્યા દેશના ઇતિહાસમાં આવી ઉદારતાની વાત લખેલી છે ?

રૉલેટ એક્ટ—છેલ્લા મહાન વિગ્રહમાં કોઇ પણ અંગ્રેજ વ્યક્તિગત સ્વાર્થને ખાતર સમગ્ર અંગ્રેજજાતિને નુકસાન ન કરી બેસે એ ખાતર, સામ્રાજ્યની રક્ષા ખાતર, એક કાયદો અમલમાં મુકાયો હતો. કોઇ પણ માણસપર સંદેહ આવતાંજ તેને પકડી સજા કરવી, તે મજાપર અપીલ પણ ન ચાલી શકે એવો એ કાયદાનો મર્મ હતો. ઇંગ્લાંડની પેઠે હિંદમાં પણ એવોજ કાયદો અમલમાં મુકાયો હતો. પરંતુ એ કાયદાનો અમલ હિંદમાં બહુ ભારે થયો. અંગ્રેજોને હિંદમાં સર્વત્ર રાજદ્રોહની ગંધ આવવા લાગી. સેંકડો હજારો માણસોને ફક્ત શંકાપરથીજ કેદ કરવામાં આવ્યાં. એને પરિણામે

કેટલાય નિર્દોષ માણસો ગાંડા બની ગયા, કેટલાયે આપઘાત કર્યા. દેશમાં સર્વત્ર આ કાયદા વિરુદ્ધ ભારે પોકાર ઉઠ્યો. સરકારે આ બાબતની તપાસ કરવા ખાતર રોલેટ સાહેબનાં સરનશીનપણાં નીચે એક કમિશન નીમ્યું તેમા દેશી સભાસદ પણ નીમાયા. કમિશને દેશની સ્થિતિ તપાસી એક રિપોર્ટ ઘડી કાઢ્યો. એ રિપોર્ટપરથી રોલેટ એક્ટ ઘડાયો. પરંતુ તે પુરેપુરો પાસ થયો નહિ; તેમાંથી થોડી બાબતો રદ કરવી પડી છતાં જે કાયદો પાસ થયો તે હિંદ વાસીઓને ભારે અપમાન કરે તેવો હતો. ધારાસભાના દરેક લોક-નિયુક્ત સભાસદે તેનો વિરોધ કર્યો, પણ સરકારે પોતાના સભાસદોની બહુમતિથી એ કાયદો પસાર કરાવ્યો જે હિંદે લડાઇ દરમિઆન ધનને માણસોનો ભોગ આપ્યો હતો, તે હિંદને લડાઇ પૂરી થયાબાદ આ કાળા કાયદાની સજા થઇ. હિંદ ખળભળી ઉઠ્યું. આ કાયદાએ હિંદમાં સર્વત્ર અશાન્તિ ફેલાવી દીધી.

ગાંધીજીએ આ કાયદા વિરુદ્ધ ભારે પોકાર ઉઠાવ્યો આ કાયદાથી મનુષ્યના સ્વાભાવિક ને વ્યક્તિગત સ્વાધીનતા લુટાઈ છે, એવું તેમણે જાહેર કર્યું. અને એ કાયદા સામે વિરોધ કરવા ખાતર સત્યાગ્રહ કરવો જોઇએ એમ પણ નક્કી કર્યું. મહાત્માજી સત્યાગ્રહ કરવાનું લોકોને સમજાવવા લાગ્યા. ૩૦ મી માર્ચે આખા હિંદમાં હડતાળ પડી લોકોએ ઉપવાસ કર્યા, મંદિરોમાં ને મસ્જિદોમાં પ્રાર્થના થઈ.

રોલેટ એક્ટ લડાઇ વખતે ચાલતા કાયદાને ટકાવી રાખવા ખાતર ઘડવામાં આવ્યો હતો ઇંગ્લાંડમાં જ્યારે લડાઇ વખતે ચાલતો કાયદો રદ થયો, ત્યારે હિંદને તેવીજ જાતના કાયદામાં જકડવાનું

કર્યું પ્રયોજન નહોતું. રાજદ્રોહીને માટે સાધારણ કાયદાનો કયાં તોટો છે, કે તેને બદલે ખાસ નવો કાયદો ઘડવાની જરૂર પડે ? શક પડતાંજ નામનો કેમ ચલાવી કોઇ પણ નજરકેદ રાખવાની પદ્ધતિ બહુજ કરપીણ છે. એથી ખરા ગુનેહગારની સાથે નિર્દોષ પણ ફસાઈ જાય છે. કેટલાક પોલિસના તરકટોમાં ફસાઇ પડે છે આમ હોવાથી રૉલેટ એક્ટ વિરૂદ્ધ મહાત્માજીના પક્ષમાં ઘણા લોકો ભળ્યા. સત્યાગ્રહ દિવસ દિલ્હીમાં ૩૦ મી માર્ચ ૧૯૧૯ ને રોજ ઉજવવામાં આવ્યા તે દિવસે દિલ્હીમાં ગોળીબાર થયા. દિલ્હીના સંગ્રામ રસ્તો લોહીવાળો થયો. ૬ ઠી એપ્રિલે હિંદનાં દરેક મોટાં શહેરોમાં સખત હડતાળ પડી. દરેક શહેરના લોકોએ સભા ભરી ઠરાવો ઘડી શહેનશાહને પોતાનું દુઃખ જણાવ્યું. ૯ મી એપ્રિલે મહાત્માજી દિલ્હીની સ્થિતિ નજરો-નજર જોવા મુંબઈથી દિલ્હી રવાના થયા. સરકારે તેમને રસ્તામાંજ પકડ્યા, અને વળતી ટ્રેનમાં પાછા મુંબાઈ તરફ રવાના કરી દીધા પરંતુ સરકારની નીતિ ગુપ્ત રહેતી હોવાથી લોકોએ તો જાણ્યું કે ગાંધીજીને પકડી કોઇ અજાણ્યે સ્થળે લઇ જવામાં આવ્યા છે. એક ક્ષણમાં આખું હિંદુસ્તાન ખળભળી ઉઠ્યું. પંજાબમાં ભયંકર દાવા-નળ સળગ્યો. કેટલાય લોકો માર્યા ગયા; કેટલાય ગૃહસ્થો લૂટાયા. લશ્કરી નવો અથવા લશ્કરી કાયદો જાહેર થયો. જનરલ ડાયર જલિયાન વાલા બાગમાં સેંકડો ભારતવાસીઓને કતલ કરી અમરપદ મેળવી ગયો. અમદાવાદ ને વીરમગામમાં ભયંકર તોફાનો થયાં, પરંતુ પંજાબનાં તોફાનોમાં એ તોફાનો ઢંકાઈ ગયાં.

જલિયાનવાલા બાગની લોમહર્ષણ ઘટનાનું વર્ણન શું કરવું. અંગ્રેજી સત્તાપર એ ન ભૂસી શકાય તેવી બદનામી છે. પાશ્ચિત્ય સુધારાની એ ભયંકર કસોટી છે. હિંદ ભૂતકાળની બધી વાતો ભલી-

ગયું છે, અને ભૂલી જશે. પણ જાલિયાનવાલા બાગને કદી પણ ભૂલી શકશે નહિ.

આ ભયંકર ખુનરેજીએ હિંદીઓને પોતાની અવસ્થાનું ભાન કરાવી દીધું. કોઇનાં મીઠાં વચનોથી એ ડાઘ ભુંસાય તેમ નથી. સરકારે આ બનાવની તપાસ કરવા વિલાયતથી હંટર સાહેબને મોકલ્યા ગોરા સભ્યોએ જેમ બને તેમ પોતાની જાતિનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ હિંદી સભ્યો તેમની સાથે એકમત થઇ શક્યાં નહિ. તેઓએ જુદો રિપોર્ટ ઘડી કાઢ્યો સરકાર પણ આ ભયંકર બનાવપર ઢાંકપિછોડો કરી શકી નહિ; ડાયરને હિંદમાંથી રજા અપવામાં આવી. પરંતુ ગોરાઓને આ ન ગમ્યું. તેમણે ડાયરને હિંદનો ને પોતાને રક્ષણ કરતાં માની એક ફંડ ઉઘરાવી ભેટ કર્યું. જ્યારે હિંદપર આવી નાદીરશાહી ચલાવનાર ડાયરને વિલાયતના ને હિંદની ગોરી પ્રજા આવું માન આપે ત્યારે પછી એ ગોરા લોકો સાથે સહકાર કરવાથી શો ફાયદો ? ઘણાખરા ઉદાર દિલના અંગ્રેજોએ પણ આ કાર્યને વખોડી કાઢ્યું. પરંતુ તેથી તેઓ અંગ્રેજ જાતિમાં વખોડાવા લાગ્યા, હિંદનાં જિગરમાં સખત ચોટ લાગી.

**ખીલાફત અને ગાંધીજી**—લડાઇ વખતે તુર્કીએ જર્મનીનો પક્ષ લીધો હતો. આ લડાઈમાં મદદ કરવા માટે લાખો હિંદીઓ લશ્કરમાં જોડાઇ અંગ્રેજોના શત્રુઓ સાથે લડવા ગયા હતા. પરંતુ તુર્કીનો સુલતાન તો મુસલમાનોનો ધર્મના મુખ્ય ખલીફ ગણાતો. ઇસ્લામી ધર્મના ખલીફ સામે ખરા મુસલમાનો કદી પણ તરવાર ન ઉપાડી શકે. તેથી હિંદના ઇસ્લામીઓને મનાવવા ખાતર ઇંગ્લાંડના તે વખતના વડા પ્રધાન લોઇડ જ્યોર્જે એક ભાષણમાં જણાવ્યું કેઃ— " આ લડાઈ તુર્કી સામે નથી પણ જર્મની સામે છે. મિત્રરાજ્યોની

જીત થતાં તુર્કીને અખંડ રાખવામાં આવશે. ખલીફને કશું નુકસાન કરવામાં નહિ આવે." હિંદી મુસલમાનો ઇંગ્લાંડના વડા પ્રધાનનાં વચનનોપર વિશ્વાસ રાખી પોતાના પૂજ્ય ખલીફાનાં સૈન્યો સામે લડ્યા. ખલીફાનું સૈન્ય હાર્યું; ઇસ્લામીઓ સામે તરવાર ખેંચી લોહીની નદીઓ ચલાવી. અંગ્રેજોનો જય થયો પણ મિત્રરાજ્યોએ પોતાનું વચન ન પાળ્યું. ખુદ વચન આપનારે પોતાનું વચન પાળવાને આનાકાની બતાવી. તુર્કીના કકડા કરી નાખવામાં આવ્યા, ખલીફાના તાબામાં યુરોપમાં કેવળ કોન્સ્ટાન્ટીનોપલ રહ્યું, તે પણ મિત્રરાજ્યોના આશરા નીચે. તુર્કીની આ દશા જોઇ ઇસ્લામીઓ રાતાપીળા બની ગયા. મહાત્મા ગાંધીજીએ જોયું કે હિંદનાં રાજનૈતિક ગગનને વિષે કાળા વાદળાંનો સંચાર થાય છે. ઉશ્કેરાયલા મુસલમાનોને શાંત કરવામાં નહિ આવે, જો હિંદના સાત કરોડ મુસલમાનો મુસલમાની ધર્મને નામે ઉશ્કેરાશે તો ભયકર અનર્થ થશે તેઓ આ અનિવાર્ય ઉશ્કેરણીને ઉચિત માર્ગે વાળવા કટિબદ્ધ થયા. ગાંધીજીની બે બાજુએ બંને અલી બિરાદરો આવી હાજર થયા મહાત્માજીએ અલી બિરાદરોની સહાયથી એ સ્રોત વાળ્યો. ઉશ્કેરાયલા મુસલમાનોને અહિંસાત્મક અસહકાર તરફ વાળ્યા હિંદને એક ભયંકર તોફાનમાંથી બચાવનાર ઓ ગાંધીજી, અલી બિરાદરો! હિંદી લોકોએ તમારી મહત્તા પુરેપુરી અનુભવી નથી. આજે તમે જે સરકારને અવર્ણનીય મદદ કરી ટકાવી રાખી છે, તેની કૃતઘ્નતા અનુભવી રહ્યા છે. ભવિષ્યના હિંદીઓ. અંગ્રેજ પ્રજા તમારાં કાર્યની કદર કરશે. 'મહાપુરુષોની કબરો પૂજ્ય છે' એ કહેણી ખોટી શી રીતે પડી-શકે ?

મહાત્મા ગાંધીજીનો પ્રયત્ન બર આવ્યો. અલી બિરાદરોના

પ્રયત્નો બર આવ્યા. આજે મુસ્તફા કમાલ પાશાની તરવારે અંગ્રેજી પ્રજાને પોતાની દશાનું ભાન કરાવી દીધું છે. લોઇડ જ્યોર્જ બેવચની પ્રધાન-પોતાની જગ્યાએથી ઉડી ગયો છે. મુસ્તફા કમાલ પાશાની તરવાર, હિંદી મુસલમાનોની અહિંસાત્મક અસહકાર, અને ખુદાની બંદગીએ તુર્કીને ન્યાય આપ્યો છે; થોડા રોજમાં તુર્કીની મહત્તા, ખલીફની મહત્તા લડાઇ પહેલાં જેવી હતી, તેવીજ મિત્ર રાજ્યોને સ્વીકારવી પડશે.

મોન્ટેગુ ચેમ્સફર્ડ સુધારા—તે દરમિઆન ચેમ્સફર્ડ સુધારા મુજબ નવી ધારાસભા ખુલ્લી મુકવાની હતી. એકામ કોઇ રાજવંશીને હાથે થયુ તો ઠીક એવા ઇરાદાથી ડયુક ઓફ કોનોટને (મહારાણીશ્રીના પુત્રને) હિંદમાં મોકલવામાં આવ્યા. ગાંધીજીએ જોઇ લીધું કે સરકાર હિંદની રાજ ભકિત વડે થઇ ગયેલા અન્યાયોપર ઢાંકપિછોડો નાખવા માગે છે, તરતજ તેમણે ડયુકનો સત્કાર કરવા માટે ભરવામાં આવતા મેળાવડામાં હાજર ન થવું, તેઓની પધરામણી થાય એટલે હડતાલ પાડવી વગેરે સલાહ દેશને આપી. પરંતુ સરકાર બડી ચાલાક છે. તેણે પણ સામી તૈયારીઓ માંડી. દેશનો મનોભાવ ડયુકની જાણવામાં ન આવે એ ખાતર ખાસ તૈયારીઓ થઈ ચુકી આ બધો તાલ જોઇ ગાંધીજીએ ડયુકને એક પત્ર લખ્યો પત્રનો સાર નીચે મુજબ છે.

આપે અસહકાર વિષે ઘણુ સાંભળ્યું હશે તે સાથે હું એ નીતીનો પ્રવર્તક છું એ પણ સાંભળ્યું હશે. પરંતુ આપની સમક્ષ એકજ બાજુ રજુ કરવામાં આવી હશે, એવી બીકથી હું તથા મારા ભાઇઓ મૌલાના મહમદઅલી તથા મૌલાના શૌકતઅલી આપને એ સંબંધમાં કંઇ કહેવાની જરૂર માનીએ છીએ.

" આપ શહેનશાહના પ્રતિનિધિ તરીકે હિંદમાં પધાર્યા છો. આપનો સત્કાર ન કરી શકવાથી અમે દિલગીર છીએ. મેં છેલ્લાં ૩૦ વર્ષો થયાં સરકારની સેવા કરી હતી. મને આશા હતી કે મારી સેવાથી મારો દેશ ધીમે ધીમે સ્વતંત્ર થશે. આટલી બધી સરકારની સેવા કર્યા બાદ હું એકાએક સરકાર સાથે અસહકાર કરવા કેમ તૈયાર થયો છું તે જાણવાની આપને જરૂર છે. આપ અંગ્રેજ છો, તેથી અમે આપનાપર દ્વેષ રાખી શકતા નથી. અમારાં જીવન જેવુંજ આપનું જીવન મૂલ્યવાન છે. આપનાં જીવનને કંઇ હરકત પડના માગ મિત્રો પોતાનો જીવ આપીને પણ આપનો બચાવ કરવા તૈયાર છે.

અંગ્રેજ જાતિપર અમને દ્વેષ નથી. અંગ્રેજોના જીવને હાનિ થાય એ અમારો ઉશદે નથી. પરંતુ અંગ્રેજોની જે સત્તા અમારી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક અધઃપતનના કારણરૂપ થઇ છે. તેનો અમે અંતઃકરણપૂર્વક વિરોધ કરીએ છીએ. અમારા દેશમાં સાત કરોડ મુસલમાનો અંગ્રેજોની શાસનપદ્ધતિથી અત્યારે પિડાય છે. જે સ્વભાવને પરિણામે પંજાબમાં ભયંકર ખુનરેજી થઇ તે સ્વભાવનો અમે વિરોધ કરીએ છીએ. અમે અમારૂં બધું ગુમાવી એ સ્વભાવ સામે ઝુઝવા તૈયાર થયા છીએ. અમે ત્રીશ કરોડ છીએ. છતાં અમારૂં ડગલે ડગલે અપમાન થાય છે. અમે જીતાએલી પ્રજા છીએ, માટે તુચ્છ ગણાઇએ છીએ, આ હાલત અમે સહન કરી શકીએ તેમ નથી. ત્રીશ કરોડ હિંદીઓ એક લાખ ગોરાઓના ભયથી હમેશાં ભડકતા રહે એ અંગ્રેજોને માટે સારૂં ગણાય નહિ.

આપની પધરામણીથી એ નીતિ બંધ નહિ પડે. આપની પધરામણીનો ઉદ્દેશ એ નીતિનુ માહાત્મ્ય વધારવાનો છે. આપે આવ-

તાજ લોર્ડ વિલિંગ્ડનનાં વખાણ કર્યાં તેઓ સાહેબને હું ઓળખું છું; તેઓ એક માખીના જીવને પણ પવિત્ર માને છે; પરંતુ તેઓ ગવર્નર તરીકે પોતાની હોશિયારી બતાવી શકયા નથી, એ કહેવાની મને ફરજ પડે છે. તેઓ પોતાના મહાતીઆઓના કહ્યા મુજબ ચાલે છે. મદ્રાસ ઈલાકાની પ્રજાનો મનોભાવ સમજવાનો તેઓ પ્રયત્ન કરતા નથી. આ બંગાળાના ગવર્નરને પણ આપે શાબાશી આપી છે; મે પણ સાંભળ્યું છે કે તેઓ મારા માણુસ છે; પરંતુ બંગાળાની ખરી સ્થિતિ કેવી છે, લોકો શું ઇચ્છે છે, ઇત્યાદિ બાબતોથી તેઓ અજાણ છે. બંગાળા કઇ કલકત્તામાં આવી જતું નથી ફોર્ટ વિલિયમ અને તેની આજુબાજુની સમૃદ્ધિ કયાંથી આવી ? આ મનોરમ પ્રદેશની ફેંકાએલી પ્રજા બેહાલ થઈ છે, તેઓ મુંગે મોંએ બધા જુલમો સહન કરે છે. આ નગરીની સમૃદ્ધિ એ બાબત બતાવી આપે છે.

અસહકારીઓ ગુસ્સે થઈ મૂર્ખની માફક કશું કાર્ય કરવાના નથી. હિંદની ચાલુ દુર્દશા માટે અમે પણ જવાબદાર છીએ એ વાત નાકબુલ કરી શકાય તેમ નથી; અંગ્રેજોની તોપોના ભયથી અમે નપુંસક બની ગયા છીએ એટલુંજ નહિ; પણ અમે અમારી પોતાની ઇચ્છાથી અંગ્રેજોને અમને નપુંસક બનાવવામાં મદદ કરી છે.

આજે અમે આપનો સત્કાર કરવામાં ભાગ લેવાની ના પાડીએ છીએ, એ પરથી અમારી આપના પ્રત્યેની શ્રદ્ધા ઓછી થતી નથી. આપ જે શાસનપદ્ધતિને દૃઢ કરવા અહીં પધાર્યા છો, એ શાસનપદ્ધતિ પ્રત્યે ઉંડો અભાવ એજ અમને આપનો સત્કાર કરતાં અટકાવે છે. અમે જાણીએ છીએ કે એકાદ બે અંગ્રેજોના પ્રયત્નથી હિં

સમગ્ર અંગ્રેજ જાતિનો સ્વભાવ ફરી જતો નથી. જો અમે આજે અંગ્રેજોના બરોબરીઆ થવાનો અંતઃપૂર્વક પ્રયાસ કરતા હોઇએ તો અમારે બધી બીક તજી દેવી જોઈએ. અમારે અમારા પોતાપર આધાર રાખવો જોઇએ. અમારે અંગ્રેજોએ સ્થાપેલી નિશાળો, અદાલતો, વગેરે તજવું જોઇએ. જો સરકાર પોતાની પદ્ધતિ ન બદલે તો એ પદ્ધતિનો ઉચ્છેદ કરવો જોઇએ.

એ માટેજ આજે અમે અહિંસાત્મક અસહકાર સ્વીકાર્યો છે. અમારાં વાક્યો અને કાર્યોથી ઉશ્કેરણી ફેલાય છે, પરંતુ અમે એ ઉશ્કેરણીને અહિંસાત્મક રાખવાનો પ્રબળ પ્રયત્ન કરીએ છીએ. અમારો એ પ્રયત્ન ફતેહમંદ થયો છે. સાધારણ પ્રજા અહિંસાનો અર્થ સમજી ગઇ છે. જેઓને વિચારશક્તિ છે, તેઓ સહેલાઇથી સમજી શકશે કે અમારી નીતિ ધાર્મિક છે, એ વડે મન પવિત્ર થાય છે, આત્માની ઉન્નતિ થાય છે. અમે મદ્યનો ત્યાગ કર્યો છે, હિંદની અસ્પર્શ્ય જાતિને છાતીએ લગાવી છે. અમે વિલાયતી વિલાસ તજવાનો પ્રયત્ન કરીએ છીએ; પ્રાચીન કળાની ખિલવણી કરવાનો પ્રયાસ કરીએ છીએ. અમે એ રીતે ભૂતકાળની સરલતા પાછી આણી શકીએ તો કંઇ કર્યું ગણાય.

આપ ખરા અંગ્રેજની પેઠે અમારી લડતનાં મૂળતત્ત્વો સમજવાનો પ્રયત્ન કરશો અને તેને પરિણામે ભવિષ્યમાં બ્રિટિશ સામ્રાજ્યની અને સમગ્ર જગતની અવસ્થાનું કેવું પરિવર્તન થઈ શકે તેમ છે તે વિચારી જોશો. જગતની કોઇપણ કલ્યાણકર બાબતો સાથે અમારે વિરોધ નથી. ઇસ્લામનાં રક્ષણ માટે અમે જે નીતિ અખત્યાર કરી છે, તેથી કેવળ ઇસ્લામનું નહિ પણ સર્વ ધર્મનું હિત થશે. અમે

ભારતનું કલ્યાણ કરવાની જે પદ્ધતિ સ્વીકારી છે, તે પદ્ધતિ સમગ્ર જગતનું માન જાળવશે. કારણકે અમે કોઇને કશું નુકસાન કરવાના નથી. અમે અંગ્રેજ જાતિ સાથે મિત્રતા જાળવવા માગીએ છીએ; પરંતુ તે મિત્રતા બરોબરપણાં સિવાય કદી ન બંધાય. માટે અમે અંગ્રેજોના બરોબરિઆ થવાનો પ્રયત્ન કરીએ છીએ. અમે આપને અને સમગ્ર અંગ્રેજ જાતિને વિનંતિ કરીએ છીએ કે અમારી લડતનું ખરૂં તાત્પર્ય સમજવાનો પ્રયત્ન કરવાથી જ અમારો ઉદ્દેશ સમજી શકાશે. ”

ડયુક આવ્યા અને ગયા. તે પછી યુવરાજ પધાર્યા. ડયુકની મુલાકાતની પેઠે યુવરાજની મુલાકાત પણ નોકરશાહીનું આસન દૃઢ કરવા માટે થતી હોવાથી ગાંધીજીએ એ મુલાકાત વખતે થતા જલસા વગેરેમાં ભાગ લેવાની મના કરી. યુવરાજની સલામતી ખાતર સરકારે ઘણા લોકોને શક પરથી થોડારોજ માટે નજરકેદ કર્યા જેલ તો ઉભરાવા લાગી આ વખતે મહાત્માજીએ લખ્યું કે “ દરેક કેદખાનું ગવર્નમેન્ટની મર્યાદામાં દહાડે દહાડે ઘટાડો કરતું જાય છે. અને તેને લોકો દહાડે દહાડે સરકાર વગોવાતી જાય છે. દેશના નેતાઓને આ રીતે કેદ કરી સરકાર પોતાની નિંદા કરવાની લોકોને પ્રેરણા કરી રહી છે. આપણે કેદ થતી વેળા જરાપણ દિલગીર થવું ન જોઈએ. દેશ ખાતર શાંતિપૂર્વક કેદખાનું વેઠવું જોઇએ. સરકારી કાયદા મુજબ દરેક અમદકારોએ કેદખાનામાં વર્તવું જોઇએ આપણે કેદખાનાનું કામ કરવુંજ જોઇએ, કારણ કે આપણે કેદખાનાં માથે અસહકાર કર્યો નથી. અહિંસાત્મક અસહકાર કરી, કાયદાનો સવિનય અનાદર ા આપણે કેદખાનું તો માગી લીધુ છે. તો પછી ઇરાદાપૂર્વક માગી

લીધેલી ચીજને તરછોડવી ન જોઇએ. માટે કેદખાનાની કડોરતા આપણે વેઠી લેવી જોઈએ. પરંતુ કેદખાનાંના જે જે નિયમો આત્મ-સન્માનનો નાશ કરે તેવા હોય અથવા ખાસ અસહકારીઓનું અપ-માન કરવા ખાતરજ ઘડાયા હોય, તો તેના નિયમોનો આપણે વિનયપૂર્વક અનાદર કરી શકીએ. કારણ કે આપણે આપણાં આત્મ-સન્માન ખાતર કેદખાનુ માગી લીધું છે. "

છેવટે સરકારે અલીબિરાદરોને કેદ પકડયા કરાંચીમાં ન્યાયનુ ફારસ ભજવાયું અલીબિરાદરોને બબ્બે વર્ષની સજા થઇ. સરકારે ગાંધીજીને આ રીતે સહાય વગરના કરી મૂકયા.

અમદાવાદની કોંગ્રેસ—૧૯૨૧ના ડિસેમ્બરમાં મળેલી કોંગ્રેસમાં કોઇ મહાન વ્યક્તિ હોય તો તે ગાંધીજીજ. જેણે અમદાવાદની કોંગ્રેસ જોઈ છે, તેમને ગાંધીજીની મહત્તાનો સંપૂર્ણ અનુભવ થયા સિવાય રહ્યો નહિ હોય. ગાંધીજીનું ભાષણ હજારો માણસો મંત્રમુગ્ધ બની સાંભળે છે, એ ચિતાર કદીપણ ભુલાય તેવો નથી. કોંગ્રેસના પ્રમુખ શ્રીયુત ચિત્તરંજનદાસ સરકારના મહેમાન હતા. તેથી અમદાવાદ આવી શકયા નહોતા. ગાંધીજીએ પોતાનો અસહકારનો પ્રોગ્રામ રજુ કર્યો અને પાસ કરાવ્યો. ગાંધીજીએ પોતાની આગેવાની નીચે દેશને દોરવવાનો નિશ્ચય કર્યો. કોંગ્રેસે ગાંધીજીને ગમે તેમ વર્તવાની છુટ આપી. પોતાના પાછળ ઉત્તરાધિકારી નીમવાની પણ છૂટ આપી. ગાંધીજીએ ગુજરાતના એક જિલ્લામાં સત્યાગ્રહ કરી બતાવવાનું માથે લીધું હતું. તે માટે બારડોલી તાલુકો પસંદ કરવામાં આવ્યો હતો. તેમાં સત્યાગ્રહ શરૂ કરવા માટે ગાંધીજી કોંગ્રેસ પૂરી થતાં બારડોલી ઉપડી ગયા.

બારડોલીનો સત્યાગ્રહ—બારડોલીમાં મોરચો મંડાયો. માલવીઆજી દેશની સ્થિતિ તપાસી રહ્યા હતા. તેમણે ગાંધીજીને સત્યાગ્રહ શરૂ કરવાની ના પાડી. આ વખતે મહાત્મા ગાંધીજીએ સરકારની દમનનીતિ સામે સત્યાગ્રહ કરવાની ચેતવણી આપવા ખાતર વાઇસરૉયને એક પત્ર લખ્યો. તે પત્રનો ઉદ્દેશ માલવીઆજીનાં રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ માટે અનુકૂળ વાતાવરણ ઉભું કરવાનો હતો. તે પત્રમાં લખવામાં આવ્યું કે-હાલમાં જે દમનનીતિ ચાલી રહી છે, તે પરથી સ્પષ્ટ જણાય છે કે કાયદાનો સવિનય ભંગ અત્યંત જરૂરનો છે હાલમાં તો એ સવિનય ભંગ બારડોલી તાલુકામાંજ થશે. તો પણ મદ્રાસનો ગંતુર જિલ્લો જો જરૂરની સરતો પૂરી કરશે તો હું એ જિલ્લાનાં એકસો ગામની પ્રજાને પણ સવિનય ભગ કરવાની અનુમતિ આપીશ. પરંતુ બારડોલી તાલુકામાં કાયદાનો સવિનય ભંગ કર્યા પહેલાં હું આપને જણાવવા ઇચ્છું છું આપ આ રીતની સ્થિતિ અટકાવવા માગતા હો તો જે જે અસહકારીઓ જુલમ વિનાના કાર્ય સબબ જેલમાં ગયા છે અથવા જેલમાં જવા તૈયાર થયા છે. તેઓને મુક્ત કરો અને સ્પષ્ટ રીતે જાહેર કરો કે દેશમાંની બધી જાતની અહિંસાત્મક ચળવળમાં હવેથી સરકાર હાથ નહિ ઘાલે. પછી તે ચળવળ ખિલાફતની હો, સ્વરાજ્યની હો કે પંજાબના જુલમોના પ્રતિકારની હો; એટલુંજ નહિ પણ જે ચળવળ કાયદાની ચુંગાલમાં ફસી પડે છતાં તે અહિંસાત્મક હોય તો તેમાં પણ સરકાર હસ્તક્ષેપ નહિ કરે.

છાપખાનાનો કાયદો રદ થાય, અને છાપાંઓ પાસેથી લેવામાં આવેલી જામીનગીરી પાછી સોંપવામાં આવે, એવી પણ મારી માગણી છે. સુધરેલી સરકારના તાબામાં જે જે દેશો છે, તેમાં જે પ્રકારનું

શાસનતંત્ર ચાલે છે, તેથી વિશેષ મારી કશી માગણી નથી. મારી આ અરજ જાહેર થયાબાદ હું આપના પ્રત્યુત્તરની સાત દિવસ રાહ જોઈશ. એ દરમિઆન આપ મારી માગણીઓની કબુલાત આપશો તો હું બારડોલીનો સત્યાગ્રહ બંધ રાખવાની સલાહ આપીશ. કોંગ્રેસના કર્ત્તાહર્ત્તાઓ જેલમાંથી મુક્ત થયાબાદ દેશની સ્થિતિનો પૂરો વિચાર કરતાં સુધી કાયદાનો સવિનય ભંગ મુલતવી રહેશે. જો સરકાર આ માગણીઓ કબુલ કરે તો હું જાણીશ કે સરકાર લોકોના મનોભાવ મુજબ કામ કરવાને તૈયાર છે, હું પણ તે મુજબ લોકોને સલાહ આપીશ. જ્યારે સરકાર સંપૂર્ણ તટસ્થતા તોડશે અથવા હિંદના લોકોનો ઘણો ભાગ જાહેર કરેલા મત વિરુદ્ધ પડશે ત્યારેજ હિંદીઓ છેલ્લાં શસ્ત્ર તરીકે કાયદાનો સવિનય અનાદર કરશે "

આ પત્રમાં આપેલી મુદ્દત પૂરી થઈ. કંઈ જવાબ ન મળ્યો. એવામાં અયોધ્યામાં જમીનદારોનો જુલમ ન સહન થવાથી એક મોટું હુલ્લડ થયું. આ હુલ્લડમાં કહેવાતા અસહકારીઓ પણ જોડાયા, મામવીઆજી, ગાંધીજીના પુત્ર દેવીદાસજી વગેરેએ આ હુલ્લડમાં અસહકારીઓએ પુરતી સહનશક્તિ નથી બતાવી એવો અભિપ્રાય આપ્યો. બારડોલી મુકામે કોંગ્રેસની કારોબારી સભા મેળવવામાં આવી. ત્યાં સર્વાનુમતે ઠરાવ થયો કે બારડોલીનો સત્યાગ્રહ મુલતવી રાખવો અને દેશ તૈયાર થાય, ત્યાં સુધીમાં સ્વદેશી, અસ્પર્શ્યતા નિવારણ, હિંદુ-મુસલમાનની મૈત્રી વગેરે રચનાત્મક કાર્ય કરવાનું જાહેર કર્યું. ત્યારબાદ દિલ્હીની ઓલ ઇંડિઆ કોંગ્રેસ કમિટિમાં એ ઠરાવ થોડા સુધારા સાથે પસાર થયો. ત્યારબાદ વધુ ફેરફાર વિના હજુ તેજ કાર્યક્રમ ચાલ્યો આવે છે.

મહાત્મા ગાંધીજી જેલમાં—આ રીતે ગાંધીજી દેશમાં શાંતિ જાળવવા પોતાના સિદ્ધાંતોનો ભોગ આપી પ્રયત્ન કરી રહ્યા હતા, તે વખતે સરકારે તેમને કાયદાની ચુંગાલમાં ફસાવ્યા. ગાંધીજી યંગ ઇંડિઆ અને નવજીવનના તંત્રી હતા. શંકરલાલ બેંકર નવજીવન મુદ્રણાલયના પ્રિન્ટર હતા. તે બંનેપર અમુક રાજદ્રોહી લેખો લખવા તથા છાપવાકરવા માટે કામ ચલાવવાનું સરકારે નક્કી કર્યું. અમદાવાદના પોલિસ સુપ્રિન્ટેન્ડટ સાહેબ મી. હેલી મુંબાઈ સરકારના હુકમથી તા ૧૦ મી માર્ચ ને રોજ રાત્રે ૧૦ વાગે મેટરમાં ગાંધીજીને મથકે આવી પહોચ્યા. ગાંધીજીને અગાઉથી કંઇક બાતમી તો મળી ગઇ હતી ભાઈ શંકરલાલ પણ રાતના દસેક વાગ્યા સુધી ત્યાં હતા. પછી મંડળી વિખેરાઇ દસ વાગ્યાસુધી કંઇ ન બન્યું તેથી બધા ગાંધીજીની રજા લઈ ચાલ્યા ગયા ભાઇ શંકરલાલ સત્યાગ્રહાશ્રમમાંથી પોતાને મથકે આવતા હતા, તે દરમિઆન રસ્તામાં તેમને મી. હેલીની મોટર મળી. કઇ નવાજુનીની આશાથી તેઓ પણ પાછા ફર્યા. આશ્રમમાં આવી મી. હેલીએ મહાત્માજીને સંદેશો કહેવરાવ્યો. મહાત્માજી તૈયારજ હતા; તેમને જે કંઈ સાથે લેવાનું હોય, તે લેવાનું જણાવી મી. હેલી આશ્રમથી થોડે દૂર આવેલા રસ્તાપરજ ઉભા ગાંધીજી સાથે ભાઇ શંકરલાલપરનું વૉરન્ટ હોવાથી બનેને મોટરમાં બેસાડી સાબરમતી જેલમાં લઇ જવામાં આવ્યા.

૧૧ મી માર્ચે બંનેને એસિસ્ટંટ મેજિસ્ટ્રેટ મી. બ્રાઉન સમક્ષ હાજર કરવામાં આવ્યા. જરૂરની જુબાનીઓ લેવાયાબાદ મહાત્માજી તથા ભાઇ શંકરલાલને કંઇ ખુલાસો કરવાનો હોય તો તે કરવાનું

જણાવવામાં આવ્યું. ગાંધીજીએ તથા ભાઇ શંકરલાલે જે કહેવાનુ છે તે ઉપલી કોર્ટમાં કહીશું એમ જણાવવાથી, મુકદ્દમો સેસન્સમાં નોંધવામાં આવ્યો. બનેપર યંગ ઇંડિઆમાં લખેલા ત્રણ લેખો સબબ ૧૨૪ ની એ મુજબ રાજદ્રોહનો ગુનો મુકવામાં આવ્યો હતો. તે ત્રણે લેખ જુદે જુદે વખતે યંગ ઇંડિઆમાં છપાયા હતા. રાજદ્રોહ, વાઇસરાયની મુંઝવણ અને હુંકારે એ ત્રણ લેખોમાં સરકારને રાજદ્રોહની ગંધ આવી હતી.

૧૮ મી માર્ચને શનિવારે ૧૨ વાગતાં અમદાવાદના ડિસ્ટ્રીક્ટ અને સેશન્સ જજ મી. સી. બ્રુમફીલ્ડ સમક્ષ મહાત્મા ગાંધીનો કેસ નીકળ્યો. અદાલતનાં મકાનની આજુબાજુ પોલીસો ગોઠવાઇ ગયા હતા. કમ્પાઉન્ડમાં હિંદી પોલીસો ખડા રાખવામાં આવ્યા હતા.

અદાલતનાં મકાનમાં માણસો ઉભરાઇ જતાં હતાં. હિંદમાંથી કેટલાક આગેવાનો પણ આવી પહોંચ્યા હતા. જવાહીરલાલ નેહરૂ, સરોજની નાઇડુ,, સરલાદેવી ચોધુરાણી વગેરે પણ આવી પહોંચ્યાં હતાં.

બરાબર ૧૧ ને ૪૦ મિનિટે મહાત્માજી બેંકર સાહેબ સાથે અદાલતમાં આવી પહોંચ્યા. પંડિત મદનમોહન માલવીઆ મહાત્માજી સાથે આવી પહોંચ્યા. મહાત્માજી આવતા અદાલતમાંના બધા લોકો ઉઠી ઉભા થયા. જજની ડાબી બાજુએ એક ખુરશી મહાત્માજી માટે રાખવામાં આવી હતી. મહાત્માજીની જમણી બાજુએ ભાઈ શંકરલાલ બેંકર બેઠા હતા. ડાબી બાજુએ શ્રીમતી કસ્તુરબા તથા શ્રીમતી સરોજની નાઇડુ બેઠાં હતા.

૧૧ ને ૫૦ મિનિટે સર ટોમસ સ્ટ્રેંજમેન–મુંબાઈના એડ્વોકેટ જનરલ અદાલતમાં આવી પહોંચ્યો. તેણે મહાત્માજીને સલામ કરી જજ સાહેબ ૧૨ વાગતાં આવી પહોંચ્યા.

મુકદમો શરૂ થયો. પ્રારંભમાંજ જજ સાહેબે કહ્યું કે નીચલી કોર્ટના પબ્લિક પ્રોસિક્યુટરે જે મુકદમો ઘડી કાઢયો છે, તેમાં ત્રણ ગુનાનો સમાવેશ થાય છે. તે ધારે છે કે સરકાર એમ સમજાવવા ઇચ્છે છે કે એ ત્રણે ગુના જુદા જુદા છે, છતાં તે એકજ જાતના છે અને તે એકજ વરસમાં થએલા હોવાથી ત્રણેને એકત્ર ગણવામાં આવ્યા છે.

એડવોકેટ જનરલે જજ સાહેબના મતને કબુલ રાખ્યો. ત્યાર પછી આસામીઓ વિરુદ્ધની ફરિયાદ વાંચી સંભળાવવામાં આવી. ત્યારબાદ જજ સાહેબે ૧૨૪ મીએ નો મર્મ સમજાવ્યો. તેણે જણાવ્યું કે અશ્રદ્ધા શબ્દનો અર્થ રાજભક્તિનો અભાવ અને શત્રુતાનો ભાવ સમજવો જોઇએ. એ કલમમાં ' અશ્રદ્ધા ' શબ્દ જે રીતે વપરાયો છે તેનો અર્થ મુંબાઈની હાઇકોર્ટે રાજનૈતિક અસન્માન એવો કરેલો છે.

ત્યારબાદ જજે મહાત્માજીને પૂછયું:–" આપ ગુનો કબુલ કરવા માગો છો કે મુકદમો ચલાવવા માગો છો ? "

મહાત્માજીએ કહ્યું:–હું કબુલ કરું છું કે મેં એ ગુનો કર્યો છે મુકદમામાંથી રાજાનું નામ જતું કરવામાં આવ્યું છે, મારા મત મુજબ એ ઠીક થયું છે.

જજના પ્રશ્નના જવાબમાં ભાઇ શંકરલાલે પણ ગુનો કબુલ્યો.

ત્યારબાદ એડવોકેટ જનરલે કહ્યું કે, ૨૧૯ મી કલમ મુજબ આસામી અપરાધ સ્વીકારે ત્યારે ન્યાયાધીશ એ સ્વીકૃતિપર આધાર રાખી તેને અપરાધી ઠરાવી શકે અગર મુકદ્દમો આગળ ચલાવી શકે. મારી વિનંતિ છે કે આ સ્થળે મુકદ્દમો આગળ ચલાવવો. કારણ કે ગુનો મોટો છે અને સાધારણ પ્રજાની જાણ ખાતર મુકદ્દમો તપાસવાની જરૂર છે. કેવળ અપરાધીના સ્વીકારપરથી ફેંસલો આપવો એ યોગ્ય નથી. જો મુકદ્દમાની બધી બાબત જજ સમક્ષ રજુ ન થાય તો તે કેવી રીતે ફેંસલો આપી શકે ?

જજે કહ્યું, હું આપની સાથે મળતો થઈ શકતો નથી. ગુનેહગારના સ્વીકારપરથી ફેંસલો આપવાનું કામ કરવામાં કાયદો મારી તરફેણમાં છે. તેથી ફેંસલો આપવો કે મુકદ્દમો આગળ ચલાવવો એ મારી મરજીપર આધાર રાખે છે. વળી આ મુકદ્દમામાં નીચલી કોર્ટમાં જે જુબાનીઓ લેવાઇ છે, તેજ જુબાનીઓ ફરી લેવામાં કશો માર નથી. ફરિયાદના સંબંધમાં તપાસની જરૂર છે. પણ નીચલી કોરટે જે તપાસ કરી છે તે પુરતી છે. મી. ગાંધીએ એ લેખોની જવાબદારી સ્વીકારી છે. ગાંધીજી પણ એ સ્વીકારે છે. આ સ્થિતિમાં મને કોઈની સાક્ષી લેવાની જરૂર જણાતી નથી.

હવે ચુકાદો આપવાની વાતપર આવું છું. આ બાબતમાં મી. ગાંધીને જે કંઈ કહેવાનું હોય તે સાંભળવા માગું છું આ સ્થળે મહાત્માજીએ પોતાનો લેખી એકરાર રજૂ કર્યો હતો. એ એકરાર અપૂર્વ હોવાથી અમે તા. ૧૮ મી માર્ચ ૧૯૨૨ નાં નવજીવનપરથી અક્ષરશઃ ઉતારી લઇએ છીએઃ—

મહાત્માજીનો લેખી એકરાર—હિંદુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકર્દમો માંડવામાં આવ્યો છે, તે પ્રજાની પ્રત્યે રહેલો મ્હારો ધર્મ વિચારતાં મ્હને લાગે છે કે એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા માટે બન્યો છું એનો ખુલાસો આપવાને હું બંધાએલો છું એ શિવાય કોર્ટને પણ હિંદુસ્તાનમાં કાયદાથી સ્થપાએલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને હું શા કારણે સ્વીકારી લઉં છું એ મ્હારે જણાવવુ જોઈએ.

મ્હારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઈ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મ્હારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય મ્હને માલમ પડયુ કે માણસ જાત તરીકે અને એક હિંદી તરીકે મ્હને કશાજ હક્ક નહોતા; ઉલટું મ્હેં જોયું કે હું હિંદુસ્તાની હતો એટલાજ કારણસર માણસ તરીકેના પણ મ્હારા હકો માર્યા જતા હતા.

પણ એથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મ્હોટે ભાગે સારા એવા રાજતંત્ર ઉપર વળેલો બહારનો મેલ છે, મૂળમાં તો તંત્ર સારૂં છે એમ મ્હેં મ્હારા મનને મનાવ્યું અને જ્યાં મ્હને એ સરકારના દોષ જણાતા ત્યાં તે માટે તેને વખોડવા છતાં તેનો નાશ કરી પણ ન ઇચ્છતાં એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

અથી સને ૧૮૯૯ મા બૌઅર યુદ્ધ વેળાયે જ્યારે મ'તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મ્હે તેને મ્હારી સેવા અર્પણ કરી, મ્હે જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી અને લેડી સ્મીથના બચાવને મારૂ રચેલી સખ્ખામધ લડાઇઓ દરમિઆન માગથી બનતું કર્યું. તેજ પ્રમાણે સને ૧૯૦૬ મા ઝુલુ બળવા દરમિઆન પણ મ્હેં જખમીઓને ઉપાડનારા ડોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેની અને બળવો શમતાં સુધી સેવા બજાવેલી આ બંને પ્રસંગે મ્હારી સેવાઓને મારે મ્હને ચાંદ મળેલા અને સરકારી ખરીતાઓમા મ્હારા કામની ખાસ નોંધ લેવાએલી દક્ષિણ આફ્રિકામાના મ્હારા કામની કદરમા લોર્ડ હાર્ડિંજ તરફથી મ્હને કૈસરે હિંદ સુવર્ણપદ મળેલો સને ૧૯૧૪ મા જ્યારે ઇંગ્લાંડ અને જર્મની વચ્ચે લડાઇ જાગી ત્યારે મ્હેં લંડનમા તે વખતે વસતા હિંદીઓની-મુખ્યત્વે વિદ્યાર્થીઓની-એક 'એમ્બ્યુલન્સ' ટુકડી ઉભી કરેલી આ ટુકડીયે કીમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતો છે. અને છેલ્લે હિંદમા જ્યારે ૧૯૧૭ ની સાલમાં દિલ્લી-મા મળેલી યુદ્ધ પરિષદમા લોર્ડ ચેમ્સફર્ડે લશ્કર ભરતીને અગ્રહભરી અરજ કરી ત્યારે સુદ્ધા મારી તબીયત મામું પણ ન જોતા ખેડા જિલ્લામાં લશ્કર ભરતીને સારૂ હુ મથ્યો, જો કે મ્હારા પ્રયત્નને ફળ આવવા માંડ્યું એટલામાં લડાઇ બંધ થઇ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નીકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમિઆન હું એજ આશાની દૃઢ઼ે જીવતો હતો કે આવી સેવાઓ બજાવીને મ્હારા દેશબંધુઓને સારૂ સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

એ મ્હારી આશાપર પહેલ વહેલો ફટકો 'રોનેટ એક્ટ' ના રૂપમા પડ્યો એ કાયદા સામે મારે કડવી ઝુંબેશ ચલાવવી પડી ત્યારબાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલિયાવાલાની કતલથી થયો અને અવધિ પેટે ચાલવાના હુકમોમા જાહેર રસ્તાઓ પર ફટકાઓ મારવામા અને એવાજ બીજાં અકથનીય અપમાન ભર્યા કૃત્યોમા થઇ મ્હેં એ પણ જોયું કે તુર્કી તેમજ ઇસ્લામના પવિત્ર સ્થળોપર હાથ ન નાખવાના સંબંધમાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પળાવાનો ઝાઝો સંભવ નહોતો પણ એ બધા લક્ષણ દેખાતા છતા અને મિત્રોએ પણ મ્હને ગંભીર ચેતવણી ઓ આપી છતા અમૃતસરની મહાસભા વેળાયે મગરૂર જોઇ સહકારની તેમજ મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમા ઝઝુમ્યો, એવી આશાએ કે વડા પ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે, પંજાબનો જખમ રૂઝવવામા આવશે અને સુધારા જો કે અધુરા અને અસંતોષકારક હતા, છતાં તે હિંદના જીવનમા એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે

પણ મ્હારી બધી આશાઓ ધૂળ મળી ખિલાફતને સમનો કોલ પાળવાનો મોખ નહોતો પંજાબના કાંડપર સફેદો ફેરવવામા આવ્યો અને ગુન્હગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગર તો તેમના પેન્શનો હિંદી ખજાનામાથી અપાવા ચાલુ રહ્યા અને વળી કેટલાક દાખલાઓમા તે તેમને ઉલટા ઇનામ અકરામો એનાયત કરવામાં આવ્યાં ! મે એ પણ જોયું કે સુધારાઓથી જ દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી તેવો ફેરો પલટો ન થતા માત્ર હિંદુસ્તાનનું ધન બધું ચુસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જ તે એક નવી તદબીર હતી.

અફસોસપૂર્વક હું એ નિર્ણય ઉપર આવ્યો કે બ્રિટિશ હકૂમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દ્રષ્ટિએ હિંદને તે અગાઉ કદી નહોતુ તેટલું લાચાર કરી મેલ્યુ છે નિઃશસ્ત્ર હિંદ આજે કોઇપણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઇમા ઉતરવા માગે તો તેમ કરવાની આજે તેનામા કશીજ તાકાત નથી અને આ સ્થિતિ તો એટની તો હદ સુધી વ્યાપેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવુ માને છે કે હિંદે સંસ્થાઓની ઢબનુ સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વીતાડવી જોઇએ હિંદુસ્તાન આજે એટલુ તો નાદાર બની ગયુ છે કે તેનામા દુષ્કાળોની સામે ટકાવ કરવાના બિલકુલ શકિત નથી અંગ્રેજોએ અહીં પગલા કર્યા ને અગાઉ હિંદ પોતાના લાખો ઝૂપડાંઓમા કાતણુ તથા વણતું અને ખેતીમાથી મળી રહેનારી પોતાની ન્હાની શી આજીવિકામા રહેતી ખોટ ભરી કહાડતુ જીવાદોરી સમો આ હિંદનો ગૃહઉદ્યોગ માની નુ શકાય એટના નિષ્ઠુર અને અમાનુષ ઉપાયો વડે નષ્ટ કરવામા આવ્યો, જેનાં બ્યાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેના છે, હિંદની અનપેરે રહેનારી આમ-પ્રજા ધીમે ધીમે મૃત્યુપ્રાય થતી જાય છે એની શહેરોના રહેનારાઓને ભાગ્યેજ ભાળ છે તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશ આરામ તેઓ હિંદને ચૂસનારા પરદેશી મુડીદારોના ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજુ કશુ નથી. અને પેના એોનો બધો નફો તેમજ આમની દલાની બને હિંદની ગરીબ પ્રજાને નીચોવીનેજ નીતારી કહાડેલા હોય છે તેમને ગમ નથી કે બ્રિટિશ હિંદમા કાયદાથી સ્થપાયેલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતરજ ચલાવવામાં આવે છે. ચાહે તેવા વીતંડાવાદથી કે આંકડા અહેવાલોના ચાહે તેવા માયાવી કોષ્ટકોથી આજે જે પુરાવો

હિંદનાં ગામડાંઓ પોતાનાં ચાલતાં બોલતાં હાડપિંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે તેને ઉડાવી શકાય તેમ નથી. મારા મનને તો છાંટાભાર શક નથી કે ઇશ્વર જેવો કોઈ માલિક જો દુનિઆને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લાંડને તેમજ હિંદુસ્તાનના આ બધા શહેરોમા વસનારાઓને બેઉને આ ગુનાને માટે-ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુનાને માટે જવાબ દેવો પડશે ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થેજ વપરાય છે. પંજાબ માર્શલ લૉના મુકર્દમાઓની મ્હારી તટસ્થ તપાસને પરિણામે મ્હારા ઉપર એવીજ છાપ પડી કે સેકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ હતી. હિંદમાના દરેક દસ માણસમાંથી નવ માણસ નિર્દોષ હતા-સ્વદેશપ્રીતિ એજ એમનો ગુનો હિંદની અદાલતોમાં યુરોપીઅનોની સામે કામ માંડનારા સોમાંથી નવાણું હિંદીઓને ન્યાય મળતો નથી આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ કયાંએ નથી. આવા મુકર્દમાનો જોડે સંબંધ ધરાવવાનો જે જે કોઇ હિંદીઓને પ્રસંગ પડયો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવોજ છે.

સૌથી મોટું દુર્ભાગ્ય તો એ છે કે અંગ્રેજ લોક તેમજ દેશનો કારભાર કરવામા ભળનારા તેમના હિંદી શાથીઓ પોતે મેં ઉપર વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે તેવો કશો ગુનો કરવામાં રોકાયેલા છે એ સમજી શકતા નથી. મ્હને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિન્દી અમલદારો પ્રમાણિકપણે એવું માનનારા છે કે પોતે દુનિયામાનું એક સારામાં સારૂં રાજતંત્ર ચલાવી રહ્યા છે અને તે નીચે હિંદુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહ્યું છે. તેમને ભાન નથી કે

પ્રજાને થથરાવી મૂકવાની એક અદૃશ્ય પરંતુ અસરકારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણની સુદ્ધાં બધી શક્તિ પ્રજા પાસેથી ખૂંચવી લેવામાં આવ્યાથી આખી પ્રજા નપુંમક બની ગઈ છે અને તેમનામાં દંભ અને પામરતા ફેલાયા છે અને આ ભયાનક ... પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચન ખેવડા બન્યા છે જે ૧૨૪ કલમનું સદ્ભાગ્યે મારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે તે કલમ હિંદી નાગરિકની સ્વતંત્રતા કચડી નાખવા સારૂ ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં કદાચ સર્વોપરિ છે પ્રતિ કાઇ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી માણસને જો કોઇ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સુધી તે મારફાડ કે ખૂનામર કીનો ઇરાદો ન રાખતો હોય અગર તો ખૂનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય ત્યાં સુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઇએ પણ જે કલમમાનો આરોપ ભાઈ શંકરલાલ ઉપર તેમજ મ્હારા ઉપર મૂકવામાં આવ્યો છે તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુનો છે આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદ્દમાઓ મ્હેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિંદના કેટલાક મ્હોટામાં મ્હોટા પ્રજામાન્ય પુરુષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે અને તેથી આ કલમ હેઠળ મ્હારાપર આરોપ મૂકાયો એમાં હું મ્હારી મ્હોટી ઇજ્જત થઈ સમજુ છું મ્હારી અપ્રીતિના કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મ્હેં ઉપર પ્રયત્ન કર્યો છે, કોઇ પણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી, તો રાજાની સામે તો મ્હારે શી અપ્રીતિ હોઇ શકે? પણ જે સરકારે અગાઉના બીજા

કોઇ પણ રાજતંત્રના કરતાં અરવાળે હિંદુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ થવી એને તો હું સદ્‌ગુણ જ સમજું છું. બ્રિટિશ હકૂમત હેઠળ, હિંદમાં અગાઉ કોઇ કાળે ન થએલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી એવા રાજતંત્રને વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. અને તેથી મ્હારી સામે પુરાવા તરીકે રજૂ કરવામાં આવેલા જુદા જુદા લેખોમાં મ્હેં જે કંઇ લખ્યું છે તે બધું હું લખી શકયો એ વાતને હું મ્હારૂં અહોભાગ્ય ગણું છું.

ખરૂં જોતાં તો હું માનું છું કે જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તાન રહે છે તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મ્હેં બંનેની સેવાજ બજાવી છે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ તો બુરાઇની સામે અસહકાર કરવો એ તેની જોડે સહકાર કરવાના જેટલીજ માણસની ફરજ છે. પણ બુરાઈ કરનાર સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીનેજ એવો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલો કાળ દુનિયામાં ચાલતી આવી છે. હું મ્હારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે હિસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બુરાઇને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિયાર બને છે અને બુરાઇને નભાવવાનું એક માત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો વિશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બુરાઈ જોડે અસહકાર કરવા જતાં ખમવાં પડતાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવાં જોઇએ એ આવી જાય છે. તેથી કાયદાની નજરે જે મારો 'ઇરાદાપૂર્વક કરેલો ગુન્હો' ગણાય અને

છતાં મ્હારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરિ ધર્મ છે, તેને સારૂ આકરામા આકરી સજા માગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચડાવવા હું અહીં ઉભો છું. જડજ સાહેબ' આપને માટે તેમજ પચના સાહેબોને માટે પણ એટલોજ માર્ગ ખુલ્લો છે કે જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામા આવ્યુ છે તે કાયદોજ ખરૂં જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું એમજો તમે માનતા હોનો તમારે તમારી જગ્યાઓના રાજીનામાં આપી દેવા ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું આથી ઉલટું જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો તે હિંદની પ્રજાને સારૂ હિતકર છે અને તેથી મ્હારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકશાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ઘટે છે કે તમારે મને સખતમાં સખત સજા દેવી."

ત્યારબાદ જજે કહ્યું કે "મને લાગે છે કે હવે કામ આગળ ચલાવવાની જરૂર નથી. માટે હું આસામીની કબુલાત સ્વીકારૂં છું. હવે ચુકાદો આપવો બાકી રહ્યો છે, પણ તે પહેલા આ બાબતમાં એડવોકેટ જનરલને કંઇ કહેવાનું હોય તો તે હું સાંભળવા માગું છું.

એડવોકેટ જનરલે કહ્યું કે આજકાલ સરકાર તરફ અપ્રીતિ ફેલાવવાની જે ચળવળ ચાલે છે, તે ચળવળનો યંગ ઇંડિઆના એ ત્રણે લેખો અંશમાત્ર છે. ( અહીં તેમણે યંગ ઇંડિઆના એ ત્રણે લેખોમાંથી કેટલાક ફકરા વાંચી કહ્યું કે ) સરકારની વિરુદ્ધ અપ્રીતિ ફેલાવવી એજ અસહકારીઓ, કોંગ્રેસ અને ખિલાફત કમિટિનો

મુખ્ય ઉદ્દેશ છે. આ લેખો કોઇ અણઘડ આદમીએ લખેના નથી આ લેખોનું પરિણામ શું આવ્યું છે તે પણ અદાલતે વિચાર જોઇએ. છેલ્લા કેટલાક માસમાં એ પરિણામ જણાઈ આવ્યુ છે મુંબાઈ, મદ્રાસ અને ચૌરીચૌરાના હુલડો થયાં છે, ઘણા લોકો માર્યા ગયા છે. એટલું તો કહેવું જોઇએ કે એ લેખોમાં અહિંસાપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે, પરંતુ આપ જો વારંવાર સરકાર વિરુદ્ધ અણવિશ્વાસ જાહેર કરો, સરકારનો વિશ્વાસઘાતી તરીકે નિંદા કરો અને સરકારને ઉખેડી નાખવા માટે લોકોને ઉશ્કેરો અગર પ્રેરો તો પછી અહિંસાનો અર્થ શો ? સજા કરતી વેળા આ બાબતોપર ધ્યાન આપવું યોગ્ય છે.

ત્યારબાદ શ્રીયુત બેંકરનો ગુનો હલકા પ્રકારનો છે. તેમણે તો એ લેખો છાપ્યા છે માત્ર. તોપણ કેદ ઉપરાંત તેમનો ભારે દંડ થવો જોઇએ એવી મારી પ્રાર્થના છે.

ચુકાદો—જજે મહાત્માજીને સંબોધી કહ્યું, "મિ. ગાંધી, આપે ગુનો સ્વીકારી મારી મહેનત બચાવી છે. હવે કેવળ આપને ન્યાય પુરઃસર સજા ફરમાવવી એટલુંજ બાકી રહે છે. હું એ બાબતમાં દઢ છું. ન્યાય કોઇનું માન જાળવતો નથી. મેં જેટલા આસામીઓને સજા કરી છે, અગર કરીશ તેનાથી આપ જુદા પડી આવો છો, એ વાત હું ના કબુલ કરી શકાય તેમ નથી કે આ દેશના કરોડો વતનીઓ સમગ્ર આપ હિંદના મહાન નર તરીકે પંકાઓ છો. જેઓ આપના રાજદ્વારી વિચારો કબુલ રાખી શકતા નથી તેઓ પણ આપનાં ચરિત્રથી મુગ્ધ બની જાય છે. પરંતુ મારે કેવળ આપનાં ચરિત્રની બૂનો જ જોવી

પડશે. મારૂં કર્તવ્ય છે કે મારે તમને ન્યાય આપવો. મારૂં કર્તવ્ય છે કે મારે આપને સાધારણ માણુસ ગણી ચુકાદો આપવો જોઇએ. આપે હંમેશાં હિંસા વિરૂદ્ધ ઉપદેશ આપ્યો છે એ હું ભુલી ગયો નથી. મારે એ પણ કબુલ કરવું જોઇએ કે આપના ઉપદેશથી કેટલીક વખતે તોફાનો થતાં અટક્યાં છે પરંતુ આપની રાજકીય ચળવળની પદ્ધતિ અને જેઓને આવો ઉપદેશ આપવામાં આવે છે, તેઓના તરફ નજર કરતાં આપ કેવી રીતે માની શકો છો કે આ ચળવળ જરાપણ બખેડા વગર પાર પડે?

ઉપસંહાર કરતાં જજે કહ્યું કે એ બાબતમાં તો બધા એકમત થશે કે મિ. ગાંધી એવું કાર્ય કરે છે કે એ કાર્ય તરફ કોઇ પણ સરકાર આંખ મિચામણાં ન કરી શકે, કોઇ પણ સરકાર એવું કાર્ય કરનારને મુક્ત ન રાખી શકે. આવોજ મુકદ્દમો બાર વર્ષ પહેલાં મિ. બાલગંગાધર તિલકપર ચલાવવામાં આવ્યો હતો. મને વિચાર કરતાં જણાય છે કે મિ. તિલક અને તમારો ગુનો એકજ જાતનો છે.એટલે હું તમને સજા પણ તેટલીજ—એટલે સાદી છ વર્ષની—કરૂંછું. ત્રણે ગુના માટે બબે વર્ષની સજા કરૂંછું. એ ત્રણે સજા જુદી જુદી ભોગવવાની છે. જો હિંદની સ્થિતિ જોતાં આપની સજા ઓછી કરવાનો અગર આપને છોડી મુકવાનો સંભવ હોત તો મારા કરતાં વધુ ખુશી બીજું કોઇ થાત નહિ.

આ ઉપરાંત શ્રીયુત બેંકરને જજે એક વરસની સાદી સજા કરી, તે ઉપરાંત એક હજાર રૂપીઆનો દંડ કર્યો. દંડ ન ભરે તો છ માસની વધુ સજા ભોગવવાની કહી.

ચુકાદો અપાયા બાદ મહાત્માજી ઉઠી ઉભા થયા. તેમણે કહ્યું, " સ્વર્ગવાસી લોક માન્ય તિલક સાથે મારી સરખામણી કરી આપે

મને બહુમાન આપ્યું છે. તેમની જોડમાં ઉભો રહેવાથી હું મારી જાતને ભાગ્યશાળી માનું છું. મને લાગે છે કે આ સજા બહુ થોડી છે. બીજો કોઇ જજ આ કરતાં ઓછી સજા કરી શકત નહિ. અદાલત મને આટલું બધું માન આપશે, એવી મને આશા નહોતી.

જજ ઓરડો છોડી ગયા બાદ લોકોનાં ટોળે ટોળાં મહાત્માજી સમક્ષ હાજર થયાં. એડવોકેટ જનરલે પણ હસતાં મુખે મહાત્માજીને વિદાયગીરીનું માન આપ્યું.

· મહાત્માજી ને થએલી સજા જાણવા લોકોનાં ટોળેટોળાં નવજીવન મુદ્રણાલય આગળ એકત્ર થયાં.

શાન્તિ—નૂતન હિંદનો મંત્રદાતા ગુરુ આજે યરોડા જેલમાં વિરાજે છે, છેલ્લાં થોડાં વર્ષો થયાં લીધલી અથાગ જહેમતનો થાક ઉતારે છે. એ મહા તપસ્વીએ હિંદને જે મંત્ર આપ્યો છે, તે જીરવવો મુશ્કેલ છે. એ મંત્રની દીક્ષા લેવામાં જે ત્યાગવૃત્તિ જોઇએ એવી ત્યાગવૃત્તિ હિંદના એકએક પુત્રોમાં હોય તો હિંદ સામે નજર કરનાર પણ કોઈ ન હોય. સેંકડો વર્ષથી પરાધીનતામાં કુટાતી હિંદભૂમી પોતાનાં બાળકોને એ મંત્ર હૃદયમાં ઉતારવા આજીજી કરી રહી છે. એ મહાત્માએ દિવ્ય ચક્ષુએ જોઈ લીધું છે કે હિંદુ મુસલમાનની એકસંપી વિના બધું ફ્યાં છે. એ મહાત્માએ દિવ્યચક્ષુએ જોઇ લીધું છે કે પરદેશી કાપડના ત્યાગ વિના જીવવું મુશ્કેલ છે. એ મહાત્માએ દિવ્ય ચક્ષુએ જોઇ લીધું છે કે હિંદની અસ્પર્શ્ય જાતિને પગ તળે કચરી રાખી રહ્યા છે. એ ત્રણે સિદ્ધાંતો જો લોકો અમલમાં મુકે તો સ્વરાજ્ય તો હથેળીમાં છે.

યુગાવતાર ગાંધીજી જેવાં મહાપુરુષો દુનિયાપર ક્વચેજ જન્મે છે. તેઓ હિંદનો ઉદ્ધાર કરવા જન્મેલા છે. હજુ તેઓ હિંદના

ઇતિહાસનાં કેટલાં પાનાં લખી જવાનાં છે. તે ભવિષ્યના ગર્ભમાં છુપાએલું છે. તેઓનું કર્મજીવન હજુ વહયે જાય છે. તેમના જીવનમાં સત્ય, ત્યાગ, હિંમત, સમદર્શીપણું, સહનશીલતા, દયા, ઇશ્વરપર અચળ વિશ્વાસ, સ્વદેશાનુરાગ, નિષ્પક્ષપાતપણું, દેશહિતપણું અને રાજભક્તિ જોવામાં આવે છે. એ દરેક ગુણો માટે તેઓ આદર્શ રૂપ છે.

રાજદ્વારી ક્ષેત્રમાં ગાંધીજી સાથે કેટલાકને મતભેદ છે. ગાંધીજી પારકાપર આધાર રાખવાની વૃત્તિ રાખતા નથી. તેઓ પોતાના ઘરમાં પારકાને સત્તા ચલાવતો જોઈ પોતાની નબળાઇ પર ધિક્કાર વર્ષાવનાર છે, અને એ પોતાનાં ઘરમાં પેસી ગયેલા પારકાને બળથી નહિ પણ સત્યાદિ ગુણોથી મહાત્ કરી પોતાના ઘરની સત્તા-પોતાને સોંપવાની ફરજ પાડનારા છે જ્યારે બીજા રાજનીતિજ્ઞ પુરુષો માગણવૃત્તિથી, ખુશામતથી લાભ મેળવવાની આશાવાળા છે. કેટલાક હિંસાવડે પોતાનું કાર્ય સાધવા માગે છે. પણ ગાંધીજી તો હિંસાવિરુદ્ધ એટલા તો મક્કમ છે કે હિંસા અટકાવવા ખાતર પોતાનું બધું ગુમાવવા પણ તૈયાર છે. આવા મહાપુરુષે નક્કી કરેલા માર્ગે હિંદ પ્રગતિ કરે એ ખરેખર ઇચ્છવા લાયક છે. પણ તેમનો રસ્તો કાયરને માટે નથી, ખરા વીરને માટે છે. તેમનું તો વચન છે કે—

હરિનો મારગ છે શૂરાનો કાયરનું નહિ કામ જોને.



રા. ઠક્કુર નારાયણ વિસનજીનું એક નવીન પુસ્તક.

# સંસારસમસ્યા અથવા

## કલ્પલતા કે વિષવલ્લરી.

### પ્રયોજકઃ ઠક્કુર નારાયણ વિસનજી

આ પુસ્તકમાં એક એકથી ઉત્તમ અને નાનાવિધ રસતરંગમાં ઝીલાવનારી 'બંધકી બાલામણી અથવા વારાંગના કે વીરાંગના ?' 'હલાહલમાં સુધાસંધિ અથવા બાઈ અને ગોલી' 'પિશાચની મૉટર' અને 'કન્દર્પ કુન્ડલા અથવા પ્રણયવેદી અને પ્રાણબલિદાન !' નામક ચાર ભિન્ન ભિન્ન સંપૂર્ણ કથાઓ આપવામાં આવી છે કે જેમનાં વાંચનથી કોઇ વાર પાઠક તથા પાઠિકાઓને આ સંસાર નન્દનવન સમાન અત્યંત રમણીય દેખાય છે તો કોઇ વાર આ સંસાર કુંભિપાક નરક સમાન અત્યંત ભયંકર ભાસવા માંડે છે; ભારતવર્ષની વારાંગનાના સતીત્વ તથા સાધુત્વના સાક્ષાત્કારથી નારીજાતિ પવિત્ર તથા પૂજ્ય જણાય છે અને એક રાજકુલોત્પન્ના અભિજાતા રાજમહિષીનાં વ્યભિચાર તથા પતિઘાત આદિ જઘન્ય કર્મોના નિરીક્ષણથી નારી જાતિ એક અત્યંત તિરસ્કરણીય તથા ત્યાજય નારકીય વસ્તુ તરીકે દૃષ્ટિગોચર થાય છે; વર્તમાન વિશ્વમાં પિશાચની મૉટર કેવી અને કેટલી ભીષણ ગતિથી દોડી રહી છે અને પિશાચપૂજકોની પિશાચપૂજાના પરિણામે અંતે કેવી અધોગતિ થાય છે એ દૃશ્યને જોતાં રોમાંચ ખડાં થઇ જાય છે અને પ્રણયવેદીમાં અપાતા પ્રાણબલિદાનના અવલોકનથી સખેદ તથા સાશ્ચર્ય સ્તંભિત થઇ જવાય છે.

ઉત્તમ કાગળ પૃષ્ટ ( ૧૬×૩૦૦ ) ૩૩૬: કથા પ્રસંગનાં ચાર સુંદર ચિત્રો, અત્યંત સુંદર સોનેરી નામ મુદ્રિત કપડાનું પાકું પુંઠું: મૂલ્ય રૂ. ૩-૪-૦ પેસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

મળવાનું સ્થળઃ
લાભશંકર જી. જોશી.
ખાડિઆ-દેસાઇની પોળ,
મુ.—અમદાવાદ.

મનુદિન રામચંદ્ર જાગુષ્ટે
મણુ દરવાજા—અમદાવાદ.

ગ્રંથી અનેક વિલાસી નરનારીઓએ ચારિત્ર શુદ્ધિ કરી લીધી છે. કેવળ ગુજરાતમા જ નહિ પણ હિંદના બધા ભાગમાં મહાત્માજી દેવ તરીકે પુજાય છે, તેનુ કારણ તેમનામાંજ અપૂર્વ શક્તિ રહી છે, તેજ છે, સદ્વર્તનનુ જોર કેટલું બધું હોય છે, સ્નેહનું આકર્ષણ કેટલું પ્રબળ હોય છે, તેનો નમુનો મહાત્મા ગાંધીજી છે. મહાત્માજીની પ્રતિજ્ઞાએ કેટલાયે આગેવાનોને નમાવ્યા છે નાગપુરની કોંગ્રેસ વખતે-બંગાળાના ભાગલા પડયા, તે વખતે જે સ્વદેશાભિમાનનું મોજું સમગ્ર દેશમા ફરી વળ્યું હતું, તે મોજાની પેઠે ક્ષણ સ્થાયી નહિ પણ ચિરસ્થાયી મોજુ સમગ્રદેશમાં ફરી વળ્યુ. એ વેળા દેશબંધુ મહાત્માજીનો જમણો હાથ બન્યા. બંગાળાની અંદર કોગ્રેસની આજ્ઞા પાર પાડવા તેમણે પોતાનું બધું જતું કર્યું.

દેશબંધુ દાસ ગર્ભશ્રીમંત છે. ઇ. સ. ૧૮૭૦ માં ( બંગાળી સન ૧૨૭૭ ની ૨૦ મી કાર્તિકને રોજ ) તેમનો જન્મ થયો હતો. તેઓનુ મૂળગામ ઢાકા જિલ્લામાંનું તેલીરબાગ હતું. ત્યાં તેમના વડિલો આબરૂદાર વૈદ્યવંશના ગણાતા. તેમના વડિલોએ વેપારમાં પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. પરંતુ એ ધન તેઓ કૃપણની માફક સંઘરી રાખતા નહિ. પરમાર્થમાં પૈસો ખરચવો એ તેઓને મન મોટો આનંદ હતો. તેઓની દાનશીલતા પૂર્વ બંગાળામાં સર્વત્ર પ્રસિદ્ધ છે. પૈસાની સાથે વિદ્યા પણ એ કુટુંબની સહચારી બની હતી. અંગ્રેજી કેળવણી એમના વંશમાં ઘણાં વર્ષો થયાં ચાલતી આવતી હતી. તેમના પિતા ભુવનમોહનદાસ અંગ્રેજી ભણી કલકત્તા હાઇકોર્ટમાં એટર્નીનું કામ કરતા હતા. તેમના કાકા કાલીમોહન અને દુર્ગામોહનદાસ કલકત્તા હાઇકોર્ટમાં વકીલાત કરતા હતા. વકીલ બારીસ્ટરી એ તેમનાં કુટુમ્બનો મુખ્ય ધંધો થઇ પડયો હતો.

એ બધા દેશસેવા માટે પૈસો વાપરતાં અચકાતા નહિ, હિંમત અને તેજસ્વીપણામાં પણ એક્કા હતા. તેઓની હિંમતના ઘણા દાખલા મળી આવે છે. જ્યારે કાલીમોહન દાસ કલકત્તાની હાઇકોર્ટમાં વકીલાત કરતા ત્યારે હાઇકોર્ટના જજ જસ્ટિસ નૉરિશ હતા. એક વખતે કાલીમોહન એક પક્ષના વકીલ તરીકે દલીલ કરતા હતા. તે સમયે જજ સાહેબે એકાદ અન્યાયી હુકમ કર્યો. એ હુકમ સામે વાંધો ઉઠાવવા ખાતર કાલીમોહન દાસ કોર્ટ છોડી ગયા. તેજસ્વી કાલીમોહનને જજનો એ હુકમ અન્યાયી લાગ્યો હતો, તેથી તેને પોતાનું અપમાન થયું હોય એમ જણાયું હતું. અને જે ન્યાયાધીશ આવો અન્યાયી હુકમ કરે, તેવા ન્યાયાધીશ પાસે અદલ ન્યાયની આશા રાખવી એ મિથ્યા છે, એમ ધારી તેમણે આ પગલું લીધું હતુ. જજ સાહેબ સમજી ગયા કે કાલીમોહને મારા વિષે ખરાબ મત બાંધી લીધો છે તે પણ ગુણગ્રાહી હતા. કાલીમોહનની હિંમતથી તેઓ ગુસ્સે ન થયા, પણ ઊલટું તેની સાથે મુલાકાત કરવા માટે તેમણે પત્ર લખ્યો. કાલીમોહને તેમને મળવાની પણ ચોકખી ના પાડી. આથી જજ સાહેબે પોતાની ભૂલ બદલ ક્ષમા માગી બીજી વખત મુલાકાત માગી. આ વખતે કાલીમોહનનું મન પીગળ્યું. તેઓ જજ સાહેબને મળ્યા. પરંતુ એ સમય તો ગયો. તે સમયે આવા ઉદાર અંગ્રેજો કર્તવ્ય પરાયણ હિંદીઓનું કદી પણ મન સંકોચવા દેતા નથી બન્ને વચ્ચે પાછી મિત્રતા બંધાઈ.

તેલીરબાગનું આ આબરૂદાર દાસકુટુંબ હિંદુઓમાં આગેવાન ગણાતું, પરંતુ દેશબંધુ દાસના પિતા ભુવનમોહન દાસ કલકત્તામાં રહેતા હતા ત્યારે બ્રાહ્મધર્મ તરફ ઝુકી પડયા. તેઓએ છેવટે બ્રાહ્મધર્મની દીક્ષા લીધી. પ્રતિભાશાળી પુરુષો જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાં

માન મેળવે છે એ મુજબ ભુવનમોહન દાસ બ્રાહ્મસમાજમા પણ થોડા રોજમા આગેવાન થઇ પડયા. તેમણે જુદો ધર્મ સ્વીકાર્યો હતે. છતા હિંદુધર્મવાળાઓને દાન આપવામા સંકોચ રાખ્યો નહિ. બ્રાહ્મ ધર્મ સ્વીકાર્યા પછી પણ તેઓએ ઘણા હિંદુકુટુમ્બોને આશરો આપ્યો હતો, તેમનાં ભરણપોષણ માટે બધુ ખર્ચ પોતે ઉપાડતા હતા કોઇ પણ દુખી માણસ તેમની પાસે આવતું, ત્યારે તેઓ પોતાની સ્થિતિનો વિચાર ન કરતા તેને મદદ આપવા તૈયાર થતા તેઓ છૂટે હાથે દાન કરતા એ દાનશીળતાને લીધે તેમને અનેકવાર પૈસે ટકે હેરાન થવુ પડતું, છતા તેઓ તો દેવુ કરીને પણ દાન કરતા દુખી દારિદ્રીને મદદ આપતા તેઓ કદી સંકોચતા નહિ એક વ્યક્તિએ તેમને ચાળીસ હજાર રૂપીઆ માટે જામીન થવાની વિનંતિ કરી. દયાળુ માણસો પાસે ધુતારા હમેશા ફાવી જાય છે ધુતારાઓ ઢોગ કરવામા હોશિયાર હોય છે અને દયાળુ તેવા ઢોગ પારખી શકતા ન હોવાથી વખતો વખત છેતરાઇ જાય છે આ વખતે ભુવનમોહન પણ છેતરયા તેમની મદદથી પેલા ધુતારાએ પોતાનુ કામ પાર પાડયુ પરંતુ પાછળથી તેણે મો ન બતાવ્યુ. ઉદાર ભુવનમોહન આ પૈસાના જામીન હોવાથી તેમને માથે આ બધુ કરજ આવી પડયુ તેઓ પોતાની જિંદગીમાં આ દેવુ વાળી શકયા નહિ મરણ વખતે તેઓની આર્થિક દશા બહુ બુરી થઇ ગઇ હતી

ભુવનમોહન સારા લેખક હતા. સાહિત્ય ચર્ચા એમને બહુ પ્રિય હતી તેઓએ બ્રાહ્મધર્મનો ફેલાવો કરવા માટે 'બ્રાહ્મ પબ્લિક ઑપિનિયન' નામનું વર્ત્તમાનપત્ર કાઢયુ હતું તે પત્રમા તેઓ બ્રાહ્મધર્મ પર સ્વતંત્ર રીતે ચર્ચા કરતા, કોઇના પક્ષમાં ન તણાઈ પોતાને યોગ્ય લાગે તે રીતે બ્રાહ્મધર્મનો પ્રચાર કરતા. એ સિવાય

બેંગાલ પબ્લિક ઑપિનિયન ' નામનાં ૮ બીજાં વર્તમાન પત્રના પણ તેઓ તંત્રી હતા. તેઓ પોતાનું વર્તમાનકાર તરીકેનું કર્તવ્ય બહુ સારી રીતે સમજતા અને એ કાર્ય હિમત, તટસ્થતા અને તેજસ્વીપણે ચલાવતા. ભુવનમોહન હાઇકોર્ટના એટર્નિ હતા, અને એટર્નિની ઉન્નતિનો આધાર હાઇકોર્ટના જજ૫ર હોવાથી તેમને જજની દયાપર આધાર રાખવો પડતો. તોપણ હાઇકોર્ટની કશી ભૂલ માલુમ પડે, કોઈ કેસમા ન્યાયપુરઃસર ચુકાદો ન અપાયો હોય, તો તેઓ પોતાનાં વર્તમાનપત્રમાં એ વિષે લખાણ કરતા હતા અને હાઇકોર્ટની ભૂલ બતાવવામાં પાછા હઠતા નહિ આટલું સાહસ આજ-કાલ કોણ ખેડતું હશે ? એક વખત આ રીતે કઠોર અભિપ્રાય બતાવ્યાથી તેમને સહન કરવું પડયુ હતું, તોપણ ભુવનમોહન એવી વિપત્તિઓને ગણકારે તેમ નહોતુ. એક વખત તેમણે કોઇ આસામી તરફથી કોઈ ન્યાયાધીશના ચુકાદાપર અપીલ કરવાની મંજુરી માગી અપરાધીપર ખૂનનો કેસ ચાલ્યો હતો, અને નીચલી કોર્ટમાં તેને ફાંસીની સજા થઈ હતી. અપરાધી આ કેસમાં તદ્દન નિર્દોષ હતો. એવી ખાત્રી થવાથી ભુવનમોહને તેને બચાવવા માટે બીડું ઝડપ્યું પરંતુ જજ સાહેબ-કે જેની પાસે આ કેસ ચાલવાનો હતો, તેઓ ભુવનમોહનની કઠોર ચર્ચાથી ગુસ્સે થયા હતા. તેથી અપીલની સુના-વણી વખતે તેઓએ ભુવનમોહન બાજુનાં ભાષણ તરફ ધ્યાન ન આપ્યું હિંમતવાન ભુવનમોહન આથી જરા પણ ગભરાયા સિવાય જજને સંબોધી બોલ્યા:—" આપ સાહેબ આ અપીલ તરફ જરા પણ લક્ષ આપતા નથી એ હું જોઉ છું. એમ થવાનું કારણ પણ મારી જાણમાં છે. પરંતુ મારી ખાસ વિનંતિ છે, કે આપના ગુસ્સા-ને પાત્ર હું છું, આ નિર્દોષ વ્યક્તિ નથી, મારાપરનો ગુસ્સો આ

નિર્દોષ વ્યક્તિપર ઉતરવો ન જોઇએ. આ અપરાધીને અન્યાયી રીતે ફાંસીનો હુકમ થયો છે; ગમે તે કારણથી આપ આ અપીલપર લક્ષ નહિ આપો તો તેનું ફળ આ હતભાગ્ય માણસ ભોગવશે." જજ સહૃદયી માણસ હતો, તે બધી પરિસ્થિતિ સમજી ગયો. તેણે આ કેસ પ્રથમથી તે છેવટ સુધી તપાસ્યો અને તેને જણાયું, કે આરોપી પર જે ગુનો ચડાવવામાં આવ્યો છે, તે પાયા વગરનો છે, તેણે તેને નિર્દોષ માની છોડી મૂકવાનો હુકમ કર્યો.

દેશબંધુ દાસની પ્રતિભા ભણતી વેળા જણાઇ આવી હતી. તેઓ ભવાનીપુરની લંડન મિશનરી સ્કુલમાથી શરૂઆતનો અભ્યાસ કરી છેવટે કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમાંથી બી. એ. ની ડિગ્રી લઇ બહાર પડયા હતા. એ સમયે સહાધ્યાયીઓમાં સાહિત્યના વિષયમા દેશબંધુ દાસ જેવો કોઈ નહોતો. તેઓ પોતાનો ઘણો ખરો સમય અંગ્રેજી અને બંગાળી સાહિત્યની ચર્ચા કરવામાં વિતાડતા દાસ બાબુ નાનપણથીજ વક્તા તરીકે પ્રખ્યાત છે, તેમના સહાધ્યાયીઓમાં તે સારા વક્તા ગણાતા. તેમના સહાધ્યાયીઓ તેમને બહુ માન આપતા. અધ્યાપકો પણ ચિત્તરંજન બાબુપર બહુ હેત રાખતા, અને ભવિષ્યમાં પોતાનો આ વિદ્યાર્થી કંઇક કરી બતાવશે. એવી આશા બતાવતા

દેશબંધુ દાસના પિતાએ બ્રાહ્મધર્મ સ્વીકાર્યો હોવાથી પોતાના પુત્રને વિલાયત મોકલવામાં તેમને કશી અડચણ રહી નહોતી, ભુવન મોહન બાબુની ઇચ્છા દેશબંધુ દાસને સિવિલ સર્વિસની પરીક્ષા અપાવી આ દેશમાં ઉંચી સરકારી નોકરી અપાવવાની હતી. તેથી બી. એ ની પરીક્ષા પસાર કર્યાબાદ તેઓને સિવિલ સર્વિસની

પરીક્ષા માટે વિલાયત મોકલવામાં આવ્યા. આપણા દેશબંધુ દાસ સિવિલ સર્વિસની પરીક્ષા આપી સરકારી અમલદાર થવા ચાલ્યા. તેઓએ નિયમસર વિલાયતમાં રહી અભ્યાસ કર્યો, પરીક્ષા આપી, તેમાં પાસ પણ થયા. છતાં તેમને સિવિલ સર્વિસમા જગા તો ન મળી. જે ઉદ્દેશ પાર પાડવા તેઓ પાંચ હજાર માઇલ દૂર ગયા હતા, તે ઉદ્દેશ પાર પડયો નહિ, આનુ કારણ શું ? એ કારણનાં મૂળ શોધવાં બહુ કઠણ છે, તોપણ ઉપર ઉપરથી જોતાં જે જણાયું છે, તે વાચકોને કહેવાય તેવુ છે. વિલાયતના સત્તાવાળાઓએ ચિત્તરંજન દાસને સિવિલ સર્વિસ માટે યોગ્ય ન ધાર્યા, તેનો મોટો દોષ એ હતો કે તેઓ હિંમતવાન હતા, તેઓ અન્યાય, અવિચાર અને અસત્ય સહન કરી શકતા નહિ,એ દોષો સામે તેઓ ખુબ ઝઝુમતા; વળી તેઓમાં આ કાળો ને આ ગોરો એવી ભેદબુદ્ધિ નહોતી, તે બધા માણુસોને સરખા ગણતા. આ કંઇ જેવો તેવો વાક ગણાય ? સ્વતંત્રતાની ભૂમિ તરીકે આપણે વિલાયતનુ પૂજન કરીએ છીએ, આપણાં કાવ્યોમા, નાટકોમાં સાહિત્યમાં એ ભાવ ખિલવીએ છીએ, પરંતુ આપણા દેશબંધુ દાસ એ સ્વતંત્રતા બતાવતાં જતાં એ સ્વતંત્રતાની ભૂમિપર સિવિલ સર્વિસની નોકરી માટે અયોગ્ય ગણાયા.

તેમના એ ગુના વિષે જરા વધુ વિવેચન કરીએ. ઇ. સ. ૧૮૯૨ માં જયારે ચિત્તરંજન દાસ વિલાયતમાં હતા, ત્યારે જેમ્સ મેકલીન નામના પાર્લમેન્ટના એક સભાસદે પાર્લામેન્ટમાં ભાષણ કરતાં કહ્યું હતું, કે:–" હિંદના હિંદુ-મુસલમાનો એ ગુલામની જાતના છે. તેઓ અંગ્રેજોની ગુલામી કરે છે." ખરેખર હિંદની ત્રીસ કરોડની વસ્તી એક મુઠીભર અંગ્રેજોને હાથે જે દુઃખ ભોગવે છે, અંગ્રેજોના પશુ

જેવો વ્યવહાર જરા પણુ વાંધો ઉઠાવ્યા સિવાય જે રીતે સહન કરે છે, એકબીજા તરફ જે વેર અને અદેખાઇ દર્શાવ્યા કરે છે, ક્ષુદ્ર વ્યક્તિગત સ્વાર્થને માટે અંગ્રેજોના પગનાં તળીયાં ચાટે છે, અગ્રેજોની લાતોથી બરોળ ફાટી જતા ખુની ૧૦–૧૨ રૂપીઆમાં છુટી જાય છે, આવી સ્થિતિમા હિંદુ–મુસલમાન ગુલામ છે એ વાત આપણાથી સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. પૃથ્વીપર એવો બીજો કયો દેશ છે, કે જેની હિંદ જેની સ્થિતિ હોય ? હિંદમા જે બનાવો બને છે, તેના બનાવો પૃથ્વીપર બીજા કયા દેશમાં બને છે હિંદ તદ્દન મનુષ્યત્વ વિનાનુ ન હોત તો આવા બનાવો બનત ? તો પણુ એક કેળવાએલો અગ્રેજ આ બધુ નગ્ન–સત્ય જાહેર સભામાં બોલે તે શિષ્ટાચાર વિરુદ્ધ ગણાય.

મેક્લીન સાહેબે પાર્લમેન્ટમા આ રીતે અવિવેક બતાવ્યો. હિંદની ત્રીસ કરોડ પ્રજામાં બધા માણસો મનુષ્યત્વહીન તો નજ હોય, ત્રીસ કરોડમાં બે ત્રણુ માણસો તો એવા હોયજ કે આવું નગ્ન સત્ય દર્શાવવું એ તેમને અશિષ્ટાચાર જણાય તેથી આ તીવ્ર વચનો ચિત્તરંજનના હૃદયમાં ભોકાયાં. તેમણે ઈંગ્લાંડમાના હિંદીઓની એક સભા બોલાવી આ વચનો સામે વાંધો ઉઠાવ્યો. એ સભામાં તેમણે જે ભાષણુ કર્યુ તે વિલાયતના મુખ્ય મુખ્ય રાજનીતિ વિશારદોના કાનપર પડયું. મી. ગ્લેડસ્ટન તે વખતે જીવતા હતા. તેઓ તે વખતે લિબરલ પક્ષના આગેવાન હતા. તેમના પક્ષે મેક્લીનના એ શબ્દો વિરુદ્ધ અસંતોષ બતાવ્યો. લિબરલપક્ષે એક સભા બોલાવી તેમાં દેશબંધુ દાસને ભાષણુ કરવા બોલાવ્યા. પ્રમુખ તરીકે મી. ગ્લેડસ્ટન હતા, વક્તા હતા દેશબંધુ દાસ આવો મણિકાંચન યોગ જવલેજ થાય છે. એકવીસ વરસના ચિત્તરંજન દાસે છટાદાર ભાષણુથી

વચનબાણ છોડવા માંડયા. તેમની યુક્તિપૂર્ણ દલીલોથી, તેજસ્વિની ભાષાથી શ્રોતાઓ મુગ્ધ બની ગયા. મેકલીનની નિંદા થવા લાગી ગુલામની જાતિના ૨૧ વરસના બાળક આગળ તેને ભોંઠા પડવું પડ્યું. વિલાયતમાં આ બાબતને લીધે ભારે ચળવળ ચાલી. ઘણાખરા લોકો મેકલીનને તિરસ્કારવા લાગ્યા. બિચારા મેકલીનને પાર્લામેન્ટમાથી રાજીનામું આપવું પડ્યું.

આ રીતે મેક્લીન તો ગયો, પરંતુ આપણા દેશબંધુનું શું થયું ? વિલાયતની પ્રજા તો ગમે તે વિચારે પણ રાજનીતિ વિશારદોએ જોયું કે ચિત્તરંજનદાસનો મેળ સિવિલ સર્વિસ સાથે મળે તેમ નથી. આટલી બધી સમદર્શિતા, નિર્ભયતા, ન્યાયતત્પરતા તો સિવિલ સર્વિસમાં ન ચાલે. આથી તેઓ પરીક્ષામાં પાસ થયા, નંબર પણ આવ્યો, છતાં તેમને નોકરી ન મળી. તેથી તેઓને બારિસ્ટર થઇ દેશમા પાછું ફરવુ પડયું. આ રીતે દેશબંધુ દાસ નોકરશાહીના પંજામાં ફસાતા બચી ગયા. વિલાયતના રાજનીતિ વિશારદોનો આપણે આભાર માનવો જોઇએ કે તેમણે આપણા દેશબંધુ દાસને વટાળ્યા નહિ. એકાદ મેજિસ્ટ્રેટ અથવા કમિશનરની પદવી મળી હોત તો શું થાત ? તે પણ એક જાતની ગુલામી તો ખરીજ. અંગ્રેજોનાં પગ ચાટવાનું એમાં પણ ખરૂં. એવી સ્થિતિમાં પૈસા પણ મળે તેવું નહોતું. બારિસ્ટર કરતાં કમિશ્નર કે કલેકટરની કમાઇ કંઇ વધી જતી નથી. બારિસ્ટર ચિત્તરંજને જેટલા પૈસા એક માસમાં કમાતા તેટલા પૈસા કલેકટર એક વર્ષે માંડમાંડ કમાય છે, વળી યશ તો મળતજ નહિ. અત્યારે દાસ બીજું મહાત્મા ગાંધી પછી બીજે નંબરે ગણાય છે, પરંતુ સરકારી નોકરી સ્વીકારી હોત તો તેમને કોઇ ઓળખતું પણ નહોત.

વિલાયતમાં રહેના હતા, ત્યારે ચિનરંજન દાસે કેટલેક ઠેકાણે ભાષણો કર્યાં હતા. એ વખને સ્વર્ગસ્થ દાદાભાઈ નવરોજી પ્રીવી કાઉન્સિલના ઉમેદવાર હતા. વિલાયતમાં જેઓને ઉંચી પદવી મેળવવી હોય, તેઓને પોતનાં વખાણુ પોતાનેજ કરવાં પડે છે. તેઓ પોતપોતાના પક્ષ સાથે ઠેકઠેકાણે ભાષણો કરે છે, વિલાયતની પ્રજાને પોતપોતાના ગુણુ સમજાવે છે. આમ હોવાથી દાદાભાઇ નવરોજીના પક્ષનું ચિત્તરંજન દાસ સમર્થન કરવાં લાગ્યા, મુંબાઇવાસીને સફળતા પ્રાપ્ત કરાવવા એક બંગાળી તનતોડ મહેનત કરવા લાગ્યો. વિલાયતની પ્રજા દાસ બાબુનાં ભાષણથી ખુશ ખુશ થઇ ગઇ. હિંદવાસીઓએ પણ જાણ્યુ, કે ચિત્તરંજન દાસ હિંદનાં ભલાં માટેજ સિવિલ સર્વિસમાંથી નિષ્ફળ થયા છે.

છેવટે ચિત્તરંજન દાસ હિંદ આવ્યા. તે વૃદ્ધ ભુવનમોહનના યોગ્ય પુત્ર હતા, તેમનાપર ભુવનમોહન દાસનો બધો આધાર હતો. તેમના પિતાએ પુષ્કળ ખર્ચ કરી આશા રાખી હતી, કે છોકરો આવી મારૂં બધું દુઃખ ફિટાડશે. પુત્ર મેજિસ્ટ્રેટ થઈ આવશે કે તરત દર માસે ૫૦૦ રૂ. મળશે પરંતુ એ આશા સફળ ન થઈ. તેથી તેમનું હૃદય ભાંગી ગયું, તંદુરસ્તી પણ બગડી. તેઓ પુષ્કળ દાન કરવાથી દેવાદાર બની ગયા હતા, તેમને કોર્ટનો આશ્રય લઇ નાદાર ઠરવું પડયું હતું, દેવાળીઆ બની જીવવું તેના કરતાં મરણુ સારૂં એવા વિચારથી ભુવનમોહનનો જીવ અકળાતો હતો. સાધારણુ રીતે મોટા મોટા ઉતરપિંડી કરનારાઓ દેવું કરી વેપાર માંડે છે, અને છેવટે વેપારમાં ખોટ ગઈ છે, એ સાબીત કરી દેવામાંથી છૂટે છે. છેવટે એજ નાદારો છુપી રીતે બીજે નામે વેપાર ચલાવે છે. આ વર્ગના લોકોજ કોર્ટનો આશરો લઈ નાદાર ઠરતા હોવાથી દેવાળી-

આનુ નામ તિરસ્કારપાત્ર થઇ ગયું છે. નહિ તો કંઇ છેતરપિંડી કરનારાઓને મદદ આપવા માટે અથવા છેતરપિંડીને ઉત્તેજન આપવા માટે એ કાયદો રચાયો નથી. વેપારમાં લાભ થાય તેમ નુકસાન પણ થાય. વેપારી સ્વાભાવિક રીતે નફો મેળવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ તેમ કરતાં દૈવયોગે લાભને બદલે નુકસાન થાય, તો તે બીજાનું દેવું આપી શકતો નથી. સંજોગો પર કોઇની સત્તા ન હોવાથી આમ કરનાર તિરસ્કાર પાત્ર નથી. પરંતુ ભુવનમોહન તો ધર્મદાનમાંજ પાયમાલ થયા હતા. તેઓ દાતા હતા, પરંતુ કરકસરીઆ નહોતા. બીજાનું દુઃખ જોઈ તેમનું હૃદય ગળી જતું. તેઓ આગળ પાછળનો વિચાર ન કરતાં પોતાની પાસે જે હોય તે, અગર ન હોય તો બીજાની પાસેથી લઇને પણ ગરીબોનું દુઃખ ટાળતા. છેવટે પેલા ચાળીસ હજારના ફંદામાં ફસાવાથી તેમને બહુ વેઠવું પડ્યું. દાતા એ સમાજમાં મુર્ખ ગણાય છે, જે પાંચ જણાને ખોરાકી આપે, પોતાને પૈસે બીજાનું હિત કરે તે મુર્ખ ગણાય છે, તેથી સુતારાનાં રૂદનથી ભુવન મોહનનું હૃદય પીગળી ગયું હતું. તેઓ એક બે, સો, બસોના નહિ પણ ચાળીસ હજાર રૂપીઆના જામીન થયા હતા.

હમણાંજ જૂઓને, ચિત્તરંજનદાસે માસિક પચાસ હજાર રૂપીઆની માયા તજી સંન્યાસ ગ્રહણ કર્યું, તેથી દેશમાંના બધા લોકો તેનાં વખાણ કરે છે ? જો તેમ હોત તો પછી જોઇએજ શું ? એવા નરકના કીડા, સ્વાર્થના દાસ અનેક છે, કે જેઓ કહે છે કે આ રીતે પચાસ હજારની કમાણી છોડવી એ એક જાતની માનસિક દુર્બળતા છે, ચિત્તરંજન દાસનું મગજ ખસી ગયું છે. કોઇ કોઇ વિચારે છે કે ઠીક થયું, હાઇકોર્ટમાંથી એક પ્રબળ હરિફ ગયો, બીજા એકાદ

બે જાય તો ઠીક થાય. આવા વિચારો પણ ઘણાનાં હૃદયમાં છે. જો એવા વિચારને કોઇના હૃદયમાં સ્થાન ન મળત તો પછી દેશને શું દુઃખ હોત ?

વિલાયતથી દેશમાં આવ્યા બાદ ચિત્તરંજન દાસનુ હૃદય બહુ પિડાવા લાગ્યું. તેઓ પિતૃભક્ત હતા, તેથી પિતાની માનસિક વ્યાધિ જોઇ તેઓને બહુ દુઃખ થતું પિતા દેવાળીઆ થઈ કાયદા મુજબ દેણાની જવાબદારીમાંથી છૂટ્યા હતા ખરા, પરંતુ તેથી સમાજમા મો છુપાવવા જેવુ થયુ હતુ. નૈતિક જવાબદારી અને વિવેકબુદ્ધિ તેમનાં જીવનને દુઃસહ બનાવી મુકતી હતી, હંમેશાં તેઓનાં હૃદયમાં અશાન્તિનો અગ્નિ સળગતો હતો હજુ દેવું પતાવવા જેટલી કમાણી થઇ નહોતી. તોપણ તેમણે પિતાના લેણદારોને બોલાવી કહ્યું કે, "હું મારા પિતાનું બધું દેવું કબુલું છું;" તેમણે દસ્તાવેજ પર સહી કરી આપી, પોતે પણ દેવાળીઆનું નામ ગ્રહણ કર્યું. ચિત્તરંજનદાસે આ શુ કર્યું ? તે તો કાયદા જાણતા હતા, પોતે બારિસ્ટર હતા, પિતા નાદાર ઠરે, એટલે કઇ પુત્ર દેવાળીઓ ઠરતો નથી; પુત્ર કરોડપતિ થાય તોપણ પિતાનાં દેવાં બદલ તેના લેણદારો પુત્ર પાસેથી કાઢી પણ લઇ શકતો નથી. કારણકે એ પુત્રે પેદા કરેલા પૈસા હોય છે. તોપણ ચિત્તરંજનદાસે આ શું કર્યું ! હજુ તેમનો ધંધો જામ્યો નહોતો. નવાસવા બારિસ્ટર હતા. એ દરમિઆન વળી દેવાળિઆ તરીકે જાહેર થવું, એ કંઈ જેવી તેવી વાત નથી. બધા નવાઈ પામ્યા, કોઈ તેમનાં વખાણ કરવા લાગ્યા, તો કોઇ તેમની મૂર્ખતા બાબત દિલગીર થવા લાગ્યા. દેવું પણ કંઇ થોડું નહોતું. આ બધો વિચાર ચિત્તરંજનદાસે અગાઉથીજ કરી રાખ્યો હતો. તેમણે જય પરાજય, ફળાફળ પ્રભુને સમર્પણ કરી કર્તવ્ય કર્યું હતું. આજે આપણે

ચિત્તરંજનદાસની ત્યાગવૃત્તિ જોઇ મુગ્ધ થઇ જઇએ છીએ, પણ એ વાત તેમને માટે કંઇ નવી નથી. તેઓ હંમેશાં મુક્ત પુરુષ છે, વિવેકી છે, નિર્ભયી છે, ધર્મભીરૂ છે અને કર્તવ્યપરાયણ છે. ચિત્તરંજનદાસે વાસ્તવિક રીતે કશુ નવુ કર્યું નથી. જે તેમનાં હૃદયમા હતુ, તેનો વિકાસમાત્ર કર્યો છે.

ત્યારબાદ ચિત્તરંજનદાસ ભારે ચિંતામાં પડ્યા હજુ સુધી તેમનો વ્યવસાય જામ્યો નહોતો. તેમનો વ્યવસાય એવો હતો, કે તેમાં ગમે તેવો પ્રતિભાશાળી પુરુષ પણ સહેલાઇથી આગળ વધી શકે નહિ. એકાદ બે મોટા મોટા મુકદ્દમા હાથમાં ન આવે, ત્યાં સુધી પ્રતિભા દર્શાવવાની તક મળે નહિ. પરંતુ એવા મોટા મુકદ્દમા આપે કોણ ? ઓછામાં પુરૂં તેઓ નાદાર હતા. ચિત્તરંજનદાસ સમાજનાં કોઇ પણ કાર્યમાં માથું મારતા નહિ. ઇચ્છા છતાં કોઇની સાથે બહુ વાતચીત કરતા નહિ. જે ચિત્તરંજન વિધાનસભામાં દેશનાં હિત માટે પાર્લામેન્ટના સભાસદ સામે ઝૂઝતાં પણ પાછા હઠ્યા નહોતા, તેજ ચિત્તરંજન દેશમાં આવી સમાજનાં સાધારણ કાર્યોથી પણ દૂર રહેતા હતા, તે જોઇ કોને નવાઇ ન લાગે! તેમને એ વખતે હાઇકોર્ટના સારા મુકદ્દમા મળતા ન હોવાથી, તેઓ ગામડાંમાં ફરતા અને જે કંઈ મળતું, તે પર નિર્વાહ ચલાવતાં આવી સ્થિતિમાં પણ ચિત્તરંજનદાસે પોતાની સ્વાભાવિક તેજસ્વિતા કે નિર્ભયતા ગુમાવી નહોતી. જ્યારે તેઓ આવા ભયંકર જીવનસંગ્રામમાં ઝઝુમતા હતા, દેવું વાળવું તો દૂર રહ્યું, પણ ગુજરાન ચલાવવાનું પણ કઠણ થઈ પડયું હતું, તે સમયની એકાદ બે વાતો આપણે જાણવા જેવી છે. એક વખતે તેમણે નોઆખાલિમાં એક મુકદ્દમો હાથમાં લીધો હતો. એ મુકદ્દમામાં સાક્ષી તરીકે મેજિસ્ટ્રેટ મિ. કાર્મિક્લ પોતે હતા.

નોશે, તેમાં વળી મેજિસ્ટ્રેટ હોવાથી તેમના માટે એક ખુરશી ગોઠવવામાં આવી હતી. ત્યારબાદ જુબાની શરૂ થઈ. ત્યારબાદ બેરિસ્ટરના પ્રશ્નો શરૂ થયા. મેજીસ્ટ્રેટ સાહેબ આ નવા બારિસ્ટરના પ્રશ્નોથી ગભરાયા. તેણે ગુસ્સે થઈ ચિત્તરંજનદાસને 'બાબુ' કહી બોલાવ્યા. બાબુ શબ્દ બેરિસ્ટરને માટે અપમાનજનક છે, તે ચિત્તરંજનદાસ જાણતા હતા. બાબુ શબ્દ બંગાળી લોકોને બહુ પ્રિય છે એક ગામમા એક અનુભવી વૃદ્ધ ગૃહસ્થ રહેતો હતો તે જાતે કાયસ્ત હતો. તેની અટક 'વિશ્વાસ' હતી. વિશ્વાસ મહાશયનો મોટો દીકરો કલકત્તામાં ભણતો હતો. તે તહેવાર હોવાથી ઘેર આવ્યો. તેના નોકરે તેને 'વિશ્વાસ મહાશય' કહી બોલાવ્યો હશે. તેથી તે વૃદ્ધ ગૃહસ્થ એ નોકરપર એટલા તો ગુસ્સે થયા, કે તેને મારવા ઉઠયા. છેવટે કેટલાંક માણસો વચમાં પડવાથી મારવાનું બંધ થયું, પણ પેલા નોકરને ત્યારપછીથી 'બાબુ' કહી તેમના દીકરાને બોલાવવો પડયો. 'બાબુ' શબ્દ બંગાળીઓને આટલો બધો પ્રિય છે. અંગ્રેજી સત્તાએ આપણને આપણી ભાષા પણ ભુલાવી દીધી છે.

ચિત્તરંજન બાબુ આ શબ્દથી લાલચોળ બની ગયા. કારણ કે, એ શબ્દમાં સ્વદેશી ભાવ નથી; એ વિદેશીઓએ અપમાન કરવા માટે વાપરેલો શબ્દ છે. ચિત્તરંજનદાસે મિ. કાર્ગિલને કહ્યું કે, "સાક્ષીનું સ્થાન પેલું પાંજરૂં છે, એ પાંજરામાં ઉભા રાખી સાક્ષી આપવી, એવો અદાલતનો નિયમ છે. આપના તરફ સન્માન બતાવવા ખાતર આપને ખુરશી આપવામાં આવી છે. પરંતુ આપ તેને લાયક નથી. ખુરશીની મર્યાદા આપ જાળવતા નથી. હવેથી જો આપ આવી અસભ્યતા દર્શાવશો તો હું આપને પેલાં પાંજરામાં ઉભા રખાવીશ, એ યાદ રાખશો." તે વખતે ચિત્તરંજદાસ બારિસ્ટર મિ. સી.

આર. દાસ થયા નહોતા. તેને કોણ ઓળખતું હતું? છતાં તે વેળા પણ એનો એજ સ્વભાવ હતો. જેઓ ઉન્નતિ મેળવવા ઇચ્છતા હોય, જેઓને ઘણા પ્રયત્ને ધીમે ધીમે આગળ વધવું પડતું હોય, તેઓ કદી પણ મેજિસ્ટ્રેટની સાથે આવું વર્તન ચલાવવાનું સાહસ ન કરે. પરંતુ ચિત્તરંજનદાસનો સ્વભાવજ નિરાળો છે. તે શું આવાં અપમાન સહન કરી શકે? તેમણે પોતાની જિંદગીમાં કદી પણ કોઇનો અન્યાયી હુકમ કે પ્રાર્થના માની નથી. સ્વાર્થને લીધે તેઓ કદી કર્તવ્યભ્રષ્ટ થયા નથી. મુકદ્દમો ચાલતી વેળા કોઇપણ ન્યાયાધીશ ગેરવાજબી હુકમ કરતો તો તેની સામે તેઓ પ્રબળ વાંધો ઉઠાવતા. ચુપચુપપણે બાંધછોડ કરવી એ તેનો સ્વભાવ નથી. ન્યાયાધીશના અન્યાયી હુકમ વિરુદ્ધ તેમણે દર વખતે વાંધા ઉઠાવ્યા હતા, અને એ ગેરવાજબી હુકમ પાછો ખેંચી ન લેવાય ત્યાં સુધી અદાલત છોડી બહાર આવ્યા હતા. આવા બનાવ ઘણીવાર બન્યા હતા. પરંતુ હજુ સુધી એક પણ મોટો મુકદ્દમો મળ્યો નહોતો. મોટા મુકદ્દમામાં કામ કરવાની તક પણ મળી નહોતી.

પરંતુ છેવટે એ તક મળી અલિપુરના બોમ્બકેસની વાત હજુ કોઇ ભૂલ્યું નહિ હોય વિષવૃક્ષરૂપ બંગભંગનું એ વિષમય ફળ હતું. પરંતુ વિષ એજ વિષનું ઔષધ છે. જે ગુલામીનાં વિષે આપણામાં પ્રવેશ કરી આપણને જર્જરિત કરી મૂક્યા છે; એ વિષનો ઉતાર એ બંગભંગ રૂપી વિષજ હતું. એ બનાવને લીધે આખા દેશમાં એકાત્મ બોધ થયો. એ એકતા કરાવનાર લોર્ડ કર્ઝન હતા, એ ભાવના સેવક દેશપૂજ્ય અરવિંદ ઘોષ હતા. બારીન્દ્ર, ઉપેન્દ્ર, કનૈયાલાલ દત્ત, ખુદીરામ, સત્યેન્દ્ર, ઉલ્લાસકાર અને હેમ વગેરે એ અંગ્રેજોની વિરુદ્ધ એક ભયંકર તરકટ કર્યું હતું. આ મામલામાં આસામીનો પક્ષ લે

એવું કોણ હોય ! બધા દેશવાસીઓ આ મુકદ્દમામાં આસામી પક્ષ તરફથી કોણ મુકદ્દમો લડવા આવે છે તે જોવા તલપાપડ થઇ રહ્યા હતા. સરકાર પક્ષ તરફથી તો મોટા મોટા બારિસ્ટરો નીમાયા હતા. પરંતુ ગુનેગાર તરફ કોણ ? આવા મુકદ્દમામાં અપરાધી પક્ષની વારે ચડવામાં પણ મુશ્કેલી હોય છે; એ મુશ્કેલી હાથે કરીને કોણ વોરી લે ? તેમાં વળી વધુ પૈસા પણ મળે તેવું નહોતું. તો પછી ક્યા લાભ માટે આવી મુશ્કેલીમાં પડવું ? આ કંઈ સાધારણ બારિસ્ટરનું કામ નહોતું. મુકદ્દમો લાંબી મુદત ચાલવાનો હતો, કેટલાય સાક્ષીઓની જુબાનીઓ લેવાની હતી, તેમ કરવામાં કેટલોય પરિશ્રમ કરવો પડે તેમ હતું. અરવિંદ બાબુ સમજી ગયા કે આ વિપત્તિમાંથી ઉગારનાર ચિત્તરંજનદાસ સિવાય બીજું કોઇ નથી. ચિત્તરંજનદાસ પણ આ કામમાં પડવા તૈયાર હતા તેઓ તો આવા જબરા મુકદ્દમામાં પડવા માગતાજ હતા. સરકાર પક્ષમાં મિ. નૉર્ટન હતા અને અપરાધી પક્ષમાં આપણા ચિત્તરંજન હતા. આ મુકદ્દમો આઠ માસ ચાલ્યો, દિવસોના દિવસો કુરુક્ષેત્રનું યુદ્ધ ચાલ્યું. રાતદહાડો ચિત્તરંજનદાસ મુકદ્દમાના કાગળપત્રો જોવા લાગ્યા. મુકદ્દમાનો કિનારો દેખાતોજ નહોતો, કર્મિષ્ઠ, દૃઢ પ્રતિજ્ઞ ચિત્તરંજન યોગીની પેઠે તન્મય થઇ આહાર નિદ્રા તજી આ ઉછળતા સમુદ્રમાંથી કેવી રીતે પાર ઉતરવું તેનોજ વિચાર કરતા હતા. આ વખતે તેની પ્રતિભાની પરીક્ષા થવાની હતી. તેઓએ આનંદપૂર્વક આવી કઠોર પરીક્ષામાં પસાર થવાનું સ્વીકાર્યું હતું. આ મુકદ્દમામાં ફાળાફળ પર ચિત્તરંજનદાસનું ભવિષ્ય લટકતું હતું. આમ હોવાથી તેઓ એકનિષ્ઠ સાધકની પેઠે તન્મય થઇ પોતાનું કર્તવ્ય કરતા હતા. ઉપરટે તેની સાધના હતી. અરવિંદ બાબુને ફાંસીની મગ્ન થવાને બદલે તેઓ

બીન ગુનેહગાર ઠર્યા. હાઇકોર્ટના મુખ્ય ન્યાયાધીશ અને ન્યાયમુર્તિ બુડરોફ સમક્ષ આ મુકદ્દમો ચાલ્યો. મુકદ્દમા વખત લોકોથી કોર્ટનુ મકાન ઉભરાવા લાગ્યુ. છેવટને દિવસે ચિત્તરંજનદાસે અપરાધીના પક્ષનું સમર્થન કરતી વેળા જે ભાષણ કર્યું તે બંગાળી પ્રજા કદી ભૂલે તેમ નથી. બંગાળીના મુખમાં અંગ્રેજી ભાષાનું આટલું બધું પાંડિત્ય અગાઉ કોઇએ જોયું નહોતું! તેમની મર્મસ્પર્શી ભાષાને લીધે ન્યાયાધીશોની આંખમાં પણ આંસુ આવી ગયાં, એ ભાષાથી અદાલતમાં એકત્ર થએલા લોકો મુગ્ધ થઈ ગયા. જજોએ જજમેન્ટ આપ્યું. અરવિંદ બાબુને નિર્દોષ ગણી છોડી મૂક્યા તે સિવાય બીજા કેટલાકને પણ મુક્ત કરવામાં આવ્યા. બહુ આનંદપૂર્વક શ્રીમાન ચિત્તરંજન અરવિંદ બાબુનો હાથ પકડી કોર્ટ બહાર આવ્યા. ચારે તરફથી જયના પોકારો થવા લાગ્યા. એકનિષ્ઠાનો જય થયો, સત્યનો જય થયો; અંગ્રેજ ન્યાયાસનનો જય થયો. ચિત્તરંજનનો વિજય દેશમાં ગામેગામ જાહેર થઇ ગયો. ચિત્તરંજન હિંદમાં પ્રખ્યાત થયા.

ચિત્તરજન દાસે અસમાન્ય પ્રતિભાવડે પોતાનું ભવિષ્ય ઝળકતું કરી દીધું. તેમનો ધંધો પણ સેંકડો ગણો વધી ગયો. સરકાર પણ તેનાં પાંડિત્યથી મુગ્ધ બની ગઈ. હવે ચિત્તરંજનની ઓફિસમાં મુકદ્દમા બાજ માણસોનાં ટોળે ટોળાં ઉભરાવા લાગ્યાં ચિત્તરંજન કોઇનો મુકદ્દમો હાથમાં લે તે મુકદ્દમાવાળા માણસને આકાશમાંનો ચંદ્ર મળ્યો હોય, તેટલો આનંદ થતો. ચિત્તરંજનનું નસીબ ફર્યું. તે ઢગલાબંધ રૂપીઆ કમાવા લાગ્યા. આટલી બધી કમાણી તે કેવળ તેમનાં કાયદાનાં જ્ઞાનને લીધે થતી નહોતી, પણ તેમની કર્ત્તવ્ય પરાયણતાને લીધે થતી હતી. તેમના જેવો કર્ત્તવ્યપરાયણ, વિવેકી, અને લાગણી વાળો બારિસ્ટર બીજો કોણ હોય ? જેણે પોતની

ઇચ્છાથી પોતાના બાપનું મોટું દેવું માથે લીધું હતું, આટલું બધું દેવું છતાં પૈસા વગર અરવિંદ બાબુનો મુકદ્દમો તેણે આઠમાસ ચલાવ્યો, આવું કાર્ય તે કોણ કરે ? આ આઠ માસમાં ઉલટું દેવું તો વધ્યું અરવિંદ બાબુએ તેમને જે સાધારણ મહેનતાણું આપ્યું હતું, તેથી તો તેમનું ગુજરાન પણ ચલાતું નહોતું આ મુકદ્દમામાં સરકાર પક્ષનો બારીસ્ટરતો લાખો રૂપીઆ કમાતો હતો છતાં ચિત્તરંજન કેવળ લાગણી અને અસાધારણ કર્તવ્યનિષ્ટાને લીધે વિજયી થયા.

હવે પિતાનું દેવું વાળવાનો સમય આવ્યો. ચિત્તરંજનદાસે દેણદારોનો બોલાવી વ્યાજ મહેત પાઇએ પાઇ ચુકવી આપી. પિતા પુત્ર એકી સાથે દેવામાંથી છુટયા, તેઓ દેવાળિઆ મટયા સોનું તાપમાં તપાઈ શુદ્ધ તરીકે બહાર પડયું. તે સમયના ન્યાયાધીશ ફ્લેચર સાહેબે પોતાનાં જજમેન્ટમાં લખ્યું, "કે આ રીતે મોટું દેવું વાળી દેવાળિઆનું નામ રદ કરવાનો પ્રયત્ન મેં આ પહેલોજ જોયો છે. આવો બનાવ બીજે બન્યો હોય, એમ મને સાભરતું નથી." લેણદારો ચિત્તરંજનને આશીર્વાદ આપી ચાલ્યા ગયા. કળિયુગના માણસો વિસ્મયથી ફાટી ગએલી આંખે આ બનાવ જોઇ રહ્યા આજે પણ ચિત્તરંજને માસિક પચાસ હજારને લાત મારી જે સંન્યાસવ્રત લીધું છે. એ કંઇ તેમનું પરિવર્તન નથી. એ ફક્ત એમના અસામાન્ય ગુણોનો વિકાસ માત્ર છે,

નદી જેમ સમુદ્રમાં પાણી નાખે છે, તે રીતે મુકદ્દમાબાજ લોકો ચિત્તરંજનના ખીસામાં રૂપેરી નદીઓ વહેવરાવવા લાગ્યા. કોઇ માસે વીસહજાર, તો કોઇ માસે ચાળીસથી પચાસહજાર રૂપીઆ

ચિત્તરંજન કમાવા લાગ્યા પરંતુ સમુદ્ર તો બીજાનું ભલું કરવા ઉત્પન્ન થયો છે, તે રીતે ચિત્તરંજન પણ એ પૈસો પારકાનું દુઃખ ફેડવા વાપરવા લાગ્યા. કોઇ પણ માણસ પોતાનું ખરૂં દુઃખ જણાવતો તો તે ચિત્તરંજન પાસેથી પાછો ફરતો નહિ એ સિવાય પરોપકારનાં કામમાં તેઓ પોતાનો અમૂલ્ય સમય ગુમાવતા અચકાતા નાહ. પંજાબમાં અશાન્તિ ફેલાઈ ત્યારે ચિત્તરંજન બંગાળા છોડી ઠેઠ પંજાબ સુધી પહોંચ્યા હતા. અને ચાર માસ ત્યાં રહ્યા હતા ચાર માસમાં તેમને ઓછામાં ઓછું એક લાખ રૂપીઆનું નુકસાન થયું હતું ચિત્તરંજન ઘરનો આરામ છોડી, પૈસો છોડી આમ પંજાબ સુધી શા માટે ગયા ? આ પ્રશ્નનો જવાબ ફક્ત મહાત્મા ગાંધી સિવાય બીજું કોઇ આપી શકે તેમ નથી ? આ સિવાય બીજા કેટલાક કામોમાં ચિત્તરંજનદાસે પૈસાની નુકસાની વેઠી લીધી છે. રાજનૈતિક અપરાધીને બચાવવા તેઓ વગર પૈસે તૈયાર થતા. એવા કેદીની ફી આપવાની શક્તિ હોય તો જુજ ફી લઇ તેના પક્ષમાં લડતા. આથી તેમને કંઇ ઓછું નુકસાન થતું નહિ. પરંતુ ચિત્તરંજન એવાં નુકસાનને ગણકારે તેવા નહોતા. તેમને વળી લાભ શું ને નુકસાન શું, જ્યારે તેઓ પૈસા કમાવાનો પ્રયત્ન ન કરતા અથવા પ્રયત્ન ન કરી શકતા ત્યારે સમજી જવાનું કે તેઓ પૈસા પેદા કરવા કરતા વધુ સારૂં કામ કરતા હશે આમ હોવાથી તેઓને પૈસાનું નુકસાન થતું જણાતું નહિ. જેઓ જમાખર્ચ રાખે, જેઓ હિસાબ રાખે, જેઓ પૈસા વડેજ ભવિષ્ય ઘડવા ઇચ્છે તેઓને નફા નુકસાનનો હિસાબ રાખવાની જરૂર પડે છે, પણ જેઓ સત્કર્મોથીજ પોતાનું ભવિષ્ય ઘડવા ઇચ્છે છે, તેને વળી નફો શું ને નુકસાન શું ? ચિત્તરંજન દાસે કેટલા ગરીબોને અન્ન આપ્યું છે, તેનો હિસાબ કોણ રાખવા-

એકુ છે ? તેમણે કેટલી વિધવાના પેટ ભર્યા છે, કેટલા ગરીબોને કેળવણી આપવાની વ્યવસ્થા કરી છે, તેનો હિસાબ કોણે રાખ્યો છે ? વળી ચિત્તરંજન દાસનાં દાનમા એક વિશેષતા હતી, તેઓ સરકારી ફંડમા દાન કરી રાયબહાદુર થવા ઇચ્છતા નહિ. તેમનાં દાનમાં અહંકાર નહોતો, તેઓનુ દાન ગુપ્ત હતુ, તેઓનુ દાન ફક્ત દુખી માણસોનું દુઃખ દૂર કરતુ તેથી તેમનાં દાનનો હિસાબ કોઇએ રાખ્યો નથી જેને દાન મળતું તેજ એ દાન સંબધી વાત જાણતું, બીજુ કોઇ નહિ. રાજર્ષિ જનક નિર્લેપભાવે રાજ્ય ભોગવતા હતા, ચિત્તરંજન પણ નિર્લેપ થઇ દાન કરતા. દાન કરતાં તેઓ અત્યારે ગરીબ થઇ ગયા છે. રાજર્ષિ હર્ષવર્દ્ધન દર પાંચ વરસે પોતાનો રાજકોષ ખાલી કરી ગરીબોને વહેચી આપતો, પરંતુ તેને વિશાળ રાજ્ય હોવાથી એ કોષ પાછો તરતજ ભરપૂર થઇ જતો. પરંતુ ચિત્તરંજનની પાસે એવું તો કઈ નથી. આજે તેઓ ફકીર બની ગયા છે. ભવિષ્યમાં ગુજરાન કેમ ચાલશે એ વાત તેમણે વિચારી નથી, વિચારવાની જરૂર પણ નથી.

એક મુઠી અન્ન મળે એટલે બસ, વધુ મેળવવાની શી જરૂર છે ? અને મુઠી અન્ન તો ગમે ત્યાથી મળી રહેશે આવો વિચાર કરી તેમણે બધું તજ્યું છે. આવો ત્યાગ આપણા દેશમાથી કેટલા માણસોએ કર્યો છે ? આપણે ઘણાં ભાષણો સાંભળ્યાં છે. મોટી મોટી વાતો સાંભળી છે, પણ વખત આવ્યે એ વાતો કરનારનો પત્તોજ મળતો નથી.

ચિત્તરંજનદાસ કેવળ પંડિત રાજનૈતિક, ત્યાગી કે બારિસ્ટર નથી પણ તે ઉપરાંત કવિ પણ છે. તેમણે બંગ સાહિત્ય ને જે આપ્યું

છે, તે અમુલ્ય છે. તેમને અંગ્રેજી ભાષા સાથે જેટલુ કામ પડતું, તેટલુ બંગાળી ભાષા સાથે પડતુ નહિ, છતાં તેઓ બંગાળી ભાષાના સાગ લેખક ગણાય છે, એ નવાઇ જેવુ છે. તેમણે પ્રથમ 'માલચ' નામનુ એક કવિતાનુ પુસ્તક રચ્યું છે. એ પુસ્તક ઇ સ. ૧૮૯૪ માં પ્રગટ થયું હતુ. માલેચ પછી કવિ ચિત્તરંજન દાસનું 'સાગર સંગીત' નામનું એક બીજુ પુસ્તક રચાયુ. એ એમનાં બધા પુસ્તકોમા શ્રેષ્ટ પુસ્તક ગણાય છે, સાગરના ઉછળતા તરંગોમા કવિ ગેબી નાદ સાંભળે છે, એનાદ સાથે દુનિયાનો અવિશ્રાંત ઘોંઘાટનો મુકાબલો કરી એક અનિર્વચનીય બ્રહ્મની લીલા નિહાળે છે, ભાવ, ભાષા અને છંદમા આ પુસ્તક અનુપમ છે. ત્યાર બાદ તેમણે ત્રણ પુસ્તકો લખ્યાં છે, ત્રણે કવિતાનાં છે. કિશોર-કિશોરી, માલા ને અંતર્યામી આ ત્રણે કાવ્યગ્રંથો અંતરના ગૂઢ ભાવોની ગ્રંથી ઉકેલે છે, રસદ્રષ્ટિમા આ ત્રણે કાવ્યો અનુપમ છે. તેમના પુસ્તકો વાંચતાં જણાય છે કે તેઓ વિલાયતમાં વસી બારિસ્ટર બનેલા છતાં તેમનામાં પરદેશી ભાવ જરાપણ આવ્યો નથી. શુદ્ધ સ્વદેશી વિચારો જેમાં પરદેશી વિચારોનો પાસ પણ ન હોય-વાચવા હોય તો એમનાં પુસ્તકો અવશ્ય વાંચવાં જોઇએ. દેશ તરફ ભક્તિ, ઈશ્વરપર અચળ વિશ્વાસ, ગરીબ ભિખારીનો ભાવ, ત્યાગવૃત્તિ, અહંકારનું વિસર્જન અને દરિદ્ર નારાયણની સેવા એ તેમના પુસ્તકોની લીટીએ લીટીએ જણાઈ આવે છે. તેઓ એક અસાધારણ પુરૂષ છે. તેને સમજી શકવા જેટલી શક્તિ હજુ સુધી આપણામાં આવી નથી.

ચિત્તરંજન દાસ "નારાયણ" નામનું એક ઉચ્ચશ્રેણીનું માસિક પત્ર પ્રગટ કરે છે. આ માસિકના મદદકારી સંપાદક તરીકે વારીન્દ્ર

કુમાર ઘોષ કામ કરે છે. આ માસિકમાં એવા સુંદર લેખો પ્રગટ થાય છે, કે એની મહત્તા વાંચ્યા સિવાય કદી પણ સમજાય તેમ નથી.

ચિત્તરંજન દાસ યશ મેળવવાના લોભી નથી. તેઓ જાહેર થવા માટે નેતા બન્યા નથી. જ્યારે જ્યારે સરકારે કોઈ પણ જુલમી કાયદો રચ્યો છે. ત્યારે ત્યારે તેઓ દેશવાસીઓની વારે ચડવા તૈયાર થયા છે. જ્યારે લોર્ડ મિન્ટોએ હિંદમાં વિપ્લવ થવાના સંદેહ પરથી કઠોર કાયદા ઘડયા ત્યારે તેઓ સ્થિર રહી શકયા નહિ. તેઓએ હિંદવાસીઓના બચાવમાં પોતાની શક્તિ વાપરવા માંડી તેમણે રાજનૈતિક ચળવળમાં ભાગ લેવા માંડયો તેઓ બંગાળામાં ઠેક ઠેકાણે ફરી ચળવળ ચલાવવા લાગ્યા.

તેઓનો રાજનૈતિક આદર્શ કદાચ કોઇ જાણતા નહિ હોય. પવિત્રાત્મા ચિત્તરંજન બાળક જેવા સરળ છે, કૂટબુદ્ધિને તેઓ ઓળખતા પણ નથી, અદેખાઇએ તેનાં હૃદયને કલંકિત કર્યું નથી. ઘણા ખરા અંગ્રેજ અને હિંદવાસીઓ માને છે કે, ચિત્તરંજનદાસ ઉદ્દામ પક્ષના નેતા હોવાથી અંગ્રેજોનો દ્વેષ કરે છે. પરંતુ કોઇ સાધુપુરૂષ શું બીજાઓપર અદેખાઈ રાખી શકે ? પૃથ્વીના સમગ્ર માનવ ચિત્તરંજન દાસના આત્મીય સ્વજન છે. પરંતુ જ્યારે બળવાન માણસ નિર્બળ માણસપર જુલમ કરે ત્યારે પછી એ બળવાન અને નિર્બળ માણસ વચ્ચે ગમે તે જાતનો સંબંધ હોય, તો પણ જુલમગારનું એ વર્તન સાધુપુરુષોએ સહન કરવું ન જોઇએ. આ ચિત્તરંજન દાસની રાજનીતિ છે. અંગ્રેજોને હિંદમાંથી હાંકી કાઢવાથી તેમનો રાજનૈતિક ઉદ્દેશ સફળ થાય એવો તેમનો મત નથી અંગ્રેજો પણ મનુષ્ય છે, તેમના તરફ તેમને જરાપણ શત્રુતા નથી. પણ અંગ્રેજો

જે અન્યારી રીતે હિંદપર રાજ્ય કરે છે, એ ગેરવાજબી શાસન-પદ્ધતિના તેઓ કટ્ટા વિરોધી છે. ચિત્તરંજનની જન્મભુમિ હિંદમાં સર્વ ધર્મ, સર્વ જાતિ અને સર્વ સંપ્રદાયના લોકો આવી આનંદ પૂર્વક મનુષ્યને ઉચિત રીતે જીવન ગાળે, પશુવૃત્તિ તજી દે, ખ્રિસ્તી મુસલમાન, હિંદુ અને બૌદ્ધ વગેરે બધા પરસ્પર પ્રીતિનાં બંધનથી બંધાય, એમાં એમને જરા પણ વાંધો નથી. ઇંગ્લાંડના રાજા અને વડા પ્રધાન હિંદની પ્રજાને મોંની વાતમાં ગોરા લોકો સમાન દરજ્જે ગણે અને કાર્ય વખતે જુદી ગણે એ ચિત્તરંજન સહન કરી શકે તેમ નથી; આ તેમનો રાજનૈતિક ઉદ્દેશ છે. તેઓ કહે છે. કે જે ગોરા લોકો હિંદમાં સ્થાયી રીતે રહે, પોતાને હિંદવાસી તરીકે ઓળખાવે, એજ હિંદીઓના મિત્ર છે. હિંદવાસીઓ તેમની સાથે સહકાર કરી પોતાના દેશની ઉન્નતિ કરશે પણ જેઓ પૈસાના લોભથી હિંદમાં આવી વસ્યા છે, જેઓ હિંદ પ્રત્યે જરા પણ સહાનુભૂતિ દર્શાવતા નથી, તેઓ તેમની ઇચ્છા હોય ત્યાં સુધી હિંદમાં ભલે રહે. પણ છેવટે તેઓએ હિંદ તજી જવું પડશે.

ચિત્તરંજન હંમેશાં કહેતા આવ્યા છે, કે દેશ એજ મારો ઇશ્વર છે. દેશ એજ મારો ધર્મ છે. દેશની સેવાથી મોક્ષ મેળવી શકાય છે.

તેઓ યુરોપી શિક્ષણ અને સભ્યતા તરફ વિદ્વેષ રાખતા નથી તેઓ યુરોપી સાહિત્ય અને સંસ્કૃતિને યોગ્ય માન આપે છે, તે કબુલ કરે છે, કે યુરોપી સાહિત્ય અને સંસ્કૃતિથી આપણી મુક્તિ થવાની નથી. આપણે આંધળાની માફક કેવળ વિદેશીઓનું અનુકરણજ કર્યું છે ; આ પ્રબળ દેખાદેખીથી આપણે હિતાહિત ઘન્ય

બની ગયા છીએ, સાહેબનો પહેરવેશ આપણને બહુ સુંદર લાગે છે, અને આપણો પહેરવેશ આપણને અતિ ખરાબ લાગે છે. તેથી આપણે બધા સાહેબ બની ગયા છીએ. આ સાહેબી પોશાકનાં ફળ પણ અતિ વિષમ છે. તે પહેર્યાથી આપણે પરદેશી બની જઇએ છીએ: પિતાની જાતના લોકોને હલકા માણસો, જંગલી માણસો ગણીએ છીએ. વળી એ પોશાકથી આપણી સ્થિતિ ત્રિશંકુ જેવી બની જાય છે. એ પોશાક આપણને સાહેબ લોકોનાં ટોળાંમાં પણ ભળવા દેતો નથી તેમ આપણા સ્વદેશી લોકોનાં ટોળામાં ભગવાથી વિમુખ રાખે છે તો પણ આપણે આપણા મનમાં એ પોશાકનો ગર્વ રાખીએ છીએ. નકલખોરી નું કેટલું બધું જોર ! સાહેબ લોકો ચાપીએ છે, તો આપણે પણ ચા પીએ છીએ. બીજું મળે કે ન મળે પણ એક પ્યાલો ચા તો જોઇએજ. આ અનુકરણે આપણામાં એટલું તો ઘર ઘાલ્યું છે, કે રસ્તાપરનો ઝાડુવાળો પણ માટીના શકોરામાં ચા લઇ રસ્તાપર બેઠો બેઠો આંખ મીચી અતિ આનંદે ચા પીએ છે. આપણે આપણી અટકો પણ તજી દીધી છે. હવે તો ડવે થવાનું મન થાય છે, ચટ્ટોપાધ્યાયને ચેટર્જિ થવાનું મન થાય છે, રાય ને રે થવાનું મન થાય છે. સાદા સીધા ભાઇને સાહેબ કહેવરાવવાનું મન થાય" છે. છોકરાંઓને નાનપણથી અંગ્રેજી ભાષામાં બોલતાં શીખવીએ છીએ. છોકરાંઓનું નામ પણ આપણે સાહેબી રીતનું રાખીએ છીએ આપણે આ રીતે ભાષાનો ખીચડો પકાવીએ છીએ. આપણાં છોકરાં ડુડુતુ રમતાં, હવે રમે છે. ફુટબોલ. ફુટબોલ કંઇ ખરાબ નથી, પણ ફુડુતુની તુલનામાં તે રમત ઉતરી રહી છે નહિ એ અંગ્રેજી રમતનાં સાધનો ખરીદવામાં આપણી એક આસની કમાણી તણાઇ જાય છે. અને એ પૈસાનો મોટો ભાગ વિલાયત

ચાલ્યો જાય છે. વળી કોટ પાટલુન વગર એ રમત સારી રીતે રમાતી નથી. મુલ્યવાન વિલાયતી જોડાની જરૂર પડે છે, લેમોનેડ ને બરફ સિવાય ચાલતુ નથી. ફુટબોલથી લાત મારવામા ઉસ્તાદ થવાય છે, પણ આપણને પદાઘાતથી કોઈની ખોપરીલ તોડી નાખવાનો અધિકાર નથી માટે આપણે માટે તો હુડતુતુની રમત સારી છે. જેમા એક પૈસાનુ ખર્ચ થતુ નથી. ખેલાડીના અમુક સખ્યાની જરૂર પડતીનથી, તરસ લાગતા એકાદ પાણીનુ પ્યાલુ બસ થાય છે, હાથ અને પગ બનેને કસરત મળે છે, એ કુસ્તીનો નાનો ભાઇ છે, કઇ રીતે શત્રુને નિરસ્ત્ર અવસ્થામા તાબે કરાય, કઇ રીતે શત્રુના હાથમાથી છટકાય એ બધી કળા હુડતુતુની રમતથી મેળવાય છે. એથા ફેફસાની શકિત વધે છે. પરતુ આવી સુદર રમત આપણે છોડી દીધી, કાણુ કે એ રમત સહેબ લોકો રમતા નથી. કેવી શરમની વાત !

ચિત્તરંજન દાસે આ બધી વાતો વારંવાર કહી છે. તેઓ હમેશાં કહે છે, કે અનુકરણ કરો, પણ અનુકરણના ગુલામ બનતા નહિ. અનુકરણ કરવાનો ઉદ્દેશ પોતાની ઉન્નતિ કરવાનો છે. જે સારૂં છે તેની નકલ કરો. પણ આપણી એટલી બધી અવનતિ થઇ છે, કે સારૂં શું ને ખરાબ શુ એ વાત આપણે સમજી શકતા નથી. ગુલામી આપણાં અંગોઅંગમાં વ્યાપી રહી છે; તેથી આપણે હિતાહિત જ્ઞાનશુન્ય બની ગયા છીએ. લોકો પૃથ્વીપર દેશોદેશ ભટકે છે, તેનો ઉદ્દેશ શો હોય છે ? એનો ઉદ્દેશ અનુકરણ કરવાનોજ હોય છે. બીજી જાતીઓના આચાર વ્યવહાર સાથે આપણા દેશના આચાર વ્યવહારની તુલના કરી દોષો તજી દેવા અને ગુણો ગ્રહણ કરવા એજ મુસાફરી કરવાનો ઉદ્દેશ છે. માટે ગુણોનું અનુકરણ કરવું એ

કંઈ ખોટું નથી. તો પણ એ અનુકરણ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખી, પોતાની વિશેષતા કાયમ રાખી જાતિ અને સમાજની ઉન્નતિ અર્થે થવુ જોઇએ ચિત્તરંજન દાસ અનુકરણ કરવાની ના પાડતા નથી. પણ પોતાનુ અસ્તિત્વ ગુમાવી ગુલામ થવા માટે અનુકરણ કરવું એ તેના મતની વિરુદ્ધ છે.

ચિત્તરંજન દાસ આધુનિક વિશ્વવિદ્યાલય જે રીતે કેળવણી આપે છે, તેની તરફેણમા નથી. તેમણે વારવાર કહ્યુ છે, કે આવી કેળવણી એ ખરી કેળવણી નથી કેળવણીનો ખરો ઉદ્દેશ એ છે, કે જે વડે કુદરતી શક્તિઓનો વિકાસ થાય, જેથી એ શક્તિઓમાં જગતના મનુષ્ય સમાજના હિત માટે કાર્ય કરવાની ઇચ્છા અને સામર્થ્ય ઉત્પન્ન થાય, જેથી દેહ કેળવાય એજ ખરી કેળવણી છે. પરતુ આધુનિક કેળવણીથી એ બધા ગુણોનો વિકાસ તો થતો નથી પણ ઉલટુ એ ગુણોના જે કંઇ અકુરો આપણામાં છે. તે અંકુરો પણ નષ્ટ થાય છે. તો મારેજ. આ દેશના વિશ્વવિદ્યાલયને ગુલામખાનાં ગણી દેશના બધા લોકો ધિક્કારે છે. ચિત્તરંજન દાસે આ બાબતપર ખાસ ભાર મૂકયો છે, તેમણે કહ્યુ છે, કે " આ કેળવણીનો પ્રવાહ ફેરવવામા નહિ આવે તો આપણું અસ્તિત્વ નાશ પામશે. આપણે આ અંગ્રેજી કેળવણીના દોષથી ધીમે ધીમે એક જુદીજ જાતિ બનતા જઇએ છીએ. આ કેળવણી મેળવનારાઓ ભરદરિયામા પડ્યા છે. તેઓ ગોરા લોકોના ગુણોનું અનુકરણ કરી શકતા નથી. અનુકરણ કરે છે, ફક્ત દોષોનું. આપણામાં જે કંઈ સદ્ગુણો હતા. તે પણ આ કેળવણીથી નષ્ટ થતા જાય છે. આધુનિક કેળવણી પામેલ આપ્ણો દેશવાસી હિંદુ રહેતો નથી, મુસલમાન રહેતો નથી, તેમ ખ્રિસ્તી પણ થતો નથી તેની સ્થિતિજ જુદી થઈ જાય છે. તે જ

દેશનુ સંતાન મટી કોણ જાણે કયા અજાણ્યા દેશનું સંતાન બની જાય છે પોતાના દેશવાસીઓ તરફ તે તિરસ્કાર દર્શાવે છે. તેઓમાં સહાનુભૂતિનું નામ પણ રહેતું નથી. તેઓ કોઇ અદભુત પ્રાણી બની જાય છે. તેઓમાં મનુષ્યત્વનો છાંટો રહેતો નથી. અંગ્રેજો અથવા વિદેશી પ્રજાનો વેપાર તે લોકો વડે આપણા દેશમાં ફેલાયો છે, અને ફેલાય છે. આપણા દેશના ઉદ્યોગોનો નાશ પણ એવા લોકો વડેજ થયો છે. કારણકે એ લોકો અતિશય વિલાસી બની ગયા હોય છે. તેઓમાં એક બીજા પ્રત્યે અદેખાઇની આગ હદથી જાદા પ્રમાણમાં સળગતી રહે છે. તેઓ કેવળ બે અક્ષર માટે, નકામી ડિગ્રી મેળવવા ખાતર ગાંડાની માફક ભટકે છે; છતાં જે કેળવણી મનુષ્યત્વનો વિકાસ કરે, તે કેળવણીનુ તો તેને ભાન પણ હોતુ નથી. આવા અંગ્રેજી ભણેલા લોકોનો જથો જેમ જેમ વધતો જશે, તેમ તેમ દેશનુ નખ્ખોદ વળતુ જશે. " તેઓ અંગ્રેજી કેળવણીમાં કેવળ દોષ જ છે, એમ કહેતા નથી. તેઓ અંગ્રેજોના ગુણોનુ અનુકરણુ કરવા તરફ કશી અડચણ નાખતા નથી. એથી તો આપણુ મનુષ્યત્વ વધવાનું છે. અંગ્રેજ જાતિમાં સેંકડો અપરાધો માફ કરી કેવળ જાતિગત સમાનતાથી આંધળો બની તેના તરફ જે સહાનુભૂતિ બતાવે છે, તે પણ આપણે જરૂર અનુકરણ કરવા યોગ્ય છે. હિંદુ મુસલમાન બ્રાહ્મણ, અબ્રાહ્મણ, વગેરે હિંદના બધા પક્ષો એકત્ર થઈ, એક બીજાના ગુનાહો માફ કરી કેવળ હિંદવાસી તરીકે હિંદમાતાનો ઉદ્ધાર કરવા તૈયાર નહિ થાય, ત્યાંસુધી હિંદની ઉન્નતિ થવાની નથી ચિત્તરંજન દાસ કહે છે, કે " હિંદ ખેતીવાડીનો મુલક છે, હિંદની વસ્તીના ૮૩ ટકા કેવળ ખેતીપર ગુજરાન ચલાવે છે, તેઓ કેટલી મહેનતે પોતાનાં લોહીનું પાણી કરી અનાજ પકવે છે!

અંગ્રેજી ભણેલા શોખિને એ વાતને વિચાર કરી શકે છે ? આ ખેડુતે તરફ એ શોખિને એ ઉપકારની વૃત્તિ કેળવવી જોઇએ, તે ખેડુતે એ શોખિને ને અન્નપાણી આપી ઉછેરે છે એ વાત અંતઃ સાર શૂન્ય આધુનિક કેળવણી લીધેલ શોખિને સમજે છે ? ખેડુતે આટલો બધો શ્રમ વેઠી શું મેળવે છે ? જે મેળવે છે, તેથી તેમનું પેટ પણ પુરૂં ભરાતુ નથી. શોખિનોનાં ટોળાં એ વાતને વિચાર કરે છે ? આટલી બધી વિષમતા કેમ ? ખેડુતોએ આખું વર્ષ મહેનત કરી ખેતી કરી ધાન્ય ઉપજાવ્યું, તેથી દેશનું ધન વધ્યું, દેશના લોકોનું આયુષ્ય વધ્યું, પરંતુ આધુનિક કેળવણી લીધેલ શોખિને પોતાને જોઇતી નકામી વિલાસની સામગ્રી માટે ખેડુતોએ ઉત્પન્ન કરેલું દ્રવ્ય પરદેશીઓના હાથમાં સોંપી દે છે, વિલાસનાં સાધનો ખરીદવા ખતર ખેડુતોએ વધારેલું ધન સમુદ્રને પેલેપાર મોકલી દે છે તેઓ દેશના શત્રુ છે, અને આધુનિક કેળવણી એજ તેમને દેશ-સામે શત્રુવટ રાખવાની ફરજ પડી છે.”

આ રીતે દેશનો કેળવાએલો વર્ગ આજ તિરસ્કારવા યોગ્ય કાર્ય કરી રહ્યો છે, જેઓએ તનતોડ મહેનતે આપણું જીવન ટકાવી રાખ્યું છે, જેઓ આપણા જુના રિવાજો, આપણી જાતીય વિશિષ્ટતા અત્યારે હજારો અગવડો વચ્ચે પણ જાળવી રહ્યા છે, તેઓને આપણે કુતરાં બિલાડાં જેવા ગણીએ છીએ. આપણે તેને હલકા ગણી પોતાની જાતને ઉંચી માનીએ છીએ. તેઓ દેશનાં ખરાં સંતાનો છે, આપણા ખરા ભાઇ છે. તેઓની ઉપક્ષા કરી આપણે કોની સામે રહીશું, એવી આવી વાતો દેશબંધુ દાસે પોતાના સ્વદેશ બધુઓને હજારો વાર સંભળાવી છે!

દેશબંધુ દાસે બંગીય પ્રાદેશિક સંમિલનના પ્રમુખપદેથી કહ્યું હતું, કે "આપણો ખેડુવર્ગ દરિદ્ર છે, નિરક્ષર છે, આટલી બધી મહેનત કરતાં છતાં તેઓનું દુઃખ મટતું નથી.

તેઓનો ઘણો ભાગ અભણ છે; તેઓને કેળવવા માટે આપણે કશી વ્યવસ્થા કરી નથી. અભણ હોવાથી તેઓ ઉટાઉ બન્યા છે; તેથી તેઓ કેટલું દુઃખ ભોગવે છે; તે આપણે છતી આંખે જોઇ શક્તા નથી. જુલમગાર જમીનદારો હિંસક વૃત્તિવાળાં પશુની પેઠે રાત દહાડો તેઓનું લોહી ચૂસે છે, તે બાબતમાં આપણે આંખ આડા કાન કરી રહ્યા છીએ. ખેતીવાડીના મુખ્ય ધંધાવાળો આપણો દેશ દિવસે દિવસે ખરાબ હાલતમાં આવતો જાય છે. જુદા જુદા રોગો આપણું અસ્તિત્વ ધરાતલ પરથી નાબુદ કરવા આપણાપર આક્રમણ કરી રહ્યા છે, પણ આપણે તે તરફ જરા પણ નજર નાખીએ છીએ ખરા ? જેઓની પાસે પૈસા થયા છે, અથવા જેઓ અંગ્રેજી ભણ્યા છે, તેઓ ગામડાં, છોડી શહેરમાં જઇ વસ્યા છે. તેઓ નોકરી માટે શહેરમાં ભટકે છે અને ગમે તેવી હલકી નોકરી મેળવી શહેરના ગંદકીમય રસ્તાઓમાં ભટકી પોતાનું શરીર રોગી બનાવી મુકે છે, બીજી તરફથી ગામડાંમાં કોઇ કેળવાએલ પુરુષ નહિ રહેવાથી ગામડાંની સ્વચ્છતા ઓછી થતી જાય છે. અતિશ્રમથી અનિયમિત આહારથી ખેડુતોનાં શરીર જર્જરિત થતાં જાયછે. આખા દેશની વસ્તીના ૮૦ ભાગના લોકો આ રીતે થોડો ઘણો રોગ ભોગવી મનુષ્યત્વ અને પુરુષોચિત ઉદ્યોગ તથા કર્મશક્તિ 'ગુમાવી ' બેઠા'છે. ગ્રામ્યજીવન ફરીથી શરૂ નહિ થાય, કેળવાએલો વર્ગ થોડી આવકની નોકરી છોડી ગામડામાં નહિ જાય, અને ત્યાં જઇ ગામડાનું આરોગ્ય અને શોભા

વધારવાના પ્રયત્નો નહિ કરે, ત્યાં સુધી હિંદની પ્રજા બળવાન અને તેમ નથી. દેશની ઉન્નતિ કરવા માટે, પડતી અટકાવવા માટે કેવળ ખેતીપર આધાર રાખવાથી વળે તેમ નથી. દેશના મૃતપ્રાય ઉદ્યોગોને સજીવન કરવાની જરૂર છે. વિદેશી કારખાનામાં ઉત્પન્ન થતા માલનો આપણે સંબંધ તજવો જોઇએ કારણકે આપણે અત્યારે વિદેશી કારખાનાં સાથે હરિફાઇમાં ઉભા રહી શકીએ તેમ નથી પરદેશી ચીજોની વપરાશ તજવાથી આપણા દેશમાં પુષ્કળ પૈસો બચશે, ખોરાકી સસ્તી થશે, આપણું આરોગ્ય, શકિત, ઉદ્યોગ અને સ્વાધીનતા પાછા આવશે આ સિવાય બચવાનો બીજો ઇલાજ નથી."

સરકારે ચલાવેલી દમનનીતિના સંબંધમાં ચિત્તરંજને કહ્યું છે, કે "દમનનીતિથી દેશની અશાન્તિ દૂર થવાની નથી. હિંદના યુવક સંપ્રદાયમાં જે હાલાહલ મચ્યો છે, તેનાં ખરાં કારણો શોધી, તે કારણો દૂર કર્યા સિવાય અશાન્તિ દૂર થવાની નથી. આ અશાન્તિ દાબી દેવા માટે દમનનીતિ ચલાવવી એ ફક્ત મુર્ખતાજ છે. તેથી તો અશાન્તિ ઉલટી વધશે. દમનનીતિને પરિણામે દેશમાંની બહિર્મુખી અશાન્તિ અંતર્મુખી થઇ ધુંધવાશે. આ અશાન્તિનું મૂળ દેશમાંની મોંઘવારી, ગરીબાઇ અને અમલદારોની જોહુકમી છે. આ કારણો દૂર થાય તો દેશની અશાન્તિ રૂપીએ પદર આની શાન્ત થઈ જાય."

ચિત્તરંજન દાસ શરુઆતમાં અસહકાર પક્ષમાં નહોતા. ઉલટું તેઓએ ઘણી વેળાએ પક્ષ વિરુદ્ધ વાંધો ઉઠાવ્યો હતો. પરંતુ આજે અસહકાર પક્ષના આગેવાન તરીકે ચિત્તરંજન દાસની મજુતરી

કેમ થાય છે ? અગાઉ તેને અગ્રેજ સરકારમાં પૂરેપૂરો વિશ્વાસ તો નહોતો, પણ થોડો ઘણો હતો. તેથીજ જ્યારે પંજાબમાં જુલમ વર્ત્તાયો ત્યારે તેઓ પોતાનો ધંધો મુકી પંજાબ ગયા, તેઓએ આખા પંજાબમાં ફરી જુબાનીઓ એકત્ર કરી કોંગ્રેસ કમિટિએ એ બધી જુબાનીઓનો રિપાર્ટ પ્રગટ કર્યો, પણ સરકારે એ રિપોર્ટપર વજન ન આપતાં પોતાને ફાવે તેવી વર્ત્તણુક ચલાવી. શ્રીમાન દાસને આશા હતી કે આ બાબતમાં જેઓ જવાબદાર છે, તેમને સજા થયા સિવાય નહિજ રહે, પણ જ્યારે તેમની આશા સફળ ન થઇ ત્યારે તેઓએ મહાત્મા ગાંધીની નીતિ સ્વીકારી, તેઓ સમજી ગયા કે વધુ ચળવળથી કશો લાભ થવાનો નથી, ઉલ્ટું ઉશ્કેરણી વધવાથી ખુનખરાબી થશે. એવી અવસ્થા થતી અટકાવવા માટે અહિંસાત્મક અસહકાર એજ અસરકારક ઇલાજ છે. તેથી તેઓ સંન્યાસી બની મહાત્મા ગાંધીને પડખે આવી ઉભા.

ચિત્તરંજન દાસે ત્યારબાદ દેશમાં ઘેરઘેર ભિક્ષા માગવા નીકળ્યા. તેઓ પગપાળા ચાલતા હતા, તે જોઇ કોઇએ પૂછયું, કે આપ આટલું બધું ચાલી શકશો ? તેમણે જવાબ આપ્યો, કે જ્યારે કલકત્તામાં ઘોડાની ટ્રામ હતી ત્યારે હું ઘણીવાર હાઇકોર્ટથી ભવાનીપુર સુધી પગે ચાલી જતો, માટે મને લાગે છે, કે અત્યારે પણ હું દસ માઇલ પગે ચાલી શકીશ. તેમાં મને કશો થાક નહિ લાગે વળી શરીરને તો જેવી ટેવ પાડીએ તેવી પડે માટે બીવાની કશી જરૂર નથી.

સર આશુતોષે પોતાના એક ભાષણમાં જણાવ્યું, કે જો કોઇ એક કરોડ રૂપીઆ આપે તો હું રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય સ્થાપવાને

છું. એ ભાષણ સાંભળી ચિત્તરંજન દાસે સર આશુતોષને કહ્યું હતું, કે જો આપ હાઇકોર્ટની આ પદવી તજી આપનું બધું લક્ષ રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય સ્થાપવામાં રોકો તો હું ઘેરઘેર ભીખ માગીને એક કરોડ રૂપીઆ એકઠા કરી આપવાને તૈયાર છું પરંતુ સર આશુતોષે આ માગણીપર ધ્યાન ન આપ્યું.

દેશબંધુ દાસ અસહકારની પ્રગતિ માટે આખાં બંગાળામાં ભમવા લાગ્યા. એક વેળા મૈમનસિંહ જતાં રેલ્વે સ્ટેશનપર તેમને મેજિસ્ટ્રેટની નોટિસ મળી કે-" તમે મૈમનસિંહના સરિયામ રસ્તાપર સરઘસ ચઢાવવાના હોવાથી શાંતિભંગ થવાનો સંભવ છે, વળી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓને તમે પરીક્ષામાં બેસતા અટકાવવાના હોવાથી આ હુકમ મળતાંજ તમારે મૈમનસિંહ છોડી જવું." આ હુકમ ગેરવાજબી હતો, છતાં શાન્તિ જાળવવા ખાતર દેશબંધુ મૈમનસિંહ છોડી ગયા. પરંતુ એ અન્યાયી હુકમ વિરુદ્ધ તેમણે વર્તમાન પત્રોમાં જણાવ્યું કે -" આજે હું જેવો મૈમનસિંહ પહોંચ્યો કે તરત સ્ટેશનપર એક ઑફિસર મેજિસ્ટ્રેટનો મનાઈ હુકમ લઇ મારી પાસે આવી પહોંચ્યો તેમાં ફોજદારી કાયદાની ૧૧૪ મી કલમ મુજબ મને શહેરમાં પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી હતી. પરંતુ હું તો શહેરમા પ્રવેશ કરી ચુકયો હતો. કારણ કે સ્ટેશન શહેરના મધ્યભાગમાં હતું. હું મૈમનસિંહ જઈ સરઘસ કાઢીશ, મેટ્રિકના ઉમેદવારોને પરીક્ષામાં ન બેસવાનું સમજાવીશ, તેથી શાંતિભંગ થશે એવી કાર્યકારણ પરંપરાને લીધે મને આ હુકમ કરવામાં આવ્યો હતો પરંતુ મને સરઘસ કાઢવાની તો કલ્પના પણ થઇ નહોતી. જો મેજિસ્ટ્રેટ સાહેબને એ સંબંધમાં કંઇ પણ સમાચાર

સભ્યા હોય, તો તે ખોટા છે. તોપણ હું શહેરના લોકોને બોલાવી એક સભા ભરત, વિદ્યાર્થીઓને પરીક્ષામાં ન બેસવાનું સમજાવત એ નક્કી. એમ કરવાનો મને અધિકાર છે. છતાં આવો હુકમ શામાટે કરવામાં આવ્યો છે? મને કાયદાનું જેટલું જ્ઞાન છે, તેપરથી હું બેધડક કહી શકું છું, કે ફોજદારી કાયદાની ૧૧૪ મી કલમ આ સ્થળે પ્રયોજી શકાય નહિ."

આવા આવા અસંખ્ય હુકમો પરથી સમજાય છે, કે અમલદારો પોતાની મરજી પ્રમાણે પોતે ઘડેલા કાયદા પોતેજ તોડી શકે છે. આપણા દેશમાં આપણી કેવી સ્થિતિ થઇ પડી છે, તે વાત આવા હુકમો પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આપણે આપણા સ્વદેશમાંજ ગુલામી સ્થિતિ ભોગવીએ છીએ. આવી સ્થિતિમાં સ્વરાજ્ય સિવાય ઉદ્ધાર નથી.

દેશબંધુને અટકાવ્યાની વાત દેશમાં ફેલાઈ ગઇ. મૈમનસિંહના લોકોએ હડતાલ પાડી; વકીલોએ સાત દિવસ સુધી અદાલતમાં જવું બંધ કર્યું. આમ વાત વધી ગએલી જોઇ મેજિસ્ટ્રેટને પોતાનો હુકમ પાછો ખેંચી લેવો પડયો. જ્યારે આ હુકમ અપાયો ત્યારે જિલ્લા મેજિસ્ટ્રેટ સાહેબ સફરમાં હતા, કામચલાઉ મેજિસ્ટ્રેટે શાંતિ જાળવવા માટે આવો અદ્‌ભુત ઉપાય શોધી કાઢયો હતો, છેવટે મેજિસ્ટ્રેટે આવી આ હુકમ રદ કર્યો. આ હુકમની ભાષા એવી અપમાનજનક હતી કે તે માટે કલકત્તાના લોકોએ પણ વાંધો ઉઠાવ્યો હતો.

છેવટે ડયુક ઓફ કોનોટની પધરામણી થવાની હતી તે વખતની ચળવળ જોઈ સરકાર ગભરાઇ, દેશનાં રક્ષણ માટે, 'વ્યવસ્થા માટે' સ્વયંસેવકોનાં મંડળો ઉભાં થયાં તે જોઇ સરકાર વધુ ગભરાઈ.

પંજાબ, સંયુક્ત પ્રાંત અને બંગાળામાં એવાં સ્વયંસેવક મંડળો ગેરકાયદેસર ગણાયાં. એવાં સ્વયંસેવકોનાં મંડળો ઉભાં કરનાર આગેવાનોને પકડવામાં આવ્યાં. દેશબંધુદાસ અમદાવાદમાં મળનારી કોંગ્રેસના પ્રમુખ નીમાયા હતા, કોંગ્રેસની તૈયારીઓ થતી હતી, તે વખતે ઓચિંતા દેશબંધુને પકડવામાં આવ્યા. કાચી જેલમાં રાખવામાં આવ્યા. બે ત્રણ મહિનાબાદ ચુકાદો અપાયો તેમાં દેશબંધુ દાસને ૬ માસની સાદી સજા થઇ. એ મુદત ૧૯૨૨ ના ઓગસ્ટ માસમાં પૂર્ણ થતાં તેમને છોડી મુકવામાં આવ્યા. સ્વદેશના આ તપસ્વીનાં દર્શન કરવા લોકો તલપાપડ થઇ ગયા હતા. તેમનું સ્વાગત કરવા કલકત્તામાં એક મોટી સભા ભરાઇ, તેમાં દેશબંધુ દાસે નીચે મુજબ ભાષણ કર્યું હતું:—

"મને કંઇક બોલવાનો આગ્રહ કરવામાં આવે છે, પણ આજે જે કહું કહેવાને હું અસમર્થ છું. છતાં હું આપ સૌની પ્રત્યે કૃતજ્ઞતા જાહેર કરૂં છું. આપણે બંગાળીઓ છીએ અને ઘણાઓના માનવા પ્રમાણે ક્ષણિક આવેગમાં તણાઇ જનારા છીએ. આ ટીકા ખરી છે. ટીકાકારો ભલે આપણા એ સ્વભાવમાં દોષ જોતા હોય, આપણે તો તેને આપણા સ્વભાવનો એક ખાસ ગુણ ગણુંગે છે. ગુણ અને દોષ બને એક સાથે રહેનારા છે. એને જૂદા પાડી શકતા નથી. ખાલી ખોપો ઘડયે કે અભિપ્રાયો બાંધ્યે જે મળતું નથી તે ઘણીવાર આપણે આપણા આ આવેગના વેગ વડે પ્રાપ્ત કરી શકીએ છીએ. જેઓ હંમેશાં ગણતરી બાંધીને પછીજ આગળ પગ મુકે છે તેમના ઉપર ભગવાનની દયા હંમેશાં ઉતરતી નથી.

હું ઇશ્વરને અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરું છું કે જેને મેં સત્ય

માન્યું છે તેનું આ જીવનમાં દર્શન કરવાની મને શક્તિ આપ. ક્ષણે ક્ષણે હું જોઉં છું કે મારી પોતાની શક્તિ વડે મારૂં ધાર્યું નથી થતું. જે દિવસે હું અસહકારની લડતમાં જોડાયો તે દિવસે મને અંતરમાંથી અવાજ સંભળાયો:–" મૂઢ, આ શક્તિ તારી પોતાની ન માનતો. તે શક્તિ જો માતૃભૂમિની ભોંયમાંથી ઉગી નીકળતી નહિ હોય તો માટીના એક ઢેફાની પેઠે તારો કોઇ ભાવ પણ પૂછવાનું નથી." આજે હું પ્રશ્ન કરૂં છું. "દેશમાં શકિત પુનઃ પ્રગટ થઇ છે કે આપણે માત્ર માટીનાં ઢેફાંજ રહ્યાં છીએ ?"

પ્રમુખ મહાશયે (શ્રીયુત મલ્લીક) કહ્યું છે કે આપણી પ્રજા ચડતી જાય છે, પણ માત્ર ચડવાથી શું વળ્યું ? પ્રજાએ વિકાસ પામવું જોઇએ અને પોતાનું યોગ્ય સ્વરૂપ ધારણ કરવું જોઇએ

મેં પરદેશીઓ પ્રત્યે તિરસ્કારની નજરે કદી જોયું નથી. પણ તેઓ આપણાથી જુદા છે, દૂર છે, એતો હું સમજી ગયો છું. પરંતુ વિવિધતા એતો પસંદ છે. વિવિધતા વડે જગતે પોતાની લીલા વિસ્તારે છે. પરદેશીઓની જોડે આપણને કોઈ જાતનો ટંટો નથી. હું તેમને કહું છું "તમે ભલે રહો, પણ અમને પણ રહેવા દો."

પણ ચેતન કંઇ આપણામાં કોઇ બીજો આવીને મુકી શકે ? જીવ ગયાબાદ મડદાને કોઇ કેમ ઉઠાડી શકે ? આપણો જીવ ઉડી ગયા પછી આપણે આપણી સંસ્કૃતિની મશાલ કેવી રીતે બળતી રાખી શકીએ ? ઇતિહાસ કહે છે કે પ્રજાઓ નાશ પામે છે, પણ તેમની સંસ્કૃતિ તેમની પછવાડે જીવે છે તેથી આપણે આપણું

પોતાનું પોતાપણું ગુમાવીને બીજી પ્રજાઓની રીતભાતનું અનુકરણ ન કરીએ.

પ્રમુખ મહાશય કહે છે કે ૧૯૧૭માં મને રાજદ્વારી ક્ષેત્રમાં તેઓજ પ્રથમ ખેંચી લાવ્યા. તેમને હું હમેશા મારા નાના ભાઇ ગણતો આવેલો છું. છતાં તેમની આવી ધૃષ્ટતા તો હું ન સહન કરી શકું. જ્યાં સુધી રાજપ્રકરણ એ ફક્ત મહાસભાનું જ હતું ત્યાં સુધી હું તેમાં ન આવ્યો. જ્યાં સુધી પાર્લમેન્ટની પદ્ધતિના સ્વરાજ સારૂ હીલચાલ કરવી એજ કોંગ્રેસનું ધ્યેય હતું ત્યાં સુધી હું તેમાં ન જોડાયો. રાજપ્રકરણ જેવી કોઇ સ્વતંત્ર ચીજ હોય એ હું સ્વીકારતો નથી. મનુષ્ય જીવન એ તેવું ખાનાં ખાનાં વાળો કબાટ છે, કે રાજપ્રકરણ, ધર્મ, સમાજ એ બધાં તેનાં જુદાં જુદાં ખાનામાં રહેલાં હોય ? કેટલાક કહે છે "રાજપ્રકરણ છોડીને આપણે સામજિક સુધારો લઇનેજ બેસી જઇએ." તેઓ કહે છે, "રાજપ્રકરણ સારૂં નહિં ખરી વાત છે, કારણ કે રાજપ્રકરણમાં પોલીસના હાથમાં સપડાવાનો પ્રસંગ આવે છે. સામાજિક સુધારો આપણે આટલા વર્ષ થયાં કર્યો, પણ અન્ત્યજ વર્ગનું આપણે કેટલું કલ્યાણ કર્યું ? જ્યાં સુધી આપણે રજપ્રકરણને દેશના જીવનથી અળગું રાખી મુકીએ છીએ ત્યાર સુધી કોઈ જાતની સિદ્ધિજ નથી. મહાસભાના આખા શરીર ઉપર પરદેશીઓની છાપ હતી, તમે પુષ્કળ મતભેદો બતાવ્યા અને પુષ્કળ વાદ વદ્યા, પણ બધું વ્યર્થ ગયું. એ કશામાં જીવન ક્યાં હતું ? જ્યારે તમે જીવનને જગવી શકશો ત્યારે રાજપ્રકરણ, ધર્મ, સંમારસુધારો—એ સૌને જોઇતું સિંચન મળી રહેશે અને સૌફળ આપશે; ભગવાનના અખુટ રસઝરણામાંથી તમારા મસ્તકપર રસવૃષ્ટિ વરસશે.

એક માનનીય મિત્રે મને એક દહાડો પૂછયું કે હિંદના ઇતિહાસનું રહસ્ય શું? હું આભો બનીને જોઇ રહ્યો. મે પોતે એક ઇતિહાસની ચોપડી લખવાની ધૃષ્ટતા કરી છે. પછી તેમણેજ રહસ્ય કહ્યું. હિંદનો ઇતિહાસ એટલે વેદોનો ઇતિહાસ. આર્યો આવ્યા છે ત્યારથી વેદોનું રક્ષણ કરવું એ એકજ તેમના ઇતિહાસની રચના છે આ સિવાય આર્યપ્રજા બીજો જીવનહેતુ જાણની ન હતી વળી તે મિત્રે કહ્યું, વેદ એટલે સત્ય, હિંદુસ્તાનમાં વિકાસ પામેલી પ્રજાને સત્યના રક્ષણ સિવાય બીજો કોઈ હેતુ નથી. સત્ય એ પ્રજાના હાડમાં ને લોહીમાં એકરસ થયું છે, છેલ્લાં ૪૦૦૦ વર્ષનો એજ ઇતિહાસ છે. પ્રજા સત્યને જોરથી વળગી રહી છે તેણે ધન કે સત્તાની તમા રાખી નથી, મારા મિત્ર જેટલી મારામાં વિદ્વત્તા નથી, છતાં આ સત્યને હું મારી હૃદયગુહામાં બરાબર અનુભવી શકું છું. હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં શું કંઈજ મર્મ ન મળે? આપણો આખો ઇતિહાસ શું ભગવાનની લીલા નથી? સત્યની કોઈ પણ ભોગે રક્ષા થવીજ જોઇએ. મહાત્મા ગાંધીએ પણ સત્યાગ્રહના તત્ત્વનેજ સ્વીકાર્યું છે. તેમણે કહ્યું છે કે આપણે જે કંઈ કરીએ તેના પાયામાં સત્ય હોવું જોઇએ. સત્યની રક્ષા કરતાં આપણી બધી આશાઓ અને મુરાદો પડી ભાંગતી હોય તો બહેતર છે કે પડી ભાગવા દેવી.

હક જેવી કોઈ ચીજ છે જ નહિ. એક વખત હું હક ઉપર ખૂબ ભાર દેતો, પણ હવે હું સમજ્યો છું. કે હક જેવું કંઈ છેજ નહિ. આપણે માત્ર ફરજજ જોવાની છે, ધર્મ-સ્વધર્મનોજ વિચાર કરવાનો છે. હક તો બધા તેનેજ હોય, કે જેની લીલા આખા ઇતિહાસના રંગોને રમાડી રહેલી છે. હે ભારત સંતાનો, તમે સત્ય-

ઉપરજ સ્થિર રહો, અને તેમ કરતાં હરેક જોખમને-મૃત્યુને પણ વધાવી લો. જે દિવસે પ્રજા સત્યને વિસારી મેલશે, તે દિવસે તેને માટે ઇતિહાસમાં સ્થાન નહિ હોય ”

જેલગમન કરી આવ્યા બાદ દેશબંધુની તંદુરસ્તી લથડી પડી હતી તેઓ કાશ્મીર જવા તૈયાર થયા. કાશ્મીરના પરદેશ ખાતાના પ્રધાને તેમની પાસે કાશ્મીરમા રહે ત્યાં સુધી કોઈ પણ જાતની રાજકીય ચળવળમાં જાહેર કે પરોક્ષ રીતે ભાગ લેવાની કબુલાત માગી ! પરંતુ દેશબંધુ દાસે એવી કબુલાત ન આપતી કાશ્મીરની સરહદપર ધામો નાખ્યો. હાલમાં તેઓની તંદુરસ્તી સુધરતી જાય છે. ઇશ્વર તેમની તંદુરસ્તી જલદી સુધારો.

આવતી ૧૯૨૩ ની મહાસભા કે જે ગયા મુકામે ભરાવાની છે, તેના પ્રમુખ તરીકે પણ શ્રીમાન ચિત્તરંજન દાસની નિમણુક થઇ છે.

---

પરિશિષ્ટ ૧ લું

## આસામ પ્રાદેશિક ખિલાફત સભામાં દેશબંધુ-ચિત્તરંજન દાસે આપેલું ભાષણ.

જે મહામિલનના સાગરમા ભળવા હિંદના ઇતિહાસનાં જુદા જુદા ફાંટા ધસવા જાય છે, તે ફાંટા હજુ સુધી એ મહામિલન સાગરને વિષે હિંદની પ્રજા જગતનો કયો ઉદ્દેશ સાધવા માટે સરજાય છે તે જરા ઊંડવટથી તપાસતાં જણાઈ આવ્યા સિવાય

રહેશે નહિ. સભ્યતાના ઇતિહાસના આરંભકાળથી હિંદમાં જે જે બનાવો બનતા આવ્યા છે, તે બધા બનાવો હિંદને એકત્ર બનાવવામાં સહાયભૂત થાય છે.

જે સુંદર માળા આપણે આપણાં રાષ્ટ્રીય જીવનના દેવતાને પહેરાવવાની છે. તેના દરેક પુષ્પો હજુ સુધી એકત્ર થયાં નથી ! સેંકડો વર્ષ થયા એક એક કરી ને એ પુષ્પોમાનાં કેટલાંક પુષ્પો એકઠાં થયા છે. હિંદનો ઇતિહાસ યુગયુગાતાંતથી એ કુસુમો ચુંટતો રહ્યો છે. આપણે જાણવાને અશક્ત છીએ, કે એ આપણી માળા પૂરેપુરી ક્યારે ગુથાઈ રહેશે.

પરંતુ હવે એ મિલનની ઉષાના પંખીઓ બોલવા લગ્યાં છે. એ મિલનનું વિચિત્ર સંગીત સંભળાવા લાગ્યું છે.

કેટલા રાજા, કેટલી રાજધાની આ ભારતપર જામી ધ્વસપામી. કેટલી દેશવિદેશની જાતિઓ હિંદમાં આવી. આર્ય, અનાર્ય શક, ગ્રીક, હુન, પારસી, યાહુદી, ખ્રિસ્તી, મુસલમાન—એ બધી જાતિઓ હિંદમાતાના ખોળામાં બેસી સ્તનપાત કરવા લાગી.

એક જાતિ સાથે એક પ્રબળ પ્રવાહ હિંદમાં દાખલ થાય, મનુષ્યની સાથે મનુષ્યના ભેદાભેદને ઘસરડી એ પુણ્યપ્રવાહ હિંદને, એક્તા તરફ લઈ જાય એવો ક્રમ વારંવાર બનતો આવ્યો છે. અનાર્ય સાથે આર્યનો સયોગ થઇ એક મહાન જાતિ બની, ત્યાર પછી કેટલીએ જાતિઓએ હિંદમાં ધામો નાખ્યો. પોતાને જે કંઈ દેવાનું હતું, તે આપી જાતિનું મહાન જીવન નષ્ટ કરી પોતાની જરૂરિઆત બ્રાહ્મણ ધર્મે, બૌદ્ધધર્મે જૈનધર્મે અને મુસલાન વગેરે બીજા ધર્મો એ મહત્તા આપી. એ બધા ધર્મોએ હિંદને અતિ મહાન જીવન મેળ—

જવામાં મદદ કરી છે. એ જીવન કોઇનો નાશ કરી વિકાસ પામ્યું નથી. દરેકનુ વૈચિત્ર્ય ચાલુ રાખી, દરેકને યોગ્ય સ્થાન આપી, બધાને સમાવેશ કરી એ મહત્તર જીવને પોતાનું નવીન સૌન્દર્ય વિકસાવ્યું છે. હિંદ જે સનાતન વચનો સંભળાવી, જે મંત્રના ઉદાત્ત સુરથી જગતને ગાંડું બનાવી પોતાનું જાતીય જીવન સાર્થક કરવાનું છે, જે વચનો, જે ઉદાત્તસુર જગતને સંભળાવવા હિંદ હજારો ઉપલપાયલો વેઠી તૈયાર થયું છે, તે વચનો સંભળાવવાનો શુભ દિવસ હવે પાસે આવ્યો જણાય છે.

સ્મશાનના ભીષણ હાહાકારે જગતની શાન્તિને છુપાવી દીધી છે, પ્રેમની વાણી તોપોના ગગડાટમાં દબાઈ ગઇ છે, યંત્રસુરના મારથી મનુષ્યો હાહાકાર કરી રહ્યાં છે પ્રલયની વેદનાથી પૃથ્વી આજે અધીર થઈ ગઇ છે. મરણના આ ભયંકર કોલાહલ વચ્ચે આજે કોણ મંગળ શંખધ્વનિ કરી માનવોની સ્વતંત્રતાના નવયુગનું આગમન જાહેર કરશે ? એ હક જગતની કઇ જાતિનો છે ? હિંદના આટલા દિવસની તપસ્યા હવે સફળ થવાની અણીપર આવેલી જણાય છે.

ચાલુ ચળવળ એ તપસિદ્ધિની તૈયારી છે યુગયુગાન્તરથી આપણે જે પાપ સંઘર્યાં છે, તે બધા આજે દૂર ફેંકી દેવાનાં છે. આપણે આપણાં અંતઃ શરીરમાં પ્રભુનાં દર્શન કરવાનાં છે ત્યારેજ આપણે નવીન બળવડે બળવાન બની મુક્તિનો મહામંત્ર જગતસમક્ષ જાહેર કરવાને શક્તિમાન થશું.

આજે આપણે મન વચનને કર્મવડે શુદ્ધતા પ્રાપ્ત કરવી પડશે; ભેદાભેદ, ઇર્ષ્યા અદેખાઇ, તજી સર્પો જર્ન પાશે. પ્રાણની સાથે

પ્રાણનો મેળાપ કરાવી હંમેશની એકસંપી કરવી પડશે. એ એકસંપી કરાવવા ખાતર માતૃભકિતનો પ્રબળપ્રવાહ આખા દેશપર ફરી વળ્યો છે. એ પ્રવાહને રોકી શકે એવી શક્તિ જગતમાં એકે નથી.

હિંદુ સાથે મુસલમાનોનો વિરોધ મુસલમાની અમલમાં નહોતો. ટોડરમલ, બીરબલ, જશવંતસિંહ, જયસિંહ, માનસિંહ વગેરે મુસલમાન શહેનશાહનો જમણો હાથ ગણાતા. અત્યારે પણ હૈદ્રાબાદના રાજ્યમા હિંદુઓ વધુ છે, રાજા મુસલમાન છે, અથવા કાશ્મીરમાં હિંદુ રાજા છે અને પ્રજામાં મુસલમાનો વધુ છે; ત્યાં હિંદુ મુસલમાનને કશો કજીઓ નથી. એ બંને મહાપ્રજા વચ્ચે કજીઓ ઉત્પન્ન થયો હોય તો તે બ્રિટિશ અમલમાંજ. પરંતુ આજે ભારતમાતાની બંને પ્રજા સમજી ગઇ છે કે બંનેના સ્વાર્થ એકજ છે, વિદેશીનો સ્વાર્થ બંને પ્રજાને જુદી રાખવામાં છે.

તેથી આજે મુસલમાનોના ધર્મને આઘાત થવાથી હિન્દુઓ કચવાય છે; મુસલમાનોને માટે જે ધાર્મિક ફરમાન છે, તેજ હિંદુ માટે પણ છે. ખરી રીતે હિંદુઓનો ધર્મ એમજ કહે છે કે કોઇ પણ ધર્મવાળાને પીડા ન આપવી પીડા આપનારના હાથમાંથી પીડાતુરને ઉગારવો. આ વાત કોઇ પણ ધર્મને લાગુ પડી શકે. ખરો ધર્મ માણસ સાથે માણસોનો યોગ કરાવે છે; વિશ્લેષ નહિ. કોઇ પણ ધર્મનો નાશ કરવામાં બીજા કોઇ ધર્મની સાર્થકતા નથી. ભગવાન કેટલાંય સ્વરૂપમાં દેખાવ દે છે, કેટલાય ધર્મ, કેટલાય વિચારે વડે પોતાની મૂર્તિ પ્રગટ કરે છે, માનવો એ અગાધ જગતની [illegible] રીતે જાણી શકે ? તેઓ કેવળ તેની મહાનદીઓના સાથી બની પોતાને રસ્તે ચાલ્યાં જાય છે.

બન્નાના સ્વભાવ એકજ હોતા નથી. વિચિત્રના એ કંઈ વિરોધ નથી. વિચિત્રતાનુ ઔચિત્ય જળવાતાં સત્ય શિવ સુદરની પ્રતિષ્ઠા થાય છે. પરસ્પરને શ્રદ્ધાપૂર્વક ન સમજીએ તો માનવોમાં નારાયણની આ અપૂર્વ લીલાનો અનુભવ કદી નહિ થાય. માટે આપણે પરસ્પરને ઓળખવાની જરૂર છે. આ ઓળખાણ વગર આટલો બધો વિરોધ જાગ્યો છે.

ખરા ધર્મિષ્ઠ પુરુષ પાસે આ વિરોધ ટકી શકતો નથી. ખરો ધાર્મિક પુરુષ અધર્મ સાથેજ વિરોધ રાખે છે. મૌલાના મહમ્મદઅલીને એક ઉચા દરજ્જાના સરકારી અમલદારે પુછ્યુ હતું કેઃ– "હિંદુ મુસલમાન વચ્ચે એકસંપી થશે ખરી ? એ બંને ધર્મો એક ત્રીજા ધર્મમાં ફેરવાઇ ન જાય, તો એ એકસંપી કદી ટકશે નહિ." આ વચનોના જવાબમાં મૌલાના સાહેબે કહ્યુ હતું. કે "અમારી આ ચળવળ અધર્મ. અત્યાચારને અન્યાય વિરુદ્ધ છે–અહીં સામી તરફ અધર્મી લોકો છે. લડાઇ ધર્મી અને અધર્મી વચ્ચે છે, કંઇ હિંદુ મુસલમાન, ખ્રિસ્તી વગેરે વચ્ચે નથી." આમ હોવાથીજ ખિલાફત માટે હિંદુઓ પણ આ લડતમાં જોડાયા છે, જેઓ કહે છે કે આતો એક જાતની રાજનૈતિક બાજી છે. તેઓ અસત્યવાદી છે. મનુષ્યોનો સબંધ રાજનૈતિક બાજીને લીધે બંધાતો નથી–સંબંધ તો અંતરની વસ્તુ છે. ખરા ધર્મવિશ્વાસ વગર અંતઃકરણની આગળ ધપવાની પ્રવૃત્તિ થતીજ નથી. ઘણા કહે છે કે ખિલાફતનો પ્રશ્ન જતો રહેતાં મુસલમાનો આ ચળવળ છોડી દેશે પણ મને એવી શંકાનુ કારણ જણાતું નથી. મુસલમાનો આ વાત તો સ્પષ્ટપણે સમજે છે કે સ્વરાજ્ય નથી માટે અંગ્રેજો મુસલમાન સૈન્યવડે જજિરત–ઉલ–

અરબપર હલ્લો કરી શકે છે. સ્વરાજ્ય નથી માટેજ અંગ્રેજો હિંદના સાત કરોડ મુસલમાનોની છાતીપર લાત મારી પોતાનું વચન તોડવાનું સાહસ કરી શકે છે.

આજેજ જો ખિલાફતનો પ્રશ્ન ન રહે, આપણને આપણી ઇચ્છા મુજબ મળે, તોપણ તે કશા કામનું નથી. આજે આપણને જે ગરીબ જાણી આપવામાં આવે, તેજ આપણે મોડેથી પણ યોગ્યતાપૂર્વક ગ્રહણું કરીએ તોજે એ દાન સાર્થક થાય.

ભિક્ષુકને શું સુખ હોય છે, કૃપાપાત્ર થવાથી શું ફળ મળવાનું છે ? ભીખ માગી આપણે આપણી માગણી પૂર્ણ કરવી નથી. માગ્યાં માન મળે તોપણ તેથી કરો લાભ મળતો નથી. આપણે આપણાં પોતાના ઘરનું માન ન જાળવી શકીએ, આપણા પોતાનાજ દેશમાં જો આપણે પશુની માફક રહેવું પડે, તો પછી માન, આબરૂ અને ધર્મ રહ્યાં ક્યાં ? આપણને ખાવાનું મળતું નથી, પહેરવાનાં વસ્ત્રો મળતાં નથી, આપણાં બાળકો ડગલે ડગલે અપમાન ભોગવે છે, આપણા દેશબંધુઓને જીવજંતુની માફક ટપોટપ પ્રાણ તજવો પડે છે, શું આપણા ધર્મની આબરૂ રહી છે ?

તે માટે આપણે સ્વરાજ્ય માગીએ છીએ. આપણે સ્વરાજ્ય વીરની માફક મેળવવાનું છે, મનુષ્યની માફક ભોગવવાનું છે. જ્યાં મુસલમાન પોતાનાં ધર્મકૃત્યો નિર્વિવાદે પૂરાં કરી શકશે, જ્યાં હિંદુ પોતાનાં ધર્મકૃત્યો સુખશાન્તિથી, આનંદપૂર્વક પૂર્ણ કરી આબરૂભેર વસતા હશે ત્યાં સ્વરાજ્યજ છે. અહીં હિંદુ મુસલમાનની વાત નથી, વાત છે મનુષ્યની, વાત છે ધાર્મિકની. બને ધાર્મિક પ્રજા એકત્ર ન વસી શકે એ બનવું અસંભવિત છે. ધાર્મિક ધાર્મિક વચ્ચે કશો વિરોધ નજ હોય.

હાલમાં સરકારે ખિલાફત કમિશનને આમંત્રણ આપ્યું છે, તેની મતલબ હિંદુ-મુસલમાનની દોસ્તી તોડવાની છે. મુસલમાનો ખિલાફત સંબંધમાં જે કંઈ માગે છે, તેમાંનું થોડું ઘણું આપી તેમને સમજાવી દેવું કે હવે તમારી ફરિયાદનો ફેસલો થઇ ગયો, હવે તમે હિંદુઓની સાથે સ્વરાજ્યની બૂમો ન પાડતા.

આવી વાતોમાં સારો ઉદ્દેશ ન પણ હોય. ઘણાખરા આ વાતમાં ઉંડા ન ઉતરતાં તે પ્રમાણે વર્તવા તૈયાર પણ થાય. તેથી હું તમને વખતસર ચેતવણી આપું છું.

આપણે આ પૃથ્વીપર મનુષ્ય તરીકે વસવુ હોય તો સ્વરાજ મેળવવુંજ જોઇએ. સ્વતંત્રતા વિના આપણાં જીવનનો ઉદ્દેશ વિફળ થશે. પ્રથમ પોતાના ઉદ્ધારની જરૂર છે. પોતાનો ઉદ્ધાર કર્યા સિવાય આપણે જગતને મુક્તિની વાણી શી રીતે ગંભળાવી શકશું ? આપણી મુક્તિમાં જગતની મુક્તિ સમાએલી છે.

હિંદુ મુસલમાન—બધાને એકત્ર થઇ રાષ્ટ્રદેવની પૂજા કરવી પડશે. નાના નાના સ્વાર્થ તજી પોતાના ધર્મ માટે—બીજાના ધર્મ માટે આત્માનું બળ સંઘરવું પડશે. ચાલુ ચળવળ એ આત્મબળ સંઘરવાની તૈયારી છે. આ તૈયારી કરતાં બધાએ પોતપોતાના દોષો પીછ નાખવા જોઇએ. નવીન જીવનનાં રમણીય ઉષઃકાળમાં વિધાતા-આશીર્વાદ લઈ મુશ્કેલીભર્યા માર્ગપર મુસાફરી કરતાં કરતાં મરણને જીતવું જોઈએ.



# મૌલાના મહમ્મદઅલી

મૌલાના મહમ્મદઅલીનું જીવન લખતી વેળા સઉ પહેલાં હિંદુ-મુસલમાન ઐક્યતા નજરે તરવરી રહે છે. આખા દેશમાં સ્વદેશાભિમાનનો જે પ્રવાહ રેલાઈ રહ્યો છે, તે લક્ષમાં આવે છે. આપણે સમજી ગયા છીએ કે આપણે મનુષ્ય છીએ, આપણામાં એકજ શક્તિ વિરાજમાન છે; અદૃષ્ટના ચક્રમાં પિસાતાં પિસાતાં આપણે આપણું બધું ગુમાવ્યું છે, પણ જે શક્તિથી ઉત્થાન થઇ શકે તે શક્તિ લગારે ગુમાવી નથી. એ શક્તિ ખીલવતાં જરૂર આપણી મુક્તિ થશે, એ શક્તિ કદીપણ પરાજય પામે તેમ નથી.

જગતનો ઇતિહાસ જુઓ; એનાં પાને પાને કર્મવીર અને ધર્મવીરોના નામ ચળકે છે; કોઈએ સ્વદેશ માટે, કોઇએ ધર્મ માટે તો કોઇએ સત્યને માટે જીવન તર્જ્યું છે. સેંકડો વિપત્તિઓ, સેંકડો વિઘ્નો ઓળગી તેઓએ પોતાનું કર્તવ્ય બજાવ્યું છે. દુઃખ તરફ જરાપણ નજર ન કરતાં તેઓ પોતપોતાનું કર્તવ્ય બજાવવા દોડયા છે. એવા મહાપુરુષોજ દુનિઆના આધાર સ્તંભ છે, મનુષ્ય સમાજના આધાર સ્તંભ છે. તેઓ અમર છે, તેઓનાં કાર્ય જગતનું અતિશય કલ્યાણ કરનારાં છે. એ કલ્યાણ સધળા માટેજ તેઓને ઇશ્વરે જગતમાં મોકલ્યા હોય છે.

તેઓનાં પગલાં સાથેજ મનુષ્યસમાજ અવનતિના કાદવમાંથી શરીર ખંખેરી ઉઠી ઉભો થાય છે.

મહાપુરુષો સત્યનો ધ્વજ લઇ કર્મક્ષેત્રપર અવતરે છે, એ ધ્વજ તેઓ કદીપણ તજતા નથી. સત્યની એ ધજા કદીપણ શત્રુના પગની ધૂળથી મલિન થવા દેતા નથી.

મૌલાના મહમ્મદઅલી એવા મહાપુરુષોમાંના એક છે. તેઓ ઉદાર કર્મવીર છે. ભારતવાસીઓનાં કલ્યાણ માટે તેઓ કર્મક્ષેત્રપર ઉતર્યા છે.

ભારતના નવયુગનું પ્રભાત ખિલતું આવે છે. આ યુગસંધિમાં યુગપ્રવર્ત્તકો જન્મ લઇ ભારતને નવીન માર્ગે લઇ જાય છે. અવનતિના ઉંડા ખાડામાં પડતો, તિરસ્કાર પામતો, ચરણે ચંપાતો મુંગો, મુગ્ધ જનસમાજ માથું ઉંચું કરી શું જુએ છે ?

રાખથી ઢંકાએલ અગ્નિની માફક આત્મવિસ્મૃતિની અંતરાળે છુપાએલો મહા તેજોમય માનવાત્મા આત્મવિકાસ કરવાની ઇચ્છા કરે છે કે તરત સમાજ શરીર રોમાંચિત થાય છે. એ રોમાંચના ઘાતપ્રતિઘાતથી પરસ્પર બંધાએલો, ઉંઘતા જીવો સમવેદનાથી જાગૃત થઈ જાય છે; તેની મોહનિદ્રાથી જગત અંધકારથી છવાઇ ગયું હતું, તેની આંખ ઉઘડતાંજ તેજ જગત ઉષ:કાલની લીલા અનુભવવા માંડે છે, અને ઉષ:કાલ પછી મધ્યાહ્નના સૂર્યના પ્રચંડ તાપથી જેમ લોકો ત્રાહિ ત્રાહિ કરે છે તેમ એ જાગ્રત જનસમાજના રોષયુક્ત કટાક્ષથી બધી દિશાઓ દગ્ધ થવા માંડે છે. એક જણના જાગવાથી ઘણા માણસો જાગી ઉઠે છે. આજ એ સમવેદનાનું ફલ છે. આ સમવેદના એ જીવ જીવ વચ્ચેનું હંમેશનું સખ્ય છે, અને એનેજ વિશ્વજાગરણ

કહે છે; વળી ઇશ્વર સાથે જીવની મિત્રતા તો જગજાહેર છે, જીવ જાગતાં ઇશ્વરપણ જાગે છે. એટલે આ વિશ્વ જાગરણ સાથે ઇશ્વર નું જાગરણ થાય છે. ભારતવર્ષમાં આ જાગરણના શુભ-લક્ષણો જણાય છે.

અલીબિરાદરોના પૂર્વજો.—

મૌલાના મહમ્મદઅલીના પૂર્વજો મુરાદાબાદમાં રહેતા હતા. તેમના પિતામહ ખાં-ઇ-સમાન અલી બક્ષખાં રામપુર સ્ટેટના નવાબની નોકરી કરતા. તેણે ૧૮૫૭ ના બળવા વખતે સરકારને ઘણી મદદ કરી હતી અને નવાબ તરફથી રોહિલખંડ અને કમાઉન-માંના ઘણા અંગ્રેજોનો જીવ બચાવ્યો હતો. નૈનિતાલ અને અલ્મોડા જ્યારે બળવાખોર સિપાહીઓથી ઘેરાયાં ત્યારે અલી બિરાદરોના પિતામહેજ એ ઘેરાએલા અંગ્રેજોને સરસામાન મોકલી જીવાડ્યા હતા.

આ કાર્યનાં ઇનામ દાખલ રામપુરના નવાબને બ્રિટિશ સરકાર તરફથી કેટલોક મુલક મળ્યો અને અલી બિરાદરોના પિતામહને પણ એક જાગીર મળી. અલી બિરાદરોના વડિલો પણ નવાબનાં લશ્કરી ખાતાંમાં મોટા હોદ્દા ભોગવતા, અને અત્યારે પણ તેમનાં કુટુંબનાં કેટલાંક માણસો રામપુરના નવાબની ચાકરી કરે છે. તેઓ બધા અતિશય વિશ્વાસુ ગણાય છે; નિમકહરામ થવાનું અલી બિરાદરનાં કુટુમ્બને આવડતુંજ નથી. અલી બિરાદરોનાં કુટુમ્બનો એ સ્વધર્મ મનાય છે.

અલીબિરાદરોના મા-બાપ.—

દુર્ભાગ્યે મૌલાના મહમ્મદઅલીના પિતા ૩૩ વર્ષની ઉમરે કોલેરાથી ઓચિંતા ગુજરી ગયા. એ વખતે તેમની માની ઉમર ૨૭ વર્ષની

અલ્લી બિરાદરોના નામથી આજ સમગ્ર ભારત મગરૂર છે. સાહસ, સહનશીલતા અને કાર્યકુશળતાની પ્રતિમુર્તિરૂપી આ ભાઇઓને ખોળામાં ઉછેરી ભારતભૂમી આજે ધન્ય થઈ છે.

### ઈંગ્લાંડમાં અભ્યાસ—

અલીગઢમાં ભણતી વેળા મૌલાના મહમ્મદઅલ્લીની પ્રતિભા પૂર્ણ રૂપે વિકાસ પામી. તેઓની માનસિક શક્તિ અને બુદ્ધિ જોઇ બધા નવાઈ પામ્યા. એ સમયે મૌલાના મહમ્મદઅલ્લી શોધખોળથી ભરપુર નિબંધો લખતા. રામપુરના કારભારી નવાબ મહમ્મદ મુસફખાં એ પરથી એટલાતો મુગ્ધ થઇ ગયાં કે તેમણે તેને સિવિલ સર્વિસની પરીક્ષા અપાવવા ઈંગ્લાંડ મોકલવાનો ઠરાવ કર્યો. તરતજ મૌલાના મહમ્મદઅલ્લીને ઇંગ્લાંડ મોકલવામાં આવ્યા, તેઓ ઓકસફર્ડમાં રહી અભ્યાસ કરવા લાગ્યા. ઇતિહાસના વિષયમાં મૌલાના મહમ્મદઅલ્લી ઉંચે નંબરે પાસ થયા. આ સ્થળે રહી મૌલાના મહમ્મદઅલ્લીનો અનુભવ વધ્યો, તેમનું મન ઉન્નત બન્યું અને ચરિત્રનો વિકાસ થયો. પરંતુ પ્રાવેશિક પરીક્ષામાં તેઓ ઉંચે નંબરે પાસ ન થઇ શકવાથી સિવિલ સર્વિસની પરીક્ષામાં પણ સફળ થઇ શક્યા નહિ. ઈ. સ. ૧૯૦૨માં તેઓ ઇંગ્લાંડથી પાછા ફર્યા,

### નોકરીનું જીવન

ઇંગ્લાંડથી આવ્યાબાદ મૌલાના મહમ્મદઅલ્લી અલાહાબાદ હાઈકોર્ટની કાયદાની પરીક્ષા આપવા તૈયાર થયા, પરંતુ થોડા નંબરો માટે તેઓ તેમાં સફળતા મેળવી શક્યા નહિ. ત્યારબાદ તેઓએ વડોદરા રાજ્યના ન્યાયવિભાગની નોકરી સ્વીકારી અને ત્યાં બહુજ પ્રશંસા મેળવી થોડાજ સમયમાં તેઓ ત્યાં વડોદરાના ગાયકવાડ સરકારને પ્રિય થઇ પડ્યા.

હતી. પિતાના મરણુ વખતે મૌલાના મહમ્મદઅલીની ઉમર ૨ વર્ષની અને મૌલાના શૌકતઅલીની ઉમર ૭ વર્ષની હતી.

અલી બિરાદરોની માતા એક અસાધારણુ ગુણોવાળાં સ્ત્રી છે. પુત્રોને પાશ્ચાત્ય કેળવણી આપતાં તે જરાપણુ અચકાયાં નહિ. તે વખતના સમાજમાં બદ્ધમૂળ થઈ ગએલ સંસ્કારો વિરુદ્ધ આ તેજસ્વીની મુસલમાન સ્ત્રી અલી બિરાદરોને અલીગઢ સ્કૂલ અને કૉલેજમાં ભણાવતાં હતાં. તેઓનાં કુટુંબીઓએ આ કાર્યમાં ઘણી દરકનો નાખી હતી, પરંતુ તેથી ન ડરતાં તેણે પોતાનું કાર્ય ચાલુ રાખ્યું.

અલી બિરાદરોનાં માતામહના વડિલોમાંના દરવેશ અલીખાં મહાન અકબરના મંત્રી હતા અને પાંચ હજાર સૈનિકોના ઉપરી હતા. એ મુસલમાન વીરે પોતાની બુદ્ધિ, સાહસ, વિશ્વાસુપણું અને સદાશયતાથી ચારે તરફ સન્માન મેળવ્યું હતું. અલી બિરાદરોની મા પોતાના પિતૃઓના ગુણોથી ભરપૂર છે, તેમનામાં અસીમ આત્મનિર્ભયતા હતી. મુશ્કેલી જોઈ તે ડરી જાય તેમ નહોતાં, દુઃખની સામે લડતાં કદી કંટાળે તેમ નહોતા, અને તેથીજ તે તિક્ષ્ણ દૃષ્ટિથી સાવચેતીના પગલાં ભરી લક્ષ્યસ્થાન તરફ જવા લાગ્યાં પુત્રો જ્યારે અલીગઢમાં ભણતા ત્યારે તેમની તેમણે જે વ્યવસ્થા રાખી હતી તેવી વ્યવસ્થા રાખવાનું કોઇપણ સ્ત્રીથી ભાગ્યેજ બને. પુત્રો જ્યારે ભણતા ત્યારે તે વારંવાર અલીગઢ જતાં અને અધ્યાપકોને મળી પોતાના પુત્રોની કેળવણી બાબત ચર્ચા કરતાં. જ્યારે અલી બિરાદરો રાજદ્રોહના કહેવાતા ગુના સબબ નજરકેદ થયા ત્યારે આ વૃદ્ધ સ્ત્રી પોતાના વીરપુત્રો સાથે રહી તેમના દુઃખમાં ભાગ લઇ તેમને દુઃખ સહન કરવાનું બળ આપતાં હતાં.

અલી બિરાદરોના નામથી આજ સમગ્ર ભારત મગરૂર છે. સાહસ, સહનશીલતા અને કાર્યકુશળતાની પ્રતિમૂર્તિરૂપી આ ભાઈ ઓને ખોળામા ઉછેરી ભારતભૂમી આજે ધન્ય થઈ છે

**ઈંગ્લાંડમાં અભ્યાસ—**

અલીગઢમા ભણતી વેળા મૌલાના મહમ્મદઅલીની પ્રતિભા પૂર્ણ રૂપે વિકાસ પામી. તેઓની માનસિક શક્તિ અને બુદ્ધિ જોઈ બધા નવાઈ પામ્યા. એ સમયે મૌલાના મહમ્મદઅલી શોધખોળથી ભરપુર નિબંધો લખતા. રામપુરના કારભારી નવાબ મહમ્મદ મુસ-ફ્ખા એ પરથી એટલાતો મુગ્ધ થઇ ગયાં કે તેમણે તેને સિવિલ સર્વિસની પરીક્ષા અપાવવા ઈંગ્લાંડ મોકલવાનો ઠરાવ કર્યો. તરતજ મૌલાના મહમ્મદઅલીને ઇંગ્લાંડ મોકલવામા આવ્યા, તેઓ ઓક્સ ફર્ડમાં રહી અભ્યાસ કરવા લાગ્યા. ઇતિહાસના વિષયમા મૌલાના મહમ્મદઅલી ઉચે નંબરે પાસ થયા. આ સ્થળે રહી મૌલાના મહમ્મદઅલીનો અનુભવ વધ્યો, તેમનું મન ઉન્નત બન્યું અને ચરિત્રનો વિકાસ થયો. પરંતુ પ્રાવેશિક પરીક્ષામા તેઓ ઉચે નંબરે પાસ ન થઇ શકવાથી સિવિલ સર્વિસની પરીક્ષામાં પણ સફળ થઇ શક્યા નહિ. ઈ. સ. ૧૯૦૨માં તેઓ ઇંગ્લાડથી પાછા ફર્યા,

**નોકરીનું જીવન**

ઇંગ્લાડથી આવ્યાબાદ મૌલાના મહમ્મદઅલી અલ્લાહાબાદ હાઈ કોર્ટની કાયદાની પરીક્ષા આપવા તૈયાર થયા, પરંતુ થોડા નંબરો માટે તેઓ તેમાં સફળતા મેળવી શક્યા નહિ. ત્યારબાદ તેઓએ વડોદરા રાજ્યના ન્યાયવિભાગની નોકરી સ્વીકારી અને ત્યાં બહુજ પ્રશંસા મેળવી થોડાજ સમયમાં તેઓ ત્યાં વડોદરાના ગાય-કવાડ સરકારને પ્રિય થઇ પડયા.

મૌલાના મહમ્મદઅલ્લીએ વડોદરાના રાજ્યમાં અનેક સુધારા કરાવ્યાં તેમાં જમીન વેચતાં ને ખરીદતા જે જુલમ થતો તે અટકાવવાનું કાર્ય મુખ્ય છે. વડોદરા રાજ્યના નવસારી પ્રાતમાં ત્યાંના અણઘડ વતનીઓને જમીન મેળવવી હોયતો પુષ્કળ પૈસો ખરચવો પડતો, તે એટલે સુધી કે જમીન લેવામાજ તેઓની બધી મિલ્કત ઉડી જતી, મૌલાના મહમ્મદઅલ્લીનુ હૃદય આ બનાવોથી દ્રવવા લાગ્યુ, તેમણે આ અનિષ્ટ રિવાજ બંધ પાડવા માટે એક રિપોર્ટ ઘડી કાઢયો ત્યાંના પારસીઓને જમીનના ખરીદ વેચાણથી સારો તડાકો પડતો. મૌલાના મહમ્મદઅલ્લીએ ઘડેલા રિપોર્ટમા જે વિચારો દર્શાવ્યા હતા, તેથી તેઓને નુકસાન થતું હતું, તેથી તેઓએ એ રિપોર્ટ સામે પુષ્કળ વાંધા રજુ કર્યાં, પણ એમનું કશુ ચાલ્યું નહિ. ધનવાનો ના કોળીઆમાંથી ગરીબ પ્રજા અલ્લી સાહેબના પ્રયત્નોથી કાયમને માટે છુટી!

બે વરસની રજા લઇ મૌલાના મહમ્મદઅલ્લીએ કલકત્તામાં આવી કૉમરેડ નામનું સાપ્તાહિક પત્ર પ્રગટ કર્યું તે સમયથી મૌલાના મહમદઅલ્લીનું હૃદય સ્વદેશ અને સમાજનું કાર્ય કરવા માટે વ્યાકુળ થઈ રહ્યુ હતું, એથી તેમણે પોતાની સુખી નોકરી તજી દીધી વડોદરા સરકારે રાજીનામું બહુજ દીલગીરી સાથે સ્વીકાર્યું

સાહિત્ય-ચર્ચા—

વડોદરામાં નોકરી કરતી વેળા મૌલાના મહમ્મદઅલ્લીએ 'ટાઇમ્સ ઑફ ઈંડિઆ' નામના દૈનિક વર્તમાન પત્રમા કેટલાક અમૂલ્ય નિબંધો લખ્યા હતા. તે નિબંધો આ અરસામા પુસ્તકાકારે પ્રકટ થયા, એ નિબંધો એકજ રાતમાં લખાયા હતા એ નિબંધો એવા તો

વર્ત્તમાન પત્રનો ધંધો—

વડોદરામાં નોકરી કરતી વેળાંએજ મૌલાના મહમ્મદ અલ્લી સાહેબના મનમાં એકાદ સારૂં વર્ત્તમાનપત્ર પ્રકટ કરવાનો વિચાર આવ્યો હતો, એ વિચાર પાર પાડવા તેઓએ બે વરસની રજા લઇ કલકત્તા આવી વર્ત્તમાન પત્ર પ્રકટ કર્યું. ૧૯૧૧ ની ૧૪ મી જાનેવારીએ કોમરેડ નો પહેલો અંક પ્રકટ થયો. સ્વદેશ અને સમાજને માટે તેઓનું હૃદય એટલું તો હચમચી રહ્યું હતું કે સંસારનાં બધાં બધનો તોડી તેમણે એ કાર્ય હાથમા લીધું હતું પ્રભુએ આપેલી અપરિસીમ બુદ્ધિ લેખણુના અગ્રભાગથી વહેવા લાગી. તેમને વર્ત્તમાનકાર તરીકેનો લગારે અનુભવ નહોતો, નવા નિશાળીઆની પઠે આ કામ તેમણે પ્રથમજ હાથમાં લીધું હતું.

કોઇ મિત્રે તેને પૂછ્યું હતું કે "ભાઇ, તમે આ કામ શા માટે હાથમાં લીધું ?"

તેમણે ગંભીરપણે જવાબ આપ્યો, "મારી કોમ અને મારો સ્વદેશ મારી પાસે આ કાર્ય માગે છે; તે માટેજ મેં આ કાર્ય માથે લીધું છે."

એ પત્રનો ઉદ્દેશ મુસલમાન કોમમાં કેળવણીઓ પ્રચાર કરવાનો હતો. મૌલાના મહમ્મદઅલ્લી બહુજ દક્ષતાપૂર્વક એ પત્ર ચલાવતા હતા, પરંતુ દુર્ભાગ્યે એ પત્રની આવરદા ટુંકી નીવડી. આ કાર્યમાં રાજા ગુલાબ હુસેન બી. એ. નામનો એક મિત્ર તેમને મદદ કરતો હતો.

મૌલાના મહમ્મદઅલ્લીની પોતાની ભાષામાં એ પત્રનો ઉદ્દેશ નીચે પ્રમાણે હતોઃ—

" અમે કોઇ પણ પક્ષ અથવા સંપ્રદાયના નથી; અમે બધાના

મિત્ર છીએ. આપણામાં જાતિ અને ધર્મના દ્વેષ ઉત્પન્ન કરે તેવા વાદવિવાદો દિનપ્રતિદિન વધતા જાય છે, એ અમે અત્યંત ભય સાથે જોઇ રહ્યા છીએ. અમે અંતઃકરણપૂર્વક એજ માગીએ છીએ કે પરસ્પર કજીઆ કંકાસમાં મચેલા અમારા આ સંપ્રદાયોની ભેદબુદ્ધિ દૂર થઇ જાય અને તેઓની વચ્ચે પ્રીતિનું બંધન થાય.[૧] ”

હિંદપર રાજ્ય કરતી સરકાર અને પ્રજા વચ્ચે કેવો સંબંધ હોવો જોઇએ, તે સંબંધમાં તેઓએ લખ્યું છે કેઃ—

“ એ બન્ને વચ્ચે ભેદભાવની રેખા છે, તે તદ્દન ભૂસી નાખો, એવી રીતે કે કવિની ભાષામાં બોલતાં એમ બોલાય કે હું, તું રૂપ બન્યો છું. તું હું રૂપ બનેલ છે, હું પ્રાણરૂપ છુ તો તુ શરીર રૂપ છે[૨].

આ વચનો લખતાં તેમણે લખ્યું છે કેઃ—જ્યારે આ ભેદભાવ દૂર થશે; જ્યારે જુદાઈની રેખા જતી રહેશે, ત્યારે આવી રીતે વાદવિવાદ અને દ્વેષપૂર્ણ સમાલોચનાને અવકાશજ નહિ રહે. સરકાર જેટલી જવાબદારી સમજશે, તેથી વધુ જવાબદારી પ્રજા તેનાં કાર્યો-

---

૧ We are partisans of none, Comrades of all. We deeply feel the many dangers of increasing controversy between races and races, creeds and creeds, and earnestly desire a better understanding between the contending elements of the body politic of India. "

૨ " I became thou, Thou became I, I became life and thou became body ".

પર ટીકા કરતાં સમજશે જવાબદારીની સમજ સાથે બુદ્ધિ પણ ગંભીર થશે, અને સમાલોચના પણ બંધ પડશે[1]

હિંદવાસીઓના કોમ કોમ વચ્ચેનાં વેર દૂર કરવા માટે મૌલાના મહમ્મદઅલી હંમેશાં સાવચેત રહ્યા છે. પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જે જુદાઈ છે, તે પણ એકતા થાય તેવી છે, એવો તેમનો મત છે. અંગ્રેજી કવિ કિપ્લિંગ ધારે છે કે એ 'સંમિલન' કદી પણ થવાનું નથી,[2] પરંતુ જે બધી જુદાઈ અને સંયોગનો વિધાતા છે, જેના ચળકારાથી આખું સૌર જગત, કરોડો અહર્નક્ષત્રોમાં સમાનતા રહેલી છે, જે અસંખ્ય બ્રહ્માંડોનાં કેન્દ્રરૂપ છે, તેની શક્તિમાં અને ઉપાસિતમાં જેને વિશ્વાસ હોય તે રૂડિયાર્ડ કિપ્લિંગનાં વચનોને કદી પણ અનુમોદન આપી શકશે નહિં. મૌલાના મહમ્મદઅલીનો મત એવો છે કે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે જુદાઈ છે એ ખરી વાત, પરંતુ એ પરથી એવું ધારી લેવાનું નથી કે એના બે છેડા કદી પણ મળવાનાજ નથી. એક બાજુએથી અહંકાર અને અવિશ્વાસ ખસેડી નાખો, અને બીજી તરફથી સંદેહ અને વહેમ જતા કરો કે તરત તાજવાના

---

૧ When this obliteration is accomplished the present dangers of criticism well cease to be. The oposition will then be as responsible as the Government, and responsibility all the woild over goes hand in hand with sobriety of judgment and temperate expression."

૨ Oh, "East is East" and west is west & never the twins shall meet!"

બે પલ્લાં સમાન થઇ રહેશે ગમે તેમ હોય તોપણુ જાતિઓ વચ્ચે એવો કશો ભેદ હોઇ શકેજ નહિ કે જે મનુષ્ય દૂર ન કરી શકે.

'કૉમરેડ' હિંદુ મુસલમાન ઐક્યનું પક્ષપાતી હતું. જેથી હિંદુ અને મુસલમાન એકત્ર થઇ. પોતાની જન્મભૂમિની ઉન્નતિ માટે એકત્ર ચેષ્ટા કરવામાંડે એવા ઉપાયો બતાવવા એજ કૉમરેડનો મુખ્ય ઉદ્દેશ હતો. મહમ્મદ અલ્લી સાહેબે એક વખતે 'કૉમરડ' માં લખ્યું હતું કે " અમને દૃઢ વિશ્વાસ છે કે જો હિંદુ અગર મુસલમાન બંને જાતિમાંની કોઇ પણુ એક જાતિ એક બીજાની મદદ વગર અથવા એક બીજાની હરિફાઈ કરી સ્વદેશની ઉન્નતિ કરવાનો પ્રયત્ન કરે, તો તે કદી પણુ સફળ થશે નહિ એટલુંજ નહિ પણુ તેને તેમ કરવામાં એવી તો હાર મળશે કે તે જગતમાં પોતાનું મોં પણુ બતાવી શકશે નહિ આમ હોવાથી એ,બને જાતિઓએ બહુ સાવચેતીથી કાર્ય કરવાનું છે. વર્તમાન ભારતની દુર્ગતિની અવસ્થાની જોડ જગતના જૂના કે નવા ઇતિહાસમાં કદી પણુ.મળે તેમ નથી. લોકો કહે છે કે ઐતિહાસિક ઘટનાની પુનરાવૃત્તિ થાય છે. પરંતુ ભારતની અવસ્થા જોઇ અમને લાગે છે કે તેમ કદી થતું નથી. પરંતુ યુરોપના વિચક્ષણુ રાજનીતિજ્ઞો અને વિશ્વપ્રેમીઓ જો એમ ધારતા હોય કે જાતિગત ઈર્ષ્યા અથવા બીજાની ચડતી જોઇ ન શકવાની વૃત્તિ અને સ્વાર્થીપણું છતાં યુરોપમાંથી લડાઇનુ કાસળ નીકળી શકે તો ભારતવર્ષમાં જે જુદી જુદી જાતિઓનો વિરોધ માલુમ પડે છે, તે જરૂર અદૃશ્ય થવોજ જોઇએ.

પાંચ કરોડ જાપાનીઓમાં જેવો સ્વદેશપ્રેમ આપણે તરતમાં ન

ઉત્પન્ન કરી શકીએ પરંતુ કેનેડામાં જુદી જુદી જાતિઓમાં જે સમન્વય છે. જે મિત્રતા છે. તેવો સમન્વય, તેવી મિત્રતા આપણામાં અંત સહજે ઉત્પન્ન થઇ શકે. આપણો સંપ નિઃસ્વાર્થ પ્રીતિનાં પરિણામ રૂપ ન હોઇ શકે, પરંતુ આપણે પરસ્પર સ્વાર્થ સાધવા માટે સાથે ઉભા રહી શકીએ, એ બાબતમાં કશો. શક નથી એક પક્ષની બે પાંખોની માફક આપણે હિંદુ અને મુસલમાનો એકી સાથે આકાશમાં ઉડી શકીએ. જો આકાશમા ઉડતાં પક્ષીની એક પાંખ કપાઇ જાય, તો તે પક્ષી પોતાની ઉડવાની પ્રવૃત્તિ ખેડી શકતું નથી. તેમ હિંદુ વિના મુસલમાનો, અને મુસલમાનો વિના હિંદુઓ કદી પણ ઉન્નતિને માર્ગે આગળ વધી શકશે નહિ. માટે આપણે બન્ને જાતિએ બંનેના સ્થાયી સ્વાર્થ તરફ નજર રાખી એકી સાથે કામ શરૂ કરવું જોઇએ. પરતુ આ એકતા અને એકસંપનું કાર્ય સહેલું નથી માટેજ તે ભારતવાસીને કરવાનું છે; ને કાર્ય ફક્ત સ્વાર્થત્યાગ અને પુર્ષ્કળ મહેનતદ્વારા બની શકે તેમ છે. મૌલાના મહમ્મદ અલ્લીનું હૃદય હિંદુ મુસલમાનનાં ઐકય માટે વ્યાકૂળ થઈ રહ્યું હતું. તેમણે એ એકતા તરફ લક્ષ્ય રાખી લખ્યું હતું કે—" આ એકતા એક દિવસ થશેજ, ભેદ જતો રહેશે.' બંને જાતિ એક બીજી સાથે પ્રીતિનાં દૃઢ બંધનથી બંધાશે. પરતુ તે આપણે જોઇ શકશું નહિ એ દિવસ ક્યારે આવશે તે કોણ કહી શકે? કદાચ આપણને તેદ આમ તરફડી તરફડીને મરવું પડશે, તોપણ એ એકતા થશે, ઘણાં વર્ષો બાદ, ઘણી કસોટી બાદ, ઘણી વાટ જોવરાવી, બહુ નિરાશા અતાવી, ઘણો સ્વાર્થ ત્યાગ બાદ."

મૌલાના મહમ્મદઅલ્લીનાં હૃદયમાં ભરતખંડની એકતાનો ભાવ

અતિ ઉંડાણમાં રોપાયો હતો. ઇ સ. ૧૯૧૬ માં લકનૌમાં રાષ્ટ્રીય મહાસભા ભરાઇ, તે વખતે મોસ્લેમ લીગ અને રાષ્ટ્રીય મહાસભા વચ્ચે જે મિત્રતા બંધાઇ, તે પહેલાં ઘણાં વર્ષો થયાં મૌલાના મહમ્મદઅલ્લીના હૃદયમાં એ એક્તાનાં તાન વાગી રહ્યાં હતાં.

કૉમરેડ કલકત્તાથી પ્રકટ થતું હતું પ્રથમ તો તે પત્ર ઉંચી પદવીના અમલદારોને પ્રિય થઇ પડયું હતું, તેઓએ તે પત્રનાં ઘણાં વખાણ કર્યાં હતાં. બધા તે પત્રના ગ્રાહક થયા હતા. પરંતુ જ્યારે એ પત્રમાં મુસલમાન જાતિની રાજનૈતિક ચર્ચા શરૂ થઇ અને સ્વરાજ્યનાં સમર્થન કરતાં લખાણો લખાવા લાગ્યાં, ત્યારે એ અમલદારો ધીમે ધીમે કૉમરેડ પર ગુસ્સે થવા લાગ્યા, તેઓની કૃપા કૉમરેડે ગુમાવી. તો પણ મૌલાના મહમ્મદઅલીએ ત્યારે પણ સરકારનો પક્ષ છોડયો નહોતો. તે અતિશય ઉત્સાહપૂર્વક પત્ર ચલાવવા લાગ્યા. હિંદુઓને મળતા સરકારી ઓદ્ધા ઓછા કરી મુસલમાનોને તે ઓદ્ધાઓ આપી મુસલમાનોને ઉત્તેજન આપવા સંબંધી લખાણો થવા લાગ્યાં. આમ કરવામાં મહમ્મદઅલ્લીનો એ ઉદ્દેશ હતો કે મુસલમાનોને ઉત્તેજન આપતાં હિંદુઓ પોતાની ઇચ્છા સંકોચશે અને એ સાથે તેઓ એ પણ શીખશે કે મુસલમાનો સાથે હરીફાઇ કરીને નહિ, પણ સહકાર કરીનેજ ભારતનું ભલું કરી શકાશે.

ઇ. સ. ૧૯૧૨ માં દિલ્હી પાટનગર બન્યું, મહમ્મદઅલી પણ પોતાનું પત્ર દિલ્હીથી પ્રગટ કરવા લાગ્યા. દિલ્હીમાંનાં કાવતરાંને લીધે ત્યાં તેઓ લાંબો વખત કાર્ય કરી શકયા નહિ તોપણ તેમણે થોડી મુદતમાં એ નિદ્રિત પુરીની ઉંઘ ઉડાડી ત્યાંના જાતીય જીવનમાં શક્તિ સંચાર કરી દીધો.

મોસ્લેમ લીગ—

મહમ્મદઅલીને મોસ્લેમ લીગના પિતા કહીએ તો તેમાં કશું ખોટું નથી. કારણ કે તે લીગ સ્થપાઇ ત્યારથી તેઓ તેની સાથે ગાઢ સંબંધ રાખતા આવ્યા છે. ઇ. સ. ૧૯૦૬ માં લીગની સ્થાપના થઈ. તે સમયે મુસલમાનો રાજનૈતિક ચળવળ સખત ભયંકર અશાંતિ ભોગવતા હતા. તે સમયે લીગ મુસલમાનોમાં રાજભક્તિ ફેલાવવા ઇચ્છતી હતી કે જેથી મુસલમાનોને રાજદરબારમાં ઉંચા હોદ્દા મળે. આમ કરવામાં લીગની બધી શક્તિ યોજાઇ હતી. લોર્ડ મિન્ટો ના વખતથી મુસલમાનો બહુ ઉતાવળે ઉન્નતિ તરફ કુચ કરી રહ્યા હતા.

મોસ્લેમ લીગનો ઉદ્દેશ ચાલુ જમાનામાં અમુક લોકોને ભલે તેટલો ખરાબ લાગતો હોય, પણ એટલું તો નક્કી છે કે તે સમયે લીગનો ઉદ્દેશ એજ હતો. પરંતુ ક્ષુદ્ર સ્વાર્થમાંથી લીગ એકદમ સ્વરાજ્યના આદર્શ તરફ કુદી પડી તેનું કારણ શોધવા જતાં જણાશે કે મહમ્મદઅલીજ એ અવસ્થા પરિવર્તનનું કારણ રૂપ હતા.

ઈ. સ. ૧૯૧૨ માં લીગની ખાસ બેઠકમાં સ્વરાજ્યનો આદર્શ ગ્રહણ કરવામાં આવ્યો. આંતર્જાતીય કોઇ પણ જાતનો દ્વેષ અથવા ઇર્ષ્યાથી આમ બન્યું નહોતું. તુર્કી અને ઇટાલી વચ્ચે મચેલું યુદ્ધ પણ આ ઉદ્દેશ નક્કી કરવામાં સહાયભૂત થયું નહોતું. પરંતુ મનુષ્યના આત્માની કુદરતી પ્રેરણાથીજ આ કાર્ય બન્યું હતું અલીગઢ મુસલમાન જાતિની કેળવણીનું ક્ષેત્ર હતું, અને મહમ્મદઅલી એ ક્ષેત્રનું ઉત્કૃષ્ટ ફળ રૂપ હતા. મહમદઅલીસાહેબે મુસલમાનો આગળ બેધડક રીતે કહ્યું કે 'સ્વરાજ્ય' સિવાય આપણા દુઃખનો પાર આવે તેમ

નથી, અને એ સ્વરાજ્ય મેળવવા માટે હિંદુઓની દઢ મિત્રતા મેળવ્યા સિવાય છૂટકો નથી. આ ઉદ્દેશ કેળવાયલા મુસલમાનોએ આનંદપૂર્વક સ્વીકાર્યો. અને ઇ. સ. ૧૯૧૨ માં સર ઇબ્રાહીમ રહિમતુલ્લાએ લીગનું પ્રમુખસ્થાન લીધું. આ ઉદ્દેશ કેળવાયલા મુસલમાનોમાં એટલો ઝડપથી પ્રસર્યો કે પંજાબના વિરુદ્ધ મતવાદી નેતા ઑનરેબલ મિયાં મહમ્મદ સફિ બાર-એટ-લૉ, ખાન બહાદુર સિ. આઇ, ઇ, ઇ. સ. ૧૯૧૩ ના માર્ચ માસમાં લીગના પ્રમુખ તરીકે ચુંટાયા, અને સ્વરાજ્ય એ મુસલમાનોની રાજનૈતિક ચળવળનો મુખ્ય ઉદ્દેશ છે, એવું તેમણે જાહેર કર્યું.

ત્યારબાદ થોડા સમયમાં અલીબિરાદરો બંદીવાન થયા અને તે સાથે લીગનો આત્મા પણ બંદીવાન બન્યો. અલીબિરાદરો સાથે સ્વરાજ્યનો ઉદ્દેશ પણ અદ્રશ્ય થઈ ગયો; લીગે મુસલમાન બંદીવાનોના છુટકારા માટે એક વચન પણ ઉચાર્યું નહિ.

## મોસ્લેમ યુનિવર્સિટી અથવા મુસલમાન વિશ્વવિદ્યાલય—

ચાલીશ વર્ષ પૂર્વે અર્લ ઑફ લિટને અલીગઢની મુસલમાન કૉલેજનું ખાત મુહૂર્ત કર્યું હતું. તે સમયે તેણે કહ્યું હતું કે "મોસ્લેમ યુનિવર્સિટીનું બીજ પણ અહીં વવાયું છે." આ બીજમાંથી ફણગો ફૂટતાં લાંબો સમય પસાર થયો છે. છેલ્લાં દશ વર્ષ થયાં મુસલમાન વિશ્વવિદ્યાલય માટે ચળવળ ચાલે છે.

મહમ્મદઅલી આ વિશ્વવિદ્યાલય સ્થાપવાને તનતોડ પ્રયત્ન કરવા લાગ્યા, તે માટે પૈસા એકઠા કરવા ચોતરફ ભટકવા લાગ્યા. તેમને બંદી કરવામાં આવ્યા ત્યાં સુધી તેઓએ એ કામ કર્યા કર્યું. તેમની એવી ઇચ્છા હતી કે યુનિવર્સિટી સરકારની મંજુરી લઇ

સ્થાપવી. પરંતુ બંદીવાન બન્યા પછી એ કાર્ય અટકી પડ્યું. તે પછી તેમની ગેરહાજરીમાં બીજા મુસલમાનોએ સરકારની સરતો મુજબ યુનિવર્સિટી સ્થાપવાનું નકી કર્યું. આ બાબતમાં મહમ્મદ અલીનો મત લેવામાં આવ્યો નહિ.

હમદર્દ અને તેનો ઉદ્દેશ—

વર્તમાનપત્ર એ લોકોને કેળવવાનું મુખ્ય સાધન છે, એ વાત મહમ્મદઅલી બહુ સારી રીતે જાણતા હતા, કોમરેડ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતું હોવાથી સાધારણ પ્રજા તે વાંચી શકતી નહિ. તે માટે તેમણે ઇ. સ. ૧૯૧૩ માં હમદર્દ નામનું એક દૈનિક ઉર્દૂ છાપ માં પ્રગટ કર્યું. એ વર્તમાનપત્રની છૂટક નકલ બે પૈસે વેચાતી. થોડા સમયમાં એની ૯૦૦૦ કોપી નીકળવા લાગી. કોઇ પણ ઉર્દૂ દૈનિક પત્રની આટલી બધી નકલો નીકળી નથી. આજકાલ ચાર પાંચ ઉર્દૂ વર્તમાનપત્રોની જેટલી નકલો નીકળતી હશે, તેનો સરવાળો કરીએ, તોપણ એટલી સંખ્યા ન થાય. મહમ્મદઅલી કેટલા લોકપ્રિય છે, તે આ વાતપરથી સ્પષ્ટ સમજાશે. મહમ્મદઅલી કેદ પકડાયા પછી એ પત્ર બંધ પડ્યું, તે સાથેજ મુસલમાનોની કેળવણીનું મુખ્ય સાધન પણ ગયું.

મહમ્મદઅલી હમદર્દમાં બહુજ થોડું લખતા પરંતુ તેઓ તે પત્રના સહકારી સંપાદકો સાથે બધી બાબતની ચર્ચા કરતા. સહકારીઓ સ્વતંત્ર રીતે પોત પોતાના મત જણાવતા અને મહમ્મદ અલી પણ એ બધું સાંભળતા; વાસ્તવિક રીતે સહકારીઓ સાથે તેમનો સંબંધ શેઠ અને નોકર જેવો નહોતો પરંતુ એકજ કુટુંબના ભાઇઓની માફક તેઓ રહેતા અને વર્તતા. આ બંધુભાવ એજ

હુમર્દનું વિશેષત્વ હતુ, અને તે માટે એ પત્રે અતિશય પ્રખ્યાત થયુ હતુ, સરકારની કૃપાદૃષ્ટિથી (!) હુમદર્દ ભસ્મીભૂત થયુ, પરંતુ તેની રાખમાંથી ચાર સ્વતંત્ર દૈનિક પત્રો પ્રગટ થયા. મહમ્મદ અલીના સહકારીઓ હુમદર્દની ભસ્મ શરીરપર ચોળી સ્વતંત્ર રીતે કામ ચલાવવા લાગ્યા.

## કાનપુરની મસ્જિદ માટે કજીઓ—

મહમ્મદઅલીનો સ્વભાવ એવો છે કે તેઓ સમજતા ન હોય, તેવી બાબતમા કદીપણ માથુ મારતા નથી કાનપુરની મછીબજાર માની મસ્જિદના બનાવમા અલીબિરાદરોએ માથુ માર્યું હતુ. દિલગીરીની વાત એટલીજ કે આ બનાવને સત્તાવાળાઓએ હુલ્લડ તરીકે જાહેર કર્યો હતો. ઈ. સ. ૧૯૧૩ ના ઓગસ્ટની ૩ જી તારીખે બનેલો બનાવ સભારવાની અમને મરજી થતી નથી પરંતુ મહમ્મદ અલીનું ટુંક જીવનવૃત્તાન્ત લખતા એ રૂવાડા ઉભાં કરે એવા બનાવનો ઉલ્લેખ કર્યા સિવાય છૂટકો નથી.

કાનપુરની મછીબજારમા થઈ એક રસ્તો કાઢવાની જરૂર પડી એ રસ્તામા મસ્જિદનો થોડો ભાગ આવી જતો હતો. મસ્જિદના કોઈ કોઈ આગેવાનોએ કલેક્ટર સાહેબને રાજી રાખવા માટે મસ્જિદનો એ ભાગ જતો કરવાની મરજી બતાવી હતી સ્થાનિક મૌલવીઓનો એ બાબતમા કશો મત લેવામા આવ્યો નહોતો. જ્યારે સાધારણ પ્રજાએ જાણ્યુ કે મસ્જિદ તોડી રસ્તો કરવામા આવશે, ત્યારે તેઓએ એ ઠરાવ વિરુદ્ધ ભારે વિરોધ બતાવ્યો. કેળવાયલા મુસલમાનો સત્તાવાળાઓને આ કાર્ય ન કરવાની સલાહ આપવા લાગ્યા. પરંતુ સત્તાવાળાઓએ તે વાત સાંભળી નહિ. આટલી બધી

વિરુદ્ધતા છતાં મસ્જિદનો રસ્તામાં આવતો ભાગ પોલિસની મદદથી તોડી પાડવામાં આવ્યો.

ધર્મસ્થાનને આમ તોડી પાડવામાં આવેલું જોઇ મુસલમાનો બહુજ ગુસ્સે થયા. ધર્મનું આવું અપમાન તેઓનાથી સહન ન થયું. હિંદના બધા મુસલમાનો એકત્ર થઈ આ કાર્ય સામે વિરુદ્ધતા દર્શાવવા લાગ્યા. હિંદુઓનાં વર્તમાન પત્રો પણ સત્તાવાળાઓનાં આ કાર્યને વખોડવા લાગ્યાં. મુસલમાનોનાં દુઃખથી હિંદુઓ બહુજ દુઃખી થયા. સમદુઃખી બંને કોમ એકત્ર થઇ. અનિષ્ટમાંથી આ રીતે હિંદુ મુસલમાનનાં જોડાણ રૂપ ઇષ્ટ કાર્ય થયું. હજારો ભાષણોથી જે કાર્ય ન થાય તે કાર્ય આ બનાવથી બન્યું.

આ બનાવ બન્યાબાદ એક માસે કાનપુરના મુસલમાનો ઇદગાહમાં એકઠા થઈ મસલત કરવા લાગ્યા. સભા બરખાસ્ત થયા પછી સેંકડો બાળકો, વૃદ્ધો, યુવકો વગેરે પેસી તોડી પાડેલી મસ્જિદ આગળ જઇ એ તોડી પાડેલા ભાગની ઈંટો લઇ ગોઠવવા લાગ્યા.

આ દેખાવ જોઇ સત્તાવાળાઓને બીક લાગી અને તેઓએ એ ઉશ્કેરાએલાં ટોળાંને વિખેરી નાખવા માટે પોલિસો મોકલ્યા. નિઃશસ્ત્ર પ્રજા સાથે સશસ્ત્ર પોલિસોનો ઝઘડો શરૂ થયો. પોલિસ પ્રબળ પરાક્રમ (!) બતાવી એ હથિયાર વગરની પ્રજાપર ગોળાઓ વરસાવવા લાગી, સંગીનોવડે માણસોપર માર પડવા લાગ્યો. એક ક્ષણમાં બધું શાંત થઇ ગયું. ઘણા મરાયા, ઘણા ઘવાયા ભયંકર અવ્યવસ્થા મચી રહી. દંગો કરનારાનાં ટોળાં પકડવા લાગ્યાં. ગવર્નરે જ્યાં સુધી મિ. મજ્હરલ હક ન આવ્યા ત્યાં સુધી આ પકડાપકડી ચાલી. વકીલ બૅરિસ્ટરોનાં ટોળે ટોળાં દંગો કરનારાઓની વકિલાત કરવા

કાનપુરમાં આવવા લાગ્યાં. બાળકો, યુવકો અને વૃદ્ધોને બેડીઓ પહેરાવી કેદમાં પૂરવામાં આવ્યા હતા. તેઓમાં કાનપુરની મદ્રાસા-ઇ-ઇંલાહિયતના મૌલવી આઝાદ સુભાની પણ હતા.

આ ભયંકર અશાન્તિના સમયમાં મહમ્મદઅલી ક્યાં હતા? તે શું ચુપ બેઠા હતા?

મસ્જિદનો ભાગ તોડી પાડવામાં આવ્યો નહોતો, ત્યાં સુધી મહમ્મદઅલીએ કાનપુરની આ ઘટનાની વાત પોતાના મિત્રોના કહેવા છતાં પોતાના પત્રોમાં પ્રકટ કરી નહોતી તેમણે વિચાર્યું હતું કે સર જેમ્સ મેસ્ટન જરૂર આ બાબતમાં વચ્ચે પડશે. પરંતુ જ્યારે જણાયું કે વાત આટલે સુધી આવી છે, સર જેમ્સ મેસ્ટન પણ વચ્ચે પડયા નથી, ત્યારે મહમ્મદઅલીએ પોતાનાં પત્રોમાં કાયદાની હદમાં રહી એ બાબતની ચર્ચા કરવા માંડી. પ્રથમ તો મહમ્મદઅલીએ કોરટનો આશરો લેવાનું કહ્યું. પરંતુ જ્યારે જણાયું કે એથી કશું વળે તેમ નથી ત્યારે તેઓ સૈયદ વજીર હુસેન સાથે ઈંગ્લાંડ ગયા.

હિંદમાં અપીલ કરવાથી કંઇ ન વળ્યું; હવે વિલાયતમાં અપીલ કરવાથી કંઈ વળે છે કે નહિ, તે જાણવા માટેજ તેઓ ઈંગ્લાંડ ગયા હતા. વિલાયતના ન્યાય વિષે ભારતવાસીઓને આવો જ વિશ્વાસ ઘણો વખત થયો હતો.

મહમ્મદઅલીએ પ્રીવી કાઉન્સિલમાં ફરિયાદ કરવાનો વિચાર કર્યો હતો, અને તેથી જો કંઈ ન વળે તો વિલાયતની પ્રજા આગળ આ રૂંવાડાં ખડાં કરે તેવા જુલમની વાત ભાષણો કરી રજુ કરવાનું નક્કી કર્યું હતું, આનું પરિણામ કશું ન આવ્યું એમ તો કહી શકાય તેમ નથી. કારણ કે મસ્જિદ તોડી પાડવાની વાત વિલાયતના લોકો

જાણતા નહોતા. તેઓ તો એટલુંજ જાણતા હતા કે દંગાખોર લોકોએ સગ્મગના કાયદા તોડી હિંદમાં અશાન્તિ ફેલાવી છે. પરંતુ જ્યારે તેઓએ ખરી વાત જાણી, ત્યારે તેઓ બહુજ નવાઇ પામ્યા.

આ ચળવળને પરિણામે તે વખતના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ ૧૪ મી અક્ટોબરે કાનપુર ગયા અને મસ્જિદના તોડી પાડેલા ભાગને ફરી બંધાવી આપવાનો હુકમ કર્યો, દગાખોરોને લાંબો વખત અંધારી એરડીઓમાં સડવું પડ્યું નહિ બધાને છૂટા કરવાનો હુકમ મળ્યો. એથી મુસલમાનોમા સહેજ શાન્તિ ફેલાઇ.

વિલાયતમાં એક ભાષણ:—

ઇ. સ ૧૯૧૩ એસેક્સ હૉલમાં એક સભા ભરાઇ યુરોપના પૂર્વ ભાગમાંના ઇસ્લામી ધર્મ વિરુદ્ધ યુરોપના રાજનીતિવિશારદો જે અન્યાયી વર્તન ચલાવતા હતા, તે આ સભામાં ચર્ચાવાનું હતું.

મહમ્મદઅલીએ ભાષણ કરતાં કહ્યું કે હું મિ. વઝીર હુસેન સાથે એક મહાન ઉદ્દેશ પાર પાડવા વિલાયતમાં આવ્યો છું. આધુનિક સમયમાં ઇસ્લામી દુનિઆની સ્થિતિ કેવી નઠારી થઇ રહી છે, તે વાત હું રાજ્યના પ્રધાનોને સમજાવવા માગું છું, જોકે તે વાત સાંભળવી ન સાંભળવી એ તેમની મરજીની વાત છે.

ત્રિપોલિ અને બાલ્કન દ્વિપકલ્પમાં વસતા મુસલમાનો તરફ કેવું અન્યાયી વર્તન ચલાવવામાં આવ્યું છે ?આ વર્તનથી હિંદના મુસલમાનોમાં ભારે અસંતોષ ફેલાયો છે. તેમાં પણ જ્યારે અંગ્રેજી રાજ્યના પ્રધાનો અને બ્રિટિશ જાતિ જ્યારે એ અન્યાય તરફ આંખમિચામણાં કરે છે, ત્યારે તો હિંદના મુસલમાનોનું હૃદય ચિરાઇ જાય છે. પરદેશ ખાતાના પ્રધાન સર એડવર્ડ ગ્રે લડાઇના સમયમાં આ બાબતમા

તટસ્થ રહેવાની ખાસ જરૂર છે એમ કહી સ્વાર્થ સાધવા માટે કર્તવ્યથી વિમુખ રહ્યા છે. આ કેવી વાત ? તેઓ જો હિંદમાં જાય, કોઇ ગામમાં હરેફરે તો તેને જણાય કે મારી આ તટસ્થતા એ કેટલા મુસલમાનોના હૃદય ઉદાસીન કરી મૂક્યાં છે. આ તટસ્થતા એજ મુસલમાનોના અસંતોષનું કારણ છે, મુસલમાનોના નાનાં રાજ્યો કોઈ બળવાન રાજ્યની ઇચ્છા અને સ્વાર્થ મુજબ બચે અગર મરે એ ભારે દુઃખની વાત છે. કોઇ બળવાન શક્તિના સ્વાર્થ પર તેનાં જીવન અગર મરણ નો આધાર હોય એ કેટલી બધી શરમની વાત છે, તે બધા સમજી શકે તેમ છે. જો તેઓની હયાતી મનુષ્યજાતિનું બૂરૂં કરતી હોય તો તેઓને જગત પરથી ઉખેડી નાખવાની જરૂર છે. પરન્તુ એ તો ખરીવાત નથી. સ્વાર્થ સાધવા માટે અથવા અપમાન કરવા માટે ઇસ્લામ ધર્મ વિરુદ્ધ કેટલાક વર્ષથી ઘણી નઠારી વાત ફેલાવવામાં આવી છે. હું ઇસ્લામ ધર્મનો ફેલાવો કરવા અહી આવ્યો નથી. મારો ઉદ્દેશ તો જે વાત જૂઠી છે તેની સામે થવાનો છે. ઘણા લોકો કહે છે કે ઇસ્લામ ધર્મ ઉન્નતિને હઠાવનાર છે, મુસલમાનોમાં સ્ત્રીઓને માન અપાતું નથી, તેઓમાં બહુ વિવાહની બૂરી આદત છે તેઓ ગુલામીના રિવાજને અનુમોદન આપે છે, મુસલમાનો જોર જૂલમથી બીજાઓને પોતાના ધર્મમા વટાળે છે. આ શું ખરી વાત છે ? આ ઇંગ્લાંડમાંજ ધર્મને નામે બળવાન પક્ષ તરફથી નિર્બળ પક્ષ તરફ કેટલો જૂલમ ગુજારવામાં આવ્યો છે ? એ જૂલમ અત્યારે નથી એ વાત ખરી છે, પરંતુ હજુ સુધી એ જૂલમની વાતો કોઇ વીસરી ગયું નથી. આજે પશ્ચિમ યુરોપ, ખ્રિસ્તી યુરોપ નાનાં મુસલમાની રાજ્યોને ઉખેડી નાખવા આટલા બધા પ્રયત્નો કરે છે, એ શું ધર્મ પૂર્વક કરાતું કાર્ય છે ? વિધર્મી હોવાથીજ તુર્કી પર આટલા બધા

જૂલમો કરવામાં નથી આવતા ? યાદ રાખશો કે તુર્કી હજુસુધી મરણ પામ્યું નથી તેનાં લાખો સ્ત્રી પુરુષો હજુ પણ ભૂતકાળની બહાદુરી ભૂલ્યાં નથી. દેશને માટે, ધર્મને માટે પોતાનાં સર્વસ્વ માટે તેઓ પોતાનો જીવ આપવાની વાત હજુ તેઓ ભૂલ્યાં નથી. વિશાળ મુસલમાની સામ્રાજ્યમાંથી જુદા જુદા પ્રદેશોમાં જુદી જુદી પ્રજા વસે છે. તેઓની ભાષા, આકાર, આચાર વ્યવહાર વગેરે જુદાં છે પરંતુ એ જુદાઇ ઉપર ઉપરની છે, અંતઃકરણ ના ઉંડા પ્રદેશમાં તેઓ પરસ્પર સહાનુભૂતિ બતાવે છે. બળથી મસ્ત બનેલું ખ્રિસ્તી યુરોપ આજ પૃથ્વીને પોતાને ખેલવાનો દડો માને છે. પોતાનો સુધારો એજ મનુષ્યની ઉન્નતિની હદ છે એમ માને છે પરંતુ એ ભ્રમ છે, ભૂતકાળનો ઇતિહાસ પણ એવીજ સાક્ષી આપે છે. બળવાન રોમ, ગ્રીસ, મિસર, ચીન વગેરે દેશોની જાતિઓએ પોતપોતાના દેશમાં ચાલતા સુધારાને ઉન્નતિની સીમા માની હતી. પરંતુ તેઓનો ભ્રમ એ ભ્રમજ નીવડેલ છે. યુરોપની ખ્રિસ્તી જાતિપણ આજે એ ભ્રમમાં ફસાઈ પડી છે. એક દિવસ એવો આવશે કે તેનો એ ભ્રમ પરપોટાની પેઠે ફૂટી જશે; તેઓનો આદર્શ ચૂર્ણ થઇ તેમાંથી નવીન આદર્શની સૃષ્ટિ થશે. પૃથ્વીપર આદર્શનો ફેરફાર આ રીતે હંમેશાં થયાજ કરે છે.

મુસલમાનોના શત્રુઓ હિંદના મુસલમાનોને રાજદ્રોહી તરીકે ઓળખાવે છે. તે તદન જૂઠી વાત છે, હિંદના મુસલમાનો હંમેશાં રાજભક્ત છે. અંગ્રેજો સાથે હિંદનો સંબંધ અમર રહો, હિંદમાં હંમેશાં શાંતિ વિરાજો, એજ મુસલમાનોની અંતઃકરણપૂર્વકની ઇચ્છા છે. અંગ્રેજોની મહેનતથી હિંદના મુસલમાનો ઉન્નતિ મેળવશે, પૂર્ણ

અને પશ્ચિમનાં મિશનથી બનેનું કલ્યાણ સધાશે, એવી હિંદના મુસલમાનોને ખાત્રી છે. પરંતુ એટલુ પણ ખરૂં કે મુસલમાનો હિંદનાં હાલનાં ગવ્મેન્ટધારણને ચાહતા નથી, તેઓની સંખ્યા પણ નાની સુની નથી, હિંદમાં શહેનશાહની સાત કરોડ મુસલમાન પ્રજા વસે છે.

"ઑલ ઈંડિઆ મેડિકલ મિશન"—

આશરે નવ વર્ષ પહેલાં યુરોપમાં તુર્કી અને બાલ્કન રાજ્યો વચ્ચે યુદ્ધ જામ્યું હતું. આ યુદ્ધમાં તુર્કીને એકલે હાથે લડવાનું હતું. આ વિગ્રહમાં તુર્કીના ધર્મ અને જાતીયતાનો નાશ થવાનો પ્રસંગ આવી ઉભો. તુર્કો પોતાના દેશ માટે તનતોડ મહેનત કરવા લાગ્યા તુર્કીને આવી ભયંકર સ્થિતિમાં હિંદના મુસલમાનો શી મદદ કરી શકે તેમ છે, એ વાતનો વિચાર હિંદમાંના મુસલમાન આગેવાનો કરવા લાગ્યા.

છેવટે મહમ્મદઅલી અને ડૉક્ટર અનસારી હિંદમાંથી તુર્કીના ઘવાએલાં સૈન્યની સારવાર કરવા માટે લડાઈનાં મેદાનપર એક મેડિકલ મિશન મોકલવા તૈયાર થયા. ઇ. સ. ૧૯૧૨ ના અક્ટોબર માસમાં આ બાબતના સમાચાર કૉમરેડમાં જાહેર થયા. હિંદના મુસલમાનોએ આ ટગવને હર્ષપૂર્વક વધાવી લીધો. આ કાર્ય માટે બે લાખ રૂપીઆની જરૂર હતી. નવેમ્બર માસની આખરે બધી તૈયારી પૂરી થઇ. ડૉક્ટર અનસારી આઠ ડૉક્ટરો, અને કેટલાક કમ્પાઉન્ડરો તથા ડ્રેસરો સાથે તુર્કસ્તાન તરફ રવાના થયા. આ મિશન ઇ. સ. ૧૯૧૨ ના ડિસેમ્બરની ૧૫ મીએ મુંબાઈથી નીકળી ઈ સ. ૧૯૧૩ ના જાનેવારીની ૧ લી તારીખે તુર્કસ્તાન પહોંચ્યુ તુર્કીને આ મિશને

વણી મદદ કરી હિંદના મુસલમાનોની હમદર્દીથી તુર્કસ્થાન બહુજ ખુશી થયુ. મહમ્મદઅલીએ મિશન ઉભુ કરવાના પ્રેરક હતા અને ડૉ અનસારી એ મિશનના ચાલક હતા આ બે મુસલમાન વીરો તુર્કસ્થાનના લડાઇરૂપી વાદળાથી છવાઇ ગએલા આકાશને વિષે પ્રકાશિત નક્ષત્રરૂપે શોભવા લાગ્યા

દિલ્હીની હડતાલ—

મહમ્મદઅલી દિલ્હી આવ્યા ત્યારથી દિલ્હીના જૂના જર્જરિત થઇ ગએલા શરીરમા નવજીવનનો સચાર થયો તેઓ દિલ્હીની પ્રજાના મિત્ર હતા દિલ્હીની પ્રજા માટે મહમ્મદઅલીએ ઘણું કર્યું હતું મહમ્મદઅલી દિલ્હીની મુસલમાન કોમના હાવાદાવા, અને નિંદની હમેશા ઉપેક્ષા કરી ચાલતા હતા આ દેશમા પચવુ કામ કરવુ એ બહુજ મુશ્કેલ છે. મહમ્મદઅલીએ દિલ્હીમા આ પ્રમાદ જોયુ કે દેશ-મહ-પાત્ર અતિશય પ્રતિકૂળ છે, તોપણ તે તરફ ધ્યાન ન આપતા તેમણે કાર્યમા ઝુકાવ્યુ

એ વખતે દિલ્હીના કમાઇઓએ હડતાલ પાડી, આ હડતાલ એક માસ સુધી નડી. કમાઇઓ મ્યુનિસિપાલિટીના નાના પ્રકારના જુલમો સામે કમર કસી લડવા બહાર પડ્યા મહમ્મદઅલી લેનાયક રૂપે અને પ્રજાના મધ્યસ્થ તરીકે કામ કરવા લાગ્યા. પરિણામ એ આવ્યુ કે મ્યુનિસિપાલિટીએ પોતાના કાયદાઓમા થોડો ફેરફાર કરી કમાઇઓની શાંત પાડ્યા. મહમ્મદઅલીએ મધ્યસ્થ તરીકે આ કામ ન કર્યું હોત તો આ બનાવ ગભીર સ્વરૂપ લીધુ હોત.

આ પ્રમાણે પછી બાબતોમા મહમ્મદઅલી સુમેળના હિમાયતી

કામ કરી રહ્યા હતા. તેઓ જે કામ હાથમાં લેતા તે પૂરૂં કરવાને તનતોડ મહેનત કરતા, ગાદી તકીઆપર બેઠા બેઠા હુકમ ચલાવતા નહિ. આ બાબતમાં મહાત્મા ગાંધી સાથે મહમ્મદઅલીનો સ્વભાવ ઘણોજ મળતો આવે છે.

## હિંદુ મુસલમાન ઐક્યતા—

ઘણાખરા લોકો એમ માને છે કે મહમ્મદઅલી મુસલમાન ધર્મના ચુસ્ત નેતા છે, અને તેથી તેઓ જે કંઇ કરે છે તે મુસલમાનો માટેજ કરે છે. તેઓ મુસલમાન હોવાથી મુસલમાનો તરફ ખાસ ચાહ રાખે એ વાસ્તવિક છે, પરંતુ તે પરથી તેઓ હિંદુઓ તરફ દ્વેષ રાખે છે. એમ ધારી લેવાનું નથી. તેઓનો એવો મત છે કે હિંદવાસીઓએ પરસ્પર બાંધ છોડની નીતિ ધારણ કરી સામાન્ય હિતના સવાલોને ચર્ચવા જોઈએ, તેમ નહિ બને તો હિંદનું કદી કલ્યાણ થવાનું નથી.

વાસ્તવિક રીતે જોતાં હિંદમાં હિંદુ અને મુસલમાન એ બે જાતિ પ્રબળ છે જેમ પક્ષીને ઉડવા માટે બે પાંખોની જરૂર પડે છે. જેમ રથને ચાલવા માટે બે પૈડાંઓની જરૂર પડે છે, તેમ હિંદુ અને મુસલમાનોની ઐક્યતા વિના હિંદ કદી પણ ઉન્નતિના માર્ગમાં આગળ વધી શકે તેમ નથી. કર્મ અને જ્ઞાનનો સમન્વય કર્યા વિના જેમ મોક્ષ મળતો નથી. તેમ હિંદુ અને મુસલમાનોની એકતા વિના કદી પણ હિંદની મુક્તિ થવાની નથી.

મહમ્મદઅલી હંમેશાં એ મૈત્રી સ્થાપવાના પ્રયત્નો કરે છે. ભગવાનની કૃપાથી આજે હિંદુ અને મુસલમાનો ઐક્યતાનાં મંત્રથી જોડાયા છે અને મહમ્મદઅલીનો ઉદ્દેશ સફળ થયો છે.

રાષ્ટ્રીય કેળવણી—

મહમ્મદઅલીએ રાષ્ટ્રીય કેળવણીના સબધમા ઘણું લખ્યુ છે આજે અસહકારના પવનમા રાષ્ટ્રીય નિશાળો જે અવાજ ધુપવી રહ્યો છે, તે અવાજ મહમ્મદઅલીના લખાણોમા દસેક વર્ષ પૂર્વે પણ સભળાતો હતો સરકારે સ્થાપેલી અથવા તો પ્રસદ કરેલી શાળાઓમા કેળવણીની વ્યવસ્થા સરકારના કાર્યમાં ઉપયોગી થાય તેવી હોય જ જ્યા સરકાર અને પ્રજાના સ્વાર્થ જુદા જુદા હોય ત્યા કેળવણી સરકારના હાથમા રાખવી એ એક જાતનો આત્મઘાત છે સરકાર પોતાનો સ્વાર્થ સાધવામા હથિઆર રૂપ બને એવી રીતે દેશનીપ્રજાને કેળવી રહી છે આવી સ્થિતિમા પ્રજાએ કેળવણીનુ કાર્ય તો પોતાના હાથમા લેવુ જોઇએ જ્યા સુધી આપણે આપણાં બાળકોને કેળવવાનુ માથે નહિ લઇએ, ત્યા સુધી દેશનુ સુપ્રુપ્ત સ્વદેશાભિમાન વિધિનિષેધની જાળમાથી કદી સ્ફુરી શકે તેમ નથી

મહાત્મા ગાંધી અને મહમ્મદઅલીએ આ સ્થિતિનો બરાબર વિચાર કર્યો હતો તેમણે આ સબધમા ભારે ચળવળ શરૂ કરી. બને મહાપુરુષોના પ્રેરણાયુક્ત ભાષણો સાંભળી હજારો વિદ્યાર્થીઓ ગુલામી કેળવણીની જંજાળમાથી છૂટા થઇ મુક્ત થયા. પરતુ તેઓને દોરનારનો તોટો પડયો, જરૂર પડતી તૈયારીઓ થઇ શકી નહિ રાષ્ટ્રીય કેળવણી આપવા પુરતી ખરચી પણ ન મળી. પરિણામ એ આવ્યુ કે મુક્ત થએલ વિદ્યાર્થીઓ પાછા સરકારી નિશાળોમા ઉભરાવા લાગ્યા. મહમ્મદઅલી અને મહાત્માજીના વચનોનો પ્રજાએ આ રીતે ભગ કર્યો. આ બહુજ દુ:ખની વાત છે

મહમ્મદઅલીનું વકતૃત્વ અને લેખનકળા—

મહમ્મદઅલી એક પ્રસિદ્ધ વકતા છે. તેમના ભાષણમાં ભાષાના અસ્ખલિત પ્રવાહની સાથે યુક્તિપૂર્ણ દલીલોની પરંપરા જોવામાં આવે છે. તેમનું વ્યાખ્યાન માણસમાત્રને મુગ્ધ બનાવી દે છે તેમનાં ભાષણોમાં જોસદાર ભાષા, વિચાર દર્શાવવાની યુક્તિ, પ્રબળ દલીલો, સૂક્ષ્મ દૃષ્ટિ અને નક્કી કરેલા સિદ્ધાંતોનું અપૂર્વ મિલન થએલું હોય છે. તેમણે ઘણી સભાઓમાં હજારો માણસોની મેદની સમક્ષ ભાષણો કરેલાં છે. તેમના શબ્દો લોકોનાં હૃદયને વિહ્વળ બનાવી દે છે. તેના શબ્દો લોકોનાં હૃદયનાજ ઉદ્‌ગારો રૂપ હોય છે. શ્રોતાઓને પસંદ ન પડે તેવું વાકય મહમ્મદઅલીના મુખમાંથી કદી નીકળતું નથી. જે વિષયનું તેઓ ખંડન ન થઈ શકે તેવી દલીલો અને દૃષ્ટાંતોથી સમર્થન ન કરી શકે તે વિષયને તેઓ કદી પણ છેડતા નથી. તેમના શબ્દો મૂર્તિ ધારણ કરી શ્રોતાઓની આંખો આગળ તરવરી રહે છે, અને મહમ્મદઅલીનો મત એજ શ્રોતાઓનો મત એવી સ્થિતિ ઉત્પન્ન કરે છે. મહમ્મદઅલીમાં વકતૃત્વ શકિતની પેઠે રાજનૈતિક બુદ્ધિ પણ અસાધારણ છે.

વકતૃત્વકળા સાથે તેમની લેખનકળા પણ અલૌકિક છે. અંગ્રેજી ભાષા પરનો કાબુ અને એ ભાષા લખવાની શૈલી એ મહમ્મદઅલીનાં લખાણનાં આગળ પડતા ગુણો છે. મુસલમાનોમાં મહમ્મદઅલી જેવો લેખક અત્યારે કોઇ નથી.

મહમ્મદઅલીનું કવિત્વ—

જે મનમાં આવે તે અમુક તરેહના છંદમાં લખી જવું એ

કઈ કવિતા ન કહેવાય કવિ તેજ કહેવાય કે જેનું હૃદય અને ભાષા દેશ અને કાળની સાથે તાલે તાલે નાચે, બધાંના હૃદયના ભાવ જે એકલો અનુભવી શકે, અને બીજાને અનુભવાવી શકે તેજ કવિ કહેવાય. શરીરમાં જેમ હૃદય છે, તેમ સમાજમાં કવિ છે. હૃદય લોહી ફેલાવી શરીરને સબળ રાખે છે, તેમ કવિ પણ વિચારના પ્રવાહથી લોકોને સબળ બનાવે છે. હૃદય જ્યાં સુધી બરાબર કામ કરતું હોય, ત્યાં સુધી આપણને તેની મહત્તા સમજાતી નથી. પણ જ્યારે તેમાં મંડો પેસે છે ત્યારેજ તેની મહત્તા સમજાય છે. તે પ્રમાણે કવિઓના વિચારોથી આપણું સર્વદા હિત થયા કરે છે, પણ તે આપણે જાણી શકતા નથી. પરંતુ જ્યારે તેમના તરફથી વિચારો આવતા અટકે ત્યારે આપણને તેમની મહત્તા સમજાય છે. સુકવિ હંમેશાં ચુપચુપ- પણે પોતાનું કાર્ય કર્યે જાય છે. કુકવિનાં કવિત્વથી ગધેડાને પણ તાવ આવે છે, તેવા કવિઓનાં કાવ્યથી ઉંદર બિલાડાને આનંદ થાય છે. માણસોને તો નહિજ.

મહમ્મદઅલી એ પણ એવા એક મૂંગા કવિ છે, તેની કવિત્વ શક્તિથી જગત નવાજ પામ્યું નથી કવિ તરીકે તેમની ખ્યાતિ પણ નથી, તો પણ તેમની કવિતાઓની કિંમત તેમના મિત્રોમાં બહુ છે. તેઓ બહુજ યત્નપૂર્વક એ કવિતાઓ વાંચે છે.

તેમની કવિતાઓમાંથી થોડીક કડીઓનું ભાષાંતર નીચે આપ્યું છે, જો કે ભાષાન્તરમાં મૂળ કવિતાનું રહસ્ય ઉતરે એમ માનવું ગગનકુસુમવત્ છે પણ તેમના કવિતાઓમાંના ભાવોની કંઇક ઝાંખી એ પરથી થશે.

૧ તમે કદાચ વિચારતા હશો કે મરણ પછી મારૂં કશું રહેવાનું નથી. પરંતુ અંતર્યામીએ મારા માટે બીજી જ વ્યવસ્થા કરી લીધી છે, અને મને અનંત અમૃતમય જીવન આપ્યું છે.

૨. હવે મારા આનંદની સીમા રહી નથી મને અમૃત મળ્યાના સમાચાર મળ્યા છે અમૃતત્વ એજ આત્મસમર્પણ છે.

૩ આ મરણાધીન જગતને વિષે મહામગ્રામમાં જોડાયો હોવાથી જ એ અમૃતત્વના સમાચાર, સ્વર્ગમાંથી ખાસ મારે માટે જ ધસડાઇ આવ્યા છે.

તુર્કી અને ઇંગ્લાંડ—

આખા જગતમાં વાસ્તવિક રીતે ગણીએ તો તુર્કી એજ મુસલમાનોનું સ્વતંત્ર રાજ્ય છે; વળી એ રાજ્ય ઇસ્લામધર્મ અને ઇસ્લામનાં તીર્થોના રક્ષકરૂપે આજ સુધી હયાતી ભોગવી રહ્યું છે. મહમ્મદઅલી આ ઇતિહાસ પ્રસિદ્ધ રાજ્યને અંતઃકરણપૂર્વક ચાહે છે. તુર્કીના તાબામાં ૧૫ લાખ મુસલમાનો છે અને ઇંગ્લાંડના તાબામાં ૬ કરોડ મુસલમાનો છે. આમ ઇસ્લામ ધર્મ પાળનારા લોકો ઇંગ્લાંડના તાબામાં મોટા પ્રમાણમાં હોવાથી ઇંગ્લાંડ અને તુર્કી વચ્ચેની મૈત્રી કાયમ ટકી રહે એ જોવાને મહમ્મદઅલી સદા તલસતા રહ્યા છે યુરોપનું મહાભારત શરૂ થયા પછી તેમણે પોતાનાં પત્રમાં લખ્યુ કે જો તુર્કી પોતાનુ હિત જોઇ શકતું હોય તો તેણે આ લડાઇમા ભાગ ન લેવો એજ યોગ્ય છે. જે બ્રિટન પ્રજાનો તુર્કી પક્ષ લે છે, તે જાતિ સાથે તુર્કી કોઇ પણ જાતના આભાર તળે આવેલું નથી, ઑસ્ટ્રિઆ હંગેર તેના બોસનિઆ અને હર્ઝેગોવિનાં પ્રાંતો પચાવી પડયુ છે, અને ઇટાલીએ જ્યારે ટ્રિપોલી પર હલો કર્યો ત્યારે જર્ન-

નીએ તેને ખુલ્લી રીતે મદદ કરી હતી આવી સ્થિતિમાં તુર્કી જર્મનીના પક્ષમાં જાય એ કેટલું યોગ્ય છે તે ઉપર ઉપરથી જોનારને પણ જણાઈ આવે છે, "તુર્કીની ઇચ્છા" નામના પ્રખ્યાત નિબંધમાં મહમ્મદઅલીએ લખ્યું હતું કે જર્મનીએ તુર્કી માટે એવું કંઈ કર્યું નથી, કે જેથી તુર્કીના અથવા હિંદના મુસલમાનો જર્મની તરફથી કોઇ પણ વિપત્તિમાં કુદી પડે. યુદ્ધની શરુઆતમાં જ્યારે તુર્કીની સ્થિતિ ડામાડોળ હતી, કયા પક્ષમાં જોડાવું તે નક્કી કરવાની વાટાઘટ થતી હતી, તે વખતે મહમ્મદઅલી અને ડૉક્ટર અનસારીએ તુર્કીના સત્તાવાળાઓ પર તાર કર્યો કે "અમે આ સંકટની સ્થિતિ તરફ જોઇએ છીએ, અમારો દૃઢ વિશ્વાસ છે કે તુર્કી જો આ લડાઇમાં ભળશે તો તુર્કી શું પણ સમસ્ત મુસલમાનોનું, હિત જરાપણ સચવાશે નહિ. માટે તુર્કીએ તટસ્થ રહેવાની જરૂર છે. અમે આપને વારંવાર વિચારવાની પ્રાર્થના કરીએ છીએ; આ લડાઇમાં કોઇના પક્ષમાં જોડાતા નહિ. જો તુર્કી ઈંગ્લાંડ સામે ઉતરશે તો અમારી સ્થિતિ પણ બહુ જ શોચનીય થઇ પડશે. અમારા આ સમાચારથી સદર-ઇ-આજમ અને પાશાને જાણીતા કરશો."

મહમ્મદઅલીને સરકાર સાથે જરા પણ શત્રુતા નહોતી, તેમનું હૃદય તદન શુદ્ધ હતું. પરંતુ જ્યારે ઈંગ્લાંડ વિરુદ્ધ તુર્કી લડાઇમાં ઉતર્યું એ મતલબનો રૉઈટરનો સંદેશો મહમ્મદઅલીના હાથમાં આવી પડ્યો, ત્યારે તેમને બહુ જ દુઃખ થયું. તેઓ એ સંદેશો હાથમાં લઈ ઑફિસમાં આવી સહકારી સંપાદકો અને નોકરોને એકત્ર કરી વાંચી સંભળાવવા લાગ્યા, અને વાંચતાં વાંચતાં રડવા લાગ્યા. ગંભીર-ધ્યાન બન્યા પછી મહમ્મદઅલીના મનની અવસ્થા કેવી હતી, તે વાચકો નીચેના પત્ર પરથી જાણી શકશે.

મેન્સરે તપાસેનો-છિન્દવાડા સી. પી, ૧૯૧૬

( કોઇ અંગ્રેજ મિત્ર તરફ લખેલા કાગળનો થોડો ભાગ )

તમારો પત્ર મળ્યો-હુ બહુ મૂત્રરોગથી ઘણી પીડા ભોગવુ છું-તાર, હવે ચાલુ યુદ્ધ વિષે હુ તમને એકાદ બે વાત લખુ છુ. આમ બનશે એ મે પ્રથમથી જ ધાર્યુ હતુ. અને એમ જાણીને જ મે સરકારને વારવાર મારા પત્ર દ્વારા પ્રાર્થના કરી હતી કે જેથી તુર્કી સાથે ઇગ્લાંડને લડાઇ ન જામે એવી વ્યવસ્થા કરવી પરતુ જે અનિવાર્ય હતુ, તે બન્યુ છે. હજારો હિદી મુસલમાનો અને હિદુઓએ અગ્રેજો માટે યુરોપના રણક્ષેત્ર પર મુગે મોએ દેહ તજ્યા છે હજારો ઘરો સૂતકાર બન્યાં છે, આ ભયંકર હત્યાકાડ એ યુરોપના રાજનીતિવિશારદોની એક અમરકીર્તિ છે. આ લડાઈ ન સળગે તે માટે મેં છેવટ સુધી ઘણો પ્રયત્ન કર્યો છે એવો પ્રયત્ન કોઈ પણ અગ્રેજ કે ખ્રિસ્તી પ્રજાએ નહિ કર્યો હોય, પરતુ આ નાનાં પત્રના સમ્પાદકનો ધીમો અવાજ લડાઈના ઝણઝણાટમાં યુરોપના રાજનીતિ વિશારદોના કાન સુધી પહોચી શકયો નહિ. હુ તમારા મનના વિચારો બહુ સારી રીતે સમજી શકું છુ તમારો સ્વદેશપ્રેમ ઈંગ્લાંડની જાળ તોડી આગળ વધી શકે તેમ નથી. તમારે માટે જેઓ મરી પરવારે તે સિવાયનાને તમે તમારા શત્રુ માનો એ પણ તમારે માટે અશક્ય નથી. પરંતુ મિત્ર, અમારો સ્વદેશપ્રેમ જુદો જ છે; અમારો સ્વદેશ પ્રેમ જાતિ, દેશ અને કાળની સીમા ઓળગી સમગ્ર માનવ જાતિને આલિંગન કરે છે. આ રીતે અમારો સ્વદેશપ્રેમ અતિ વિસ્તૃત હોવાથી અમારા દેશમાં સ્વદેશાભિમાનની તીવ્રતા અને ગભીરતા ઓછી છે, તે અમે સ્વીકારી શકતા નથી. ભૌગોલિક અને

રાજનૈતિક વિભાગદ્વારા એની જરાપણ શક્તિ વધતી નથી. જે તીવ્રતા જણાય છે. તે પણ ક્ષણસ્થાયી હોય છે. તો પણ હું તમારા સ્વદેશપ્રેમનાં વખાણ કરૂં છું. અને હંમેશાં પ્રાર્થના કરૂં છું કે તમારા વિચાર તમારી પાસે રહો, અને અમારા વિચારો અમારી પાસે રહો. એજ અમારાં કુરાનનો મત છે.

આપનો મહમ્મદઅલી.

જપ્તિ અને અટકાયત—

તુર્કી લડાઇમાં જોડાયું તે પહેલાં 'લંડન ટાઇમ્સ' નામના વિલાયતનાં એક પ્રસિદ્ધ વર્તમાન પત્રમાં "તુર્કીની પસંદગી" એ નામનો એક ગલિચ ભાષાથી ભરપૂર અને અપમાનજનક લેખ પ્રકટ થયો. આ લેખમાં તુર્કીને બહુ જ બીક બતાવવામાં આવી હતી. મહમ્મદઅલી એ લેખનો જવાબ આપ્યા સિવાય રહી શક્યા નહિ ઇ. સ. ૧૯૧૪ ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખે એ પ્રત્યુત્તર પ્રકટ થયા બાદ એક માસે સરકારે મહમ્મદઅલીનું પત્ર અને પ્રેસ જપ્ત કરવાની નોટિસ કાઢી. નોટિસ મુજબ બધું જપ્ત થયું.

જામીન અને પ્રેસ જપ્ત થયાબાદ મહમ્મદઅલીને અટકાયતમાં રાખવાનું નાટક શરૂ થયું. આ બનાવ ઈ.સ. ૧૯૧૫ ના મે માસમાં બન્યો. મહમ્મદઅલી નજર કેદ થયા, એ ખબર એક ક્ષણમાં દિલ્હી અને સમસ્ત દેશમાં જાહેર થયા. પ્રજાએ આ સમાચાર બહુજ ગુસ્સાથી સાંભળ્યા. આવો બનાવ બનવાનો છે. એવું કોઇએ ધાર્યું નહોતું. કારણ કે તુર્કીએ અંગ્રેજો સામે લડાઇ જાહેર કરી હતી જ્યાં, હિંદના મુસલમાનોમાં અસંતોષ ફેલાવવા જેવું એક પણ કાર્ય મહમ્મદઅલીએ અગર હિંદના કોઇ પણ મુસલમાન બિરાદરે કર્યું નહોતું.

બંદી બન્યા પહેલાં બહુ મૂત્ર રોગથી મહમ્મદઅલીની તંદુરસ્તી કથળી ગઇ હતી. ડૉકટરની સલાહથી તેઓ માનસિક કામ કરવાનું છોડી તદ્દન વિશ્રાંતિ ભોગવવા માટે મસૌરી વગેરે સ્થાનોમાં મુસાફરી કરતા હતા. પ્રેસ અને વર્ત્તમાનપત્રની જવાબદારી મૌલાના શૌકતઅલી પર નાખવામાં આવી હતી તેમને કાર્યપ્રસંગે વખતોવખત દિલ્હી, અજમેર વગેરે સ્થળે જવું પડતું. ઇ.સ. ૧૯૧૫ ના મે માસમાં બંને બિરાદરો કેદ થયા. કેદ થયા પછી તેઓને દિલ્હીથી ૧૧ માઇલ દૂર આવેલાં મરાઉલી નામનાં ગામમાં લાવવામાં આવ્યાં. આ બંને બિરાદરો દિલ્હી છોડી ગયા એ દેખાવ અમે કદી ભૂલવાના નથી. તે દિવસે શુક્રવાર હતો; બંને ભાઇ દિલ્હીની જુમ્મા મસ્જિદમાં નમાજ પઢવા ગયા હતા, હજારો માણસો નમાજ પઢવા એકત્ર થયા હતા. અલીબિરાદરો દરેક મુસલમાનને ભેટતા હતા, અને શાંતિ જાળવવાનો બોધ આપતા હતા. નાનું મોટું દરેક અલીબિરાદરોનાં દર્શન કરવા આવેલ હતું. તેઓની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. અલીબિરાદરો મરાઉનીમાં પણ આનંદપૂર્વક દિવસો ગુજારતા હતા. દિલ્હીથી દરરોજ મિત્રો મળવા આવતા, બિરાદરો તેમને મળતા અને વાતચીત કરી આનંદ ભોગવતા. પરંતુ એ આનંદ ઝાઝા દિવસ ટક્યો નહિ સરકારે તેને મરાઉનીથી લેંડસડાઉન અને લેંડસડાઉનથી મધ્યપ્રાંતમાં આવેલા છિંદવાડા નામના સ્થાનમાં મોકલ્યા. આ છિંદવાડા એકાંતમાં આવેલું હોવા છતાં ત્યાંના લોકો પણ અલીબિરાદરો પર અતિશય પ્રીતિ બતાવવા લાગ્યા.

અપરાધ—

ઇ.સ. ૧૯૧૫ ના મે માસમાં અલીબિરાદરોને નજર કેદ કરવામાં આવ્યા પરંતુ નવાઇ જેવું એ છે કે તેમનો ગુનો શો છે તે

વાત તેઓને જણાવવામાં ન આવી. ગુનો જણાવવા માટેની બધી પ્રાર્થનાઓ ઉડી ગઈ. તો પણ ઇ.સ. ૧૯૧૫–૧૬ ના દિલ્હી વિભાગના રિપોર્ટ પરથી એટલું જણાયું હતું કે અલીબિરાદરોને નજરકેદ કર્યાં વિના પાલવે તેમ નહોતું. કારણ કે તેઓ બ્રિટિશ અમલ તરફ દ્વેષ ફેલાવતા હતા.

આ સિવાય એ સંબંધમાં કશું જાણવામાં આવ્યું નહિ. ભરતખંડની પ્રજાની વ્યક્તિગત સ્વતંત્રતા કેટલી છે, તે કોઇનાથી અજાણ્યું ન રહ્યું.

ઇ.સ. ૧૯૧૭ ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે હિંદી ધારાસભામાં ઓનરેબલ મિ. દાદાભાઇએ ઠરાવ મૂક્યો કે હવેથી જેને સામ્રાજ્ય રક્ષણના કાયદા મુજબ કેદ કરવામાં આવે, તેઓના ગુનાની તપાસ માટે દરેક પ્રાંતમાં એકેક સભા સ્થાપવી. ઓનરેબલ મિ. કામિનીરાયે ચંદે કહ્યું કે આ સભા અથવા કોર્ટમાં ત્રણ ન્યાયાધીશો રાખવા—એક હાઇકોર્ટના જડજ, તે હિંદી હોય તો સારું. બીજો એક હિંદી ધારાશાસ્ત્રી હોવો જોઇએ—પણ તે પબ્લિક પોસીક્યુટર હોવો ન જોઇએ, ત્રીજો માણસ શેસન જડજ હોવો જોઇએ. આ કોર્ટની સંમતિ વિના હવેથી કોઈ પણ વ્યક્તિની સ્વાધીનતા છિનવી લેવાય નહિ, પ્રજા પક્ષના બધા સભાસદોએ આ ઠરાવ તરફ મત આપ્યો. આ બાબતમાં ઓન. મિ. મજરૂલહકે કહ્યું હતું કે મુસલમાનોને એ કાયદાથી બહુજ નુકસાન થયું છે, જેઓ મુસલમાન કોમના પૂજ્ય ગણાતા હતા, તેઓ આ કાયદાની રૂએ અટકાયતમાં છે; તેઓ વિરૂદ્ધ શી ફરિયાદ છે, તે પણ જાહેર કરવામાં આવ્યું નથી. જો અમને ખબર હોત કે તેનો ફલાણો અપરાધ છે, અને એ અપરાધનો કોર્ટમાં

મુકદમો ચાલ્યો છે, તથા એ મુકદ્દમામાં તેઓ અપરાધી સાબીત થયા છે, તો અમારા દિલમાં કશો વસવસો રહેત નહિ. અમે ફક્ત દુઃખી થાત એટલુંજ; પરંતુ પોકાર ઉઠાવી શકત નહિ. પરંતુ આ તે શી રીત ? એટલું તો મારે સ્પષ્ટ જણાવવું પડશે કે આ બનાવથી મુસલમાનો ખળભળી ઉઠ્યા છે. મારી જવાબદારી હું સારી પેઠે સમજું છું, છતાં હું ખરી વાત છૂપી રાખી શકતો નથી જે મુસલમાન નેતાઓના અવરોધથી મુસલમાનો આટલા બધા ખળભળી ઉઠ્યા છે, તેમનાં નામ હું સરકારને જણાવું છું તેઓનાં નામ મિ. મહમ્મદઅલી, મિ. શૌકતઅલી અને મૌલાના અબુલ કલામ આઝાદ છે, આ ત્રણે જણા મુસલમાનોના આગેવાનો છે. તેઓ જો ખરેખર અપરાધી હોય તો સરકાર તેમને ભલે કેદ કરે. અપરાધીને સજા કરવામાં સરકાર કશો દોષ કરતી નથી; પરંતુ હું ભારપૂર્વક જણાવું છું કે સરકારે તેઓના ગુના સ્પષ્ટ રીતે જણાવ્યા સિવાય તેમને કેદ કરાવવામાં મોટી ભૂલ કરી છે. ઓન મિ. દાદાભાઇ અને ઓન. મિ. કામિનીકુમાર ચંદે જે ઠરાવ મૂક્યો છે, તે પાસ થયે આ બધી મુશ્કેલી ટળી જશે. તેમ થતાં બધી પ્રજા સમજી શકશે કે સામ્રાજ્ય રક્ષણના કાયદા મુજબ કેદ કરેલા લોકોએ જરૂર ગુનો કર્યો હશે.

આના જવાબમાં તે વખતના સ્વદેશ ખાતાના મંત્રીએ કહ્યું હતું કે આ જાતના અપરાધીઓ બે વર્ગના છે. કેટલાક ખુલ્લી રીતે રાજ્ય વિરુદ્ધ દ્વેષ ફેલાવે છે. વર્તમાનપત્રોમાં અગર સભાઓમાં દ્વેષ વધારનારા લેખો અગર ભાષણો કરી અથવા કોઇ વખતે પુસ્તકો લખી તેઓ પોતાના ખરાબ અભિપ્રાયને કાર્યમાં મુકવાનો પ્રયત્ન કરે છે. કોઇ છુપી રીતે જુદે જુદે ઠેકાણે ભટકી. અંગ્રેજ સરકાર

વિરુદ્ધ તગ્મો રચે છે ! આ વર્ગના ગુનેહગારોને સપડાવવાની અવસ્થા મગમર છે તે માટે બીનઅમનદારી સભ્યો અથવા ન્યાયાધીશોથી બનેની કોર્ટની અગર સનાહકાર સભાની જરૂર નથી પરંતુ જ્યારે બીજા વર્ગના અપરાધીઓને મજા કરવાની અગર તેઓના મર્યમ અડચણ નાખવાની જરૂર ઉપસ્થિત થાય છે, ત્યારે સરમરને બદુજ ગભરાવુ પડ છે આ વર્ગના ગુનેહગારો મહુ ભયાનક છે, તેઓ હિંદમા અને હિંદની બહાર એટલુ જ નહિ પણ જર્મનીમાં પણ આવા તગ્મો કરી શકે છે તેઓનાં કાર્ય સબધમાં જે છૂપા સમાચાર સરકારના હાથમા આવે છે, તે સામાન્ય પ્રજા સમક્ષ રજૂ કરી શકાય નહિ. તો પણ આપની માગણી મુજબ હૂ એટલુ સ્વીમરૂ છુ કે જ્યારે કોઇ પણ વ્યક્તિ વિરુદ્ધ આવા છૂપા સમાચાર સરકારના હાથમા આવશે, ત્યારે તે એ પ્રદેશના કોઇ પણ યોગ્ય ન્યાયાધીશ હાગ એ સમાચારમા મુમ્વામાં આવેલાં તહોમતોની પરીક્ષા કરવા માટે પ્રાંતના મુખ્ય સત્તાધીશને કહેવામાં આવશે. આમ કરવાથી કોઈ પણ માણસને નગમી મજા ભોગવવી પડશે નહિ

આ પરથી અલીબિરાદરાનો શો અપરાધ હતો, તે સમજાઇ ગયુ તેઓએ ખુલ્લી રીતે સભાઓમા અને વર્તમાનપત્રોમાં સરકાર સામે દ્વેષ ફેલાવ્યો હતો, એજ તેઓનો અપરાધ હતો. માટે તેઓની તપાસ માટે ઓન મિ દાદાભાઈ અને ઓન મિ ચંદ્ર પ્રેશ દાવની જરૂર નહોતી અર્થાત્ સરકાર જે સમજે તે ખરૂ, સરકારના અમલદારો કદી ભૂલ કરતાજ નથી, અલી બિરાદરોનો ગુનો છેજ.

આખા દેશમાં ચળવળ—

પરંતુ આ પરથી દેશને સંતોષ ન વળ્યો પ્રજાના મનમાં એ

વિચાર દઢ રીતે ઠસી ગયો કે અલીબિરાદરોને અન્યાય કરવામાં આવ્યો છે. દેશમાં ભારે ચળવળ ચાલી. નેતાઓ એકી અવાજે કહેવા લાગ્યા કે સામ્રાજ્ય રક્ષણના કાયદા મુજબ જેઓને સજા કરવામાં આવી છે, તેઓના ગુનાની તપાસ થવી જોઇએ. એ વખતે મિસિસ એની બેસન્ટ અને તેના સહકારીઓ મિ. વાડિયા તથા એરન્ડલને પણ એજ કાયદા મુજબ નજરકેદ કરવામાં આવ્યાં આ ત્રણ જણ અને અલીબિરાદરોને મુક્ત કરવા માટે ચોતરફ સભાઓ થવા લાગી. આ ચળવળમાં બધાએ ભાગ લીધો. હિંદુ મુસલમાનોએ એકત્ર થઇ આ માગણી જોરથી જાહેર કરવા માંડી. સરકારનું સિં-હાસન ડગમગ્યું. વિધાતાની ઇચ્છાથી બરાબર એજ સમયે હિંદી પ્રધાન મિ. મોણ્ટેગુ હિંદ આવવાના છે એવા સમાચાર આવ્યા. તેઓ આવી હિંદમાં ચાલતી આ ચળવળ જુએ તો સરકારને શર-માવા જેવું થાય, એ વિચાર લોર્ડ ચેમ્સફર્ડની સરકારના અંતઃ-કરણમાં ઘોળાવા લાગ્યો. સરકારે હિંદના નેતાઓને આ સમયે આ ચળવળ બંધ પાડવાનું જણાવ્યું પણ સરકારની આ માગણી કોઇએ સ્વીકારી નહિ. પ્રજાનો મનોભાવ જાણી ઓન મિ. ઝીણાએ ધારા-સભામાં જણાવ્યું કે હિંદને નવા સુધારા આપવાના ઉદ્દેશથી હિંદી પ્રધાન હિંદમાં આવે છે, એ વખતે પ્રજા શાંત રહે એ યોગ્ય છે, તોપણ જેઓને માટે આ બધી ચળવળ ચાલે છે, તેઓને સરકાર છોડી શકતી નથી? તેના જવાબમાં ઓન સર વિલિયમ વિન્સન્ટે કહ્યું કેઃ—

હજુ લડાઈ ચાલે છે, જ્યાં સુધી લડાઈ પૂરી ન થાય ત્યાં સુધી મિસિસ એની બેસન્ટ, મિ. વાડિયા અને એરન્ડલ હિંદમાં કોઇ-પણ પ્રકારની ગેરકાયદેસર ચળવળથી અલગ રહે એવી કબુલાત આપે

તો હિંદી સરકાર તેઓને મુક્ત કરવા માટે મદ્રાસની સરકારને કહેશે. બીજા બદીવાનો માટે પણ કંઇ વ્યવસ્થા થશે. આના જવાબમાં ઓન. મિ. ઝીણાએ અલીબિરાદરોની વાત ખાસ કરીને પૂછી હતી. તો એ જવાબ મળ્યો કે એ બાબતમાં હજુ સરકાર વિચાર ચલાવે છે.

અલીબિરાદરો છિંદવાડામાં નજરેકેદ હતા. ઇ. સ. ૧૯૧૭ ના સપ્ટેમ્બરની ૭ મી તારીખે સરકારે સીમલાથી એક ડેપ્યુટી પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટને તેમની પાસે મોકલવામાં આવ્યો, તે પણ મુસલમાન હતો; એનું નામ હતું મિ. અબ્દુલ મજીદ તે સર ચાર્લ્સ કલેવલેંડે લખેલું એક કબૂલાતનામું સાથે લાવ્યો હતો; એનો ઉદ્દેશ એ હતો કે એ કબૂલાતનામામાં સહી કરવાથી અલીબિરાદરોને છૂટા કરવામાં કશી અડચણ ન નડે, તે કબુલાતનામામાં નીચે મુજબનું લખાણ હતું—જ્યાં સુધી લડાઇ ચાલે ત્યાં સુધી શત્રુઓને ઉત્સાહ આવે તેવું એક પણ કાર્ય કરીશ નહિ, કશું બોલીશ નહિ તેમ લખીશ પણ નહિ. વચનથી અગર કર્મથી કોઇપણ પ્રકારે મિત્રરાજ્યોની વિરુદ્ધ વર્તીશ નહિ—દેશમાંની ચળવળો કે જેમાંથી અશાન્તિ ઉત્પન્ન થાય તેવી ચળવળોમાં નહિ જોડાઉં. તોપણ કાયદેસર ઉપાયોવડે દેશમાં રાજનીતિની ચર્ચા કરવાનો અધિકાર આ કબૂલાતપરથી જતો રહેતો નથી.

અલીબિરાદરો હુકમ જોઇને દિગ્મૂઢ બની ગયા. તેઓએ એ કબૂલાતનામાપર સહી ન કરતાં એક જુદો જ પત્ર સરકારપર લખી મોકલ્યો તેની મતલબ નીચે મુજબ હતી, 'અમે ઇશ્વરભક્ત મુસલમાન છીએ. જેઓ મુસલમાન હોય તેઓને પવિત્ર કુરાનમાંનાં પયગંબરના મુખે જાહેર થએલાં વચનો અવશ્ય પાળવાં જોઇએ. એજ તેઓનું

સર્વથી શ્રેષ્ઠ કર્તવ્ય છે. ધર્મને વળગી રહી અમે સ્વદેશની સેવા હમેશાં કરતા આવ્યા છીએ. અશાન્તિનો અમે કદી પણ પક્ષ કર્યો નથી. યુદ્ધ દરમિઆન અગર શાન્તિના સમયમાં અને ગેરકાયદેસર ચળવળને મદદ કરી નથી. માટે આવાં કબુલાતનામાપર સહી કરવામાં અમને કશી અડચણ નથી જો અમારા ધર્મને કશી હાનિ ન થાય, જો ઇસ્લામ ધર્મના સ્વાર્થો જાળવવામાં આવે, તો શહેનશાહના શત્રુઓને અમે શામાટે મદદ કરીએ ? ગેરકાયદેસર ચળવળ પણ શામાટે ચલાવીએ ? અમે એ કબૂલાતનામું કબૂલ રાખીએ છીએ પણ ધર્મના વિષયમાં સંપૂર્ણ અને રાજનૈતિક કાયદેસર ચળવળમાં અમારા અધિકાર કાયમ રહ્યા છે એમ સમજવાનું છે. ' સરકારી ભાષાનો ત્યાગ કરી અલી બિરાદરોએ ઉપરની ભાષામાં કબૂલાતનામું લખી આપ્યુ. હવે તેમનો છૂટકારો થવો જોઇતો હતો. કારણ કે તેમણે ધાર્મિક બાબતમાં સંપૂર્ણ અને રાજનૈતિક બાબતમાં કાયદેસર ચળવળમાં જોડાવાનું વચન આપ્યું હતુ. એ માગણી તો ન્યાયપુરઃસર હતી. આ બનાવ બન્યા બાદ બે દિવસે-કદાચ સરકાર તરફથી-મહમ્મદાબાદના રાજાએ તેમની મુલાકાત લીધી; અનેક બાબતોપર ચર્ચા થઇ. રાજા સાહેબ અલીબિરાદરોનો મનોભાવ સમજ્યા તેમને જણાવ્યું કે હવે આ ભાઇઓને એક ક્ષણ પણ નજરકેદ રાખવા જોઇએ નહિ. પરંતુ રાજાની મુલાકાત પહેલાં જ છૂપી પોલિસનો એક અમલદાર રાજા સાહેબનાં રહેવાનાં મકાનની મુલાકાત લઇ ગયો હતો, રાજાસાહેબ આ બનાવથી જરૂર દિલગીર થયા હશે.

પરંતુ તેઓને મુક્તિ તો ન મળી ? મિસિસ્ બેસન્ટ અને તેના બે મિત્રો તો છૂટયા. અલી બિરાદરો તો પ્રથમની માફક છિંદવાડામાં નજરકેદ રહ્યા.

ત્યારબાદ મળ વાત બહાર આવી. ૨૧ મી સપ્ટેમ્બરે સર વિલિયમ વિન્સેન્ટે ઓન. મિ. ઝીણાનો તેના પત્રના જવાબમાં લખી મોકલ્યું:—

હિંદસામ્રાજ્ય રક્ષણનાં કાયદા મુજબ અલીબિરાદરોને નજર કેદ રાખવામાં આવ્યા છે. પરંતુ તેઓનો ગુનો બહુ ભયંકર છે. તેઓ ફક્ત દેશમાં ગેરકાયદેસર ચળવળ ફેલાવનારા નથી, પરંતુ ખુલ્લી રીતે શહેનશાહના શત્રુઓ તરફ સહાનુભૂતિ બતાવી દેશમાં ભયંકર તોફાન મચાવવાનો પ્રયત્ન કરનારા છે. હિંદી સરકારે આ બાબતમાં ખાસ તપાસ કરી છે, ઘણી તપાસ કર્યા બાદ ઘણા માણસોની સલાહ લીધા બાદ અને ગુના સંબંધના જૂના કાગળપત્રો તપાસ્યા બાદ હિંદી સરકારે નક્કી કર્યું છે કે તેઓને છોડવાથી દેશની શાંતિ નષ્ટ થશે, માટે તેઓને છોડવામાં નહિ આવે.

આ જૂના કાગળો તે ક્યા ? છેવટે સાંભળવામાં આવ્યું કે અલીબિરાદરોએ અતિ ભયંકર રાજદ્રોહથી ભરપૂર બે પત્રો લખ્યા હતા. આ પત્રો સરકારના હાથમાં આવ્યા એટલે સરકારને આ કાગળો લખનાર તરીકે અલીબિરાદરો પર શક આવ્યો. એક કાગળ ફારસી ભાષામાં કાબુલના અમીરપર લખેલો હતો. તેના લખનાર હતા મહમ્મદઅલી બીજો કાગળ તેના ભાઇ શૌકતઅલીએ લખેલો હતો. તે કાગળ લકનૌના ફીરાંગિ મહેલના પ્રખ્યાત પીરસાહેબ પર લખેલો હતો, આ વાત સાંભળવામાં આવતાંજ બન્ને ભાઇઓએ અહમ્મદાબાદના રાજાસાહેબ, મિ. ઝીણા અને મિ. મઝરૂલ હકને તારથી જણાવ્યું કે આ વાત તદ્દન ખોટી છે. આ તારો ત્રણે જણને મોકલવા માટે સરકારી સેન્સર ઓફિસે

ફરી જવાબ ન ફરી વળ્યો. ત્યાર બાદ મહ

ડૉમલ પર પત્ર લખ્યો, તે મહમદઅલીના મિત્ર હતા, આ સમયે તેઓ હિંદી સરકારના સ્વદેશ ખાતાના પ્રધાન હતા. આ પત્રમાં પણ મહમ્મદઅલીએ સ્પષ્ટ રીતે જણાવ્યું કે અમારા સંબંધમાં સરકારને જે સંદેહ આવ્યો છે તે તદ્દન પાયા વગરનો છે. તોપણ જો સરકારને ખાત્રી હોય કે તે પત્રો અમેજ લખેલા છે તો તે પત્રો અમને પોતાની ગુનાનાં ખરાપણાંની સાબીતી આપો. આ વખતે પણ જવાબ ન આવ્યો, ત્યારે શું એ પત્રો અલીબિરાદરોને ફસાવવા માટે કોઇએ બનાવી કાઢયા હશે ? આ સિવાય બીજું શું ધારી શકાય ?

અલી બિરાદરોએ દેશને માટે અથવા મુસલમાન ધર્મને માટે અત્યાર પહેલાં જે કંઈ કર્યું હતું તે ગેરકાયદેસર હતું એ વાત મુસલમાનોએ ન સ્વીકારી. આપણે મહમ્મદઅલીનાં જીવનની જે જે વાતો આ નાનાં પુસ્તકમાં વિચારી ગયા, તે પરથી મહમ્મદઅલી એ એક સરલ, સાધુ પ્રકૃતિના માણસ હોય એમ જણાયું છે. એમનાં કાર્યોના સંબંધમાં જરા પણ શક ઉપસ્થિત થયો નથી. શૌકતઅલી ના સંબંધમાં પણ શક ઉઠાવવા જેવું કશું નહોતુ. તેઓએ "અંજુમાનિ ખાદિમે કાબા" ની સ્થાપના કરી હતી તેના પ્રમુખ હતા મૌલાના અબ્દુલ બારિ. હિંદના વાઈસરોય લોર્ડ હાર્ડિંજે આ મૌલાના સાહેબને અને લડાઇના પ્રારંભમાં હિંદી પ્રધાનને લખી જણાવ્યું હતું કે આ સભા તદ્દન નિર્દોષ છે. તેમા અંગ્રેજો તરફ દ્વેષ ફેલાવવાની ગંધ પણ નથી પરંતુ થોડા રોજ પછી તેમાંથી સરકારને રાજદ્રોહની ગંધ આવી. આ વાતમા કોણ વિશ્વાસ રાખે ?

ત્યાર બાદ મિસિસ બેસન્ટ પોતે અલીબિરાદરોને છોડવવા માટે વાઇસરોયને મળ્યાં, પરંતુ તેમની માગણી સ્વીકારવામાં ન આવી.

ત્યારબાદ એ વાત બહાર આવી ૨૬ મી સપ્ટેમ્બરે સર વિલિયમ વિન્સેન્ટે ઓનરેબલ મિ. ઝીણાને તેના પત્રના જવાબમાં લખી મોકલ્યું —

હિંદસામ્રાજ્ય રક્ષણના કાયદા મુજબ અલીબિરાદરોને નજરકેદ રાખવામાં આવ્યા છે. પરંતુ તેઓનો ગુનો બહુ ભયંકર છે. તેઓ ફક્ત દેશમાં ગેરમાર્ગદર્શક ચળવળ ફેલાવનાર નથી, પરંતુ ખુલ્લી રીતે સરકારના શત્રુઓ તરફ સહાનુભૂતિ બતાવી દેશમાં ભયંકર તોફાન મચાવવાનો પ્રયત્ન કરનાર છે. હિંદી સરકારે આ બાબતમાં ખાસ તપાસ કરી છે, ઘણી તપાસ કર્યા બાદ ઘણા માણસોની જુબાની લીધા બાદ અને ગુના સબંધના જૂના કાગળપત્રો તપાસ્યા બાદ હિંદી સરકારે નક્કી કર્યું છે કે તેઓને છોડવાથી દેશની શાંતિ નષ્ટ થશે, માટે તેઓને છોડવામાં નહિ આવે.

આ જૂના કાગળો તે ક્યા ? છેવટે સાંભળવામાં આવ્યું કે અલીબિરાદરોએ અતિ ભયંકર રાજદ્રોહથી ભરપૂર બે પત્રો લખ્યા હતા. આ પત્રો સરકારના હાથમાં આવ્યા એટલે સરકારને આ કાગળો લખનાર તરીકે અલીબિરાદરો પર શક આવ્યો. એક કાગળ ફારસી ભાષામાં કાબુલના અમીરપર લખેલો હતો. તેના લખનાર હતા મહમદઅલી બીજો કાગળ તેના ભાઇ શૌકતઅલીએ લખેલો હતો તે કાગળ લડાઇના કારણે મક્કાના પ્રખ્યાત પીરસાહેબ પર લખેલો હતો, આ વાત સાંભળવામાં આવતાંજ બન્ને ભાઇઓએ મહમદાબાદના રાજાસાહેબ, મિ. ઝીણા અને મિ. મઝહરૂલ હકને તારથી જણાવ્યું કે આ વાત તદ્દન ખોટી છે. આ તાર વળી જાણીતા મેમ્બર માટે સરકારી મેમ્બર ઓફિસે મોકલવામાં આવ્યા, પરંતુ કાંઇ જવાબ ન કરી વળ્યો. ત્યાર બાદ મહમદઅલીએ સર ટોમ્સ

ડોમલ પર પત્ર લખ્યો, તે મહમદઅલીના મિત્ર હતા, આ સમયે તેઓ હિંદી સરકારના સ્વદેશ ખાતાના પ્રધાન હતા. આ પત્રમાં પણ મહમ્મદઅલીએ સ્પષ્ટ રીતે જણાવ્યું કે અમારા સબંધમા સરકારને જે સદેહ આવ્યો છે તે તદ્દન પાયા વગરનો છે. તોપણ, જો સરકારને ખાત્રી હોય કે તે પત્રો અમેજ લખેલા છે તો તે પત્રો અમને બતાવી ગુનાનાં ખરાપણાંની સાબીતી આપો. આ વખતે પણ જવાબ ન આવ્યો, ત્યારે શુ એ પત્રો અલીબિરાદરોને ફસાવવા માટે કોઇએ બનાવી કાઢયા હશે ? આ સિવાય બીજું શુ ધારી શકાય ?

અલી બિરાદરોએ દેશને માટે અથવા મુસલમાન ધર્મને માટે અત્યાર પહેલાં જે કંઈ કહ્યું હતું તે ગેરકાયદેસર હતુ એ વાત મુસલમાનોએ ન સ્વીકારી. આપણે મહમ્મદઅલીનાં જીવનની જે જે વાતો આ નાનાં પુસ્તકમાં વિચારી ગયા, તે પરથી મહમ્મદઅલી એ એક સરલ, સાધુ પ્રકૃતિના માણસ હોય એમ જણાયું છે. એમના કાર્યોના સંબંધમાં જરા પણ શક ઉપસ્થિત થયો નથી. શૌકતઅલી ના સંબંધમાં પણ શક ઉઠાવવા જેવું કશું નહોતુ. તેઓએ "અંજુમાનિ ખાદિમે કાબા" ની સ્થાપના કરી હતી તેના પ્રમુખ હતા મૌલાના અબ્દુલ બારિ. હિંદના વાઇસરોય લોર્ડ હાર્ડિંજે આ મૌલાના સાહેબને અને લડાઇના પ્રારંભમાં હિંદી પ્રધાનને લખી જણાવ્યું હતુ કે આ સભા તદ્દન નિર્દોષ છે. તેમા અંગ્રેજો તરફ દ્વેષ ફેલાવવાની ગંધ પણ નથી પરંતુ થોડા રોજ પછી તેમાંથી સરકારને રાજદ્રોહની ગંધ આવી. આ વાતમા કોણ વિશ્વાસ રાખે ?

ત્યાર બાદ મિસિસ બેસન્ટ પોતે અલીબિરાદરો ને છોડાવવા માટે વાઇસરોયને મળ્યાં, પરંતુ તેમની માગણી સ્વીકારવામાં ન આવી.

તો પણ મિસિસ બેસન્ટ અને વાઇસરોયની વાતચીત વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ તે પછી અલીબિરાદરોને નજરકેદ કરવાનું ખરૂં કારણ જણાયું. સરકારે સ્પષ્ટ રીતે સ્વીકાર્યું કે અલીબિરાદરોએ કોઇ પણ જાતનો રાજદ્રોહ કર્યો નથી એ ગુનો તેની વિરૂદ્ધ સાબીત થતો નથી, તો પણ લડાઇ દરમિયાન તેઓને છૂટા રાખવામાં આવશે નહિ, કારણ કે રૂશિઆની અવસ્થા અત્યારે સારી નથી. રૂશિઆ તરફ અંતઃકરણપૂર્વક મહાનુભૂતિ જાહેર કરવાથી મહા અનર્થ નીપજશે.

## મહાત્મા ગાંધી સાથે કાર્યક્ષેત્રમાં—

છેવટે લડાઇ પૂરી થઈ. મહાત્મા ગાંધીજીએ રોલેટ એક્ટ વિરૂદ્ધ ચળવળ શરૂ કરી. છિંદવાડામાં અલીબિરાદરોને ગાંધીજી મળ્યા, અને ભાઇઓએ આ અલૌકિક પુરુષની શક્તિ પિછાણી. તેઓએ ગાંધીજીની આગેવાની સ્વીકારી. લડાઈ પૂરી થયા બાદ અલીબિરાદરોને નજરકેદમાંથી છોડવામાં આવ્યા. તેમણે અમૃતસરની કોંગ્રેસમાં આગેવાનીભર્યો ભાગ લીધો. લડાઈ પૂરી થતાં મિત્રરાજ્યોએ તુર્કી સાથે જે સંધિ કરી, તે સંધિ ઇસ્લામી દુનિઆને ન ગમી. તેઓએ સંધિ વિરૂદ્ધ પગલાં લીધાં. મુસ્તફા કમાલ પાશાએ અંગોરામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપી એ સંધિનો ખુલ્લો વિરૂદ્ધ કર્યો. ગ્રીસને સોંપેલ સમર્નાં અને તેની આજુબાજુના પ્રદેશમાં ગ્રીકો લડાયક તૈયારીઓ કરવા લાગ્યા, અને મિત્રરાજ્યો તેઓને તેમને ન અટકાવતાં પરોક્ષરીતે ઉત્તેજન આપવા લાગ્યા. આથી હિંદના મુસલમાનોના હૃદય બહુજ દુભાયાં. તેમણે તુર્કીની સ્વતંત્ર સરકારને મદદ કરવા, ખિલાફતને બચાવવા, ઇસ્લામનાં તીર્થક્ષેત્રોપર બીનમુસલમાનોનું ઉપરિપણું ન રહે તે ખાતર ચળવળ માંડી. મહમદઅલી અને શૌકતઅલીએ

એ ચળવળમા ભાગ લીધો બરાબર એજ સમયે રોલેટ એક્ટ વિરુદ્ધ ચળવળ શરૂ થઇ, પંજાબમા હરકોઈ સુધરેલા રાજ્યને શરમાવે તેવો ત્રાસ વર્ત્યો કોંગ્રેસે એ વાત હાથમા લીધી પંજાબના જૂલમો અને રોલેટ એક્ટ સાથે મુસલમાનોના ખિલાફતના સવાલને ભેળવી એ ત્રણ બનાવને આખી ચળવળના કેંદ્ર ગણી આખા હિંદમા મહાત્મા ગાંધીજી અને અલીબિરાદરોએ ભારે ચળવળ ચલાવી

મહાત્મા ગાધીજીએ અસહકારનુ અસ્ત્ર ભાથામાથી બહાર કાઢ્યુ નિશાળો કોરટો ખિતાબો વગેરે તજવાનુ નક્કી થયુ એ ત્રણે મહાપુરુષોના મર્મભેદી ભાષણોથી વિદ્યાર્થીઓમા ભારે ઉશ્કેરણી ચાલી, અંગ્રેજોએ આપવા ધારેલી કેળવણી મનુષ્યત્વનો નાશ કરી ગુલામીના બીજ રોપે છે, એ નિશાળો ગુલામો બનાવવાના કારખાના છે, એ વાત બધી પ્રજા સમજી ગઇ. મહાત્મા ગાધી અલીબિરાદરોને સાથે લઈ હિંદના મોટા મોટા શહેરોની અંગ્રેજી પાઠશાળાઓ ખાલી કરાવવા લાગ્યા વિદ્યાર્થીઓના ટોળેટોળા નિશાળો, પાઠશાળાઓ તજી બહાર પડવા લાગ્યા ઠેકઠેકાણે રાષ્ટ્રીય શાળાઓ અને પાઠશાળાઓ સ્થપાવા લાગી અલીગઢમા પણ આ ચળવળે પ્રવેશ કર્યો, મહાત્મા ગાંધી અને અલીબિરાદરો ત્યા જઇ પહોંચ્યા અલીગઢની પ્રખ્યાત કોલેજ તૂટી. વિદ્યાર્થીઓનો ઘણો ખરો ભાગ પાઠશાળા તજી મહાત્મા ગાંધીજીની જય પોકારતા ફરવા લાગ્યો, ત્યા એક મહાવિદ્યાલય સ્થપવાનો વિચાર ચાલવા લાગ્યો આ તરફ કંઈ ઉપાય ન જડવાથી અલીગઢ કોલેજના પ્રિન્સિપાલે કોલેજ બંધ કરી વિદ્યાર્થીઓને પોત પોતાને ઘેર જવા દીધા મહમ્મદઅલી કેટલાક વિદ્યાર્થીઓ સાથે કોલેજનો એક ભાગ રોકી પડ્યા રહ્યા, તેઓ ગયા નહિ તેઓએ

જણાવ્યું કે આ સાર્વજનિક કૉલેજ છે, જ્યારે ઘણાખરા વિદ્યાર્થીઓ અમારા મતના છે, તો પછી કાયદા મુજબ કૉલેજ અમારા તાબામાં હોવી જોઇએ. તેઓ કૉલેજની અતિથિશાળામાં પોતાના મળતીઆઓ સાથે રહેવા લાગ્યા. કૉલેજના સત્તાવાળાઓ બહુજ ગભરાયા. તેઓએ સરકારની મદદ માગી. મેજીસ્ટ્રેટની આજ્ઞાથી છેવટે મહમ્મદઅલીને કૉલેજ તજવી પડી. તેઓએ જોયું કે વિદ્યાર્થીઓ બહુ જ ઉશ્કેરાઈ ગયા છે, કદાચ તેઓ તોફાન મચાવે મહાત્મા ગાંધીજીની આજ્ઞા હતી કે દંગો ફિસાદ ન કરવો, આથી તેમણે કૉલેજ છોડી દીધી. એ સમયે ત્યાં એક રાષ્ટ્રિય કૉલેજ સ્થપાઇ. મહાત્મા ગાંધીએ મુસલમાન મહાવિદ્યાલયનો પાયો નાખ્યો. કેટલાક કેળવાએલા મુસલમાન ગૃહસ્થો આ નવાં મહા વિદ્યાલયના અધ્યાપકો તરીકે નિમાયા ઘણા વિદ્યાર્થીઓ એ રાષ્ટ્રીય મહા વિદ્યાલયમાં જોડાયા.

આ મહાવિદ્યાલય સંબંધમાં એક નજરે જોનારે નીચે મુજબ લખ્યું છે.

"મહાત્મા ગાંધીએ સ્થાપેલાં આ મહાવિદ્યાલયમાં વગર ફીએ ભણાવવાનો દરેકને હક છે. બે મોટા બંગલાઓ અને એક તબુમાં હાલમાં તો આ વિદ્યાલયનું કામ ચાલે છે. ખિલાફત ફંડમાંથી માસિક બસો રુપીઆની મદદ મળે છે. આજ સુધીમા ૧૦૦ વિદ્યાથીઓએ નામ નોંધાવ્યાં છે. તો પણ ખરી રીતે તો અત્યારે વિદ્યાર્થીઓની સખ્યા ૫૦ થી પણ ઓછી છે જે વિદ્યાર્થીઓ રાષ્ટ્રિય મહાવિદ્યાલયમાં દાખલ થાય છે, તેને પ્રતિજ્ઞા લેવી પડે છે. અલીગઢ કૉલેજના એમ. એ. ક્લાસના વિદ્યાર્થીઓમાંના કોઈ કોઇએ ભણાવવાનું માથે લીધું છે. તો પણ હજુ સુધી ભણાવવાનુ કાર્ય શરૂ થયું નથી.

ક્યારે થશે તે કહી શકાય તેમ નથી આજ સુધીમાં પ્રોફેસર આઝાદ સુભાનિએ ધર્મ સંબંધી એક જ ભાષણ કર્યું છે. મહમ્મદઅલી પ્રિન્સિપાલ તરીકે નિમાયા છે. તેઓ અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસ શિખવવાના છે. પણ હજુ તેમણે શિખવવાનું કાર્ય શરૂ કર્યું નથી જે વિદ્યાર્થીઓ રજા પર ગયા છે, તેઓ હજુ સુધી આવ્યા નથી.

આ મહાવિદ્યાલય સ્થાપ્યા બાદ મહમ્મદઅલી હિંદનાં જુદાં જુદાં સ્થાનોમાં અસહકારનો ઉપદેશ આપવા લાગ્યા. તેમના પર મુસલમાનોને ભારે વિશ્વાસ હતો. તેઓ મુસલમાનોના નેતા હતા. તેઓ તથા તેમના ભાઇ શૌકતઅલી મહાત્મા ગાંધી સાથે જોડાઇ હિંદની દરિદ્રતા મટાડવા માટે પ્રયત્નો કરવા લાગ્યા. અલીબિરાદરો ત્યાગ અને દેશ સેવામાં મુસલમાન કોમને માટે આદર્શ રૂપ છે. જો આજે હિંદના એકે એક મુસલમાનો અલીબિરાદરોના મતના હોત, જો શત્રુની શિખવણીથી હિંદુ અને મુસલમાનોમાં કોઇપણ જાતનો અંટસ પડયો નહોત તો હિંદને આજે શી ચિંતા હોત? હિંદુ મુસલમાનો એક જ માટી પર જન્મ્યા છે. એક જ માટી પર ઉછરે છે અને એક જ માટી પર મરવાના છે, તો પછી તેઓની વચ્ચે અંટસ કેવો? આચાર વિચારમાં જુદાઈ તો કયાં નથી હોતી? આ વિરોધ પોતાના જ પગ પર કુહાડો મારવાની ક્રિયા જોઈ શત્રુઓને આનંદ થાય છે, આપણું ઘર સળગે છે, બીજાને તાપણું થાય છે, અલીબિરાદરોનો ઉપદેશ કોઇ પણ મુસલમાનો કદી ન ભૂલે એવી આપણે ઇશ્વર પાસે પ્રાર્થના કરવી જોઇએ.

**મહમ્મદઅલીનો કારાવાસ—**

અલીબિરાદરો અત્યારે કેદમાં છે. ઇ. સ. ૧૯૨૧ નાં જુલાઇ માસમાં કરાંચીમાં એક મોટી ખિલાફત કોન્ફરન્સ ભરાઈ. કોન્ફર-

મમાં દસ હજાર માણસો એકત્ર થયાં હતાં. સ્વામી ભારતીતીર્થ વગેરે કેટલાક હિંદુ નેતાઓ પણ આ કોન્ફરંસમાં ભાગ લેવા આવ્યા હતા. બધાની સંમતિથી મૌલાના મહમ્મદઅલી કોન્ફરંસના પ્રમુખ નિમાયા હતા. કોન્ફરંસના ઠરાવોમાં દિલ્હીના ઉલમાઓના ફતવાને સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યો. આ ફતવામાં બ્રિટિશ સૈન્યમાં જોડાઈ બીજી પ્રજાની સ્વતંત્રતાનો નાશ કરવાની મુસલમાનોને મનાઈ કરવામાં આવી હતી. ઈસ્લામ ધર્મ મુજબ મુસલમાનો આવાં યુદ્ધમાં જોડાઇ શકે નહિ. ફતવામાં આ વાત સ્પષ્ટતાપૂર્વક જણાવેલી હતી. હિંદી સરકારે આ ફતવો ગેરકાયદેસર ગણ્યો. કરાંચી કોન્ફરંસમાં મુસલમાનોને બ્રિટિશ સૈન્યનો સંબંધ તોડી નાખવાનો ઉપદેશ આપવામાં આવ્યો હતો. કોન્ફરંસના પ્રમુખ તરીકે મૌલાના મહમ્મદઅલીએ આ ઠરાવનું સમર્થન કર્યું હતું અને આખી કોન્ફરંસે એ ઠરાવને અનુમોદન આપ્યું હતું. એજ આ મુકદ્દમાનું મૂળ હતું. કરાંચીની કોન્ફરંસ પછી કુટુંબ સાથે મહમ્મદઅલી મહાત્મા ગાંધી સાથે આસામ અને બંગાળામાં ચળવળ ચલાવવા ગયા. ત્યારબાદ મહમ્મદઅલી મલબારમાં મોપલાનાં હુલ્લડને શમાવવા મલબાર તરફ જવા લાગ્યા. પરંતુ મદ્રાસની સરકારે તેમને મલબાર તરફ જવાની મના કરી. બંગાળાથી મલબાર જતી વેળા વૉલ્ટેર સ્ટેશને મહમ્મદઅલીને વિઝાગાપટ્ટણના મૅજિસ્ટ્રેટના વૉરન્ટથી પકડવામાં આવ્યા. તેમના પર શાંતિ જાળવવા માટે સારી ચાલના જામીન આપવાનો હુકમ હતો. સ્ટેશન પર એક મુસલમાન પોલિસ અમલદારે તેમને ખભે હાથ નાખી તેમને આ વૉરન્ટની રૂએ પરહેજ કર્યા. પરહેજ કર્યા બાદ તેમની બેગમ સાહેબે અને તેમના સેક્રેટરી હાર્વેતખાંએ તેમની મુલાકાત લીધી. પોતાના પતિ સાથે મુલાકાત કરતાં

એમણે આદ્દેને તેમને અભિનંદ આપ્યું અને કહ્યું, "ભગવાન આપણા ઉદ્દેશો પાર પાડવામાં સહાય કરશે. હું મહાત્માજીને પગલે ચાલીશ. તમે મારે માટે અગર છોકરાંઓ માટે જરા પણ ચિંતા કરશો નહિ. ભગવાન અમારી સંભાળ લેશે. આપણી લડત ધર્મપુરઃસર છે, તેની સફળતામાં મને કશો શક નથી."

મૌલાના મહમ્મદઅલી પરહેજ થયાબાદ મહાત્માજીએ તેમની મુલાકાત લેવાની રજા માગી, પરંતુ તેમની એ માગણી સ્વીકારવામાં આવી નહિ.

મૌલાના મહમ્મદઅલીએ મહાત્માજીને ખબર મોકલ્યા કે "મારે આપને કહેવા જેવું કશું નથી. આપણે એક બીજાને બહુ સારી રીતે ઓળખીએ છીએ. હું મિ. હયાતખાંને વિનંતિ કરું છું કે તેમણે મારે બદલે મહાત્માજીના હાથ પર ચુંબન કરવું. તેઓ જે કાર્ય સાધવા માગે છે, તે મહાત્માજીવડે પાર પડવાનું છે. મારી મુક્તિ સાથે થાય એવું હું માગું છું, અર્થાત્ હું છૂટો થાઉં ત્યારે હિંદમાં સ્વરાજ સ્થપાયું હોય તો હું બહુ જ ખુશી થઈશ. દેશની પ્રજાને મારી ખાસ વિનંતિ છે કે તેઓએ કોંગ્રેસની કાર્યપદ્ધતિ મુજબ કામ કરવું. તે કાર્યપદ્ધતિ ત્રણ ભાગમાં વહેંચાઈ ગઈ છે, ૧ હિંદુ–મુસલમાનની ઐક્યતા, (૨) અહિંસા અને (૩) સ્વદેશી."

૧૭ મી સપ્ટેમ્બરે સવારમાં પાંચ વાગ્યાને શુમારે વિજાગાપટ્ટણના જિલ્લા મેજિસ્ટ્રેટે સેન્ટ્રલ જેલમાંથી મૌલાના મહમ્મદઅલીને છૂટા કર્યા. પરંતુ મુંબાઈથી આવેલા એક પોલિસ અંમલદારે તેમને તરતજ કેદ કર્યા અને મોટરમાં બેસાડી વોલ્ટર સ્ટેશને લઈ

આવ્યા. ત્યાંથી એક સ્પેશિઅલ ટ્રેન મારફત તેમને કરાંચી મોકલવામાં આવ્યા. ૨૦ મી સપ્ટેમ્બરે, તેઓ કરાંચી પહોંચ્યા.

૧૬ મી સપ્ટેમ્બરે મુંબાઇની સેન્ટ્રલ ખિલાફત ઑફિસમાંથી મહમ્મદઅલીના મોટા ભાઈ મૌલાના શૌકતઅલીને પણ પકડવામાં આવ્યા. ત્યાંથી આગબોટ મારફતે તેમને કરાંચી લઈ જવામાં આવ્યા.

૨૬ મી સપ્ટેમ્બરને સોમવારે ૧૧ વાગે કરાંચીમાં મેજિસ્ટ્રેટ મિ. એચ. એમ. તળાટી પાસે આ બધાને ઉભા કરવામાં આવ્યા. સરકાર તરફથી સિંધ વિભાગનો પબ્લિક પ્રોસિક્યુટર મિ. હી. સિ. એલફિન્સ્ટન મુકદમો ચલાવતો હતો. મેજિસ્ટ્રેટે મુકદ્દમાની વિગત સાંભળ્યાબાદ આસામીઓનાં નામ પૂછ્યાં આસામીઓએ તેમને કશો જવાબ ન આપ્યો.

આસામીઓ તરીકે પસંદ કરાએલા નેતાઓ ન્યાયકોર્ટને ફારસ સમાન ગણી આનંદ પામતા હતા. કામલા તરફ જે લક્ષ આપવું જોઇએ, તે તરફ લક્ષ તેઓ જરા પણ આપતા નહિ.

અલીબિરાદરો ઉપરાંત મોતીહારીના પીર ગુલામ મુજાહિદ શારદાપીઠના શંકરાચાર્ય ભારતીકૃષ્ણતીર્થ, લાહોરના ડૉક્ટર સેફુદ્દિન કિચલુ, દેવબંધના મૌલવી હુસેન અહમ્મદ અને હાનપુરના મૌલવી નજિર અહમ્મદ આ બધા મળીને સાત જણા પર આ મુકદમો ચાલતો હતો.

પાંચ જણાની સાક્ષી લીધા બાદ મૌલાના મહમ્મદઅલીએ એક વિસ્તૃત એકરાર કર્યો, તેમનો એકરાર સાંભળવા કોરટમાં આવેલા લોકો શાંત થઇ ગયા. તોપણ વખતોવખત તરફદારીમાં હારવતી લહરિઓ ઉઠતી હતી વખતોવખત મેજિસ્ટ્રેટ વચમાં થોડા પણ

પ્રશ્નો પૂછતા હતા, એકવાર બહુ લંબાણુ થવાથી મેજિસ્ટ્રેટે તેમને ટુંકાણમાં આટોપવાનું જણાવ્યું હતું. મેજિસ્ટ્રેટે એવું પણ કહ્યું હતું કે અમે મૌલાના મહમ્મદઅલીને પાછળથી ભાષણ આપવાનો સમય આપશું પણ તે ભાષણનો રિપોર્ટ લેવામાં આવશે નહિ. મૌલાના મહમ્મદઅલીએ મશ્કરીમાં કહ્યું કે અમારા પર જે આરોપ મૂકવામાં આવ્યા છે, તેની શિક્ષા જન્મદેશનિકાલ છે, આવા મુકદ્દમામાં મેજિસ્ટ્રેટને જે કહેવાનું છે તે કહેવાની રજા નથી આપતા એ ભારે દિલગીરીની વાત છે. મૌલાના મહમ્મદઅલીએ વધારામાં જણાવ્યું કે બ્રિટિશ રાજાઓએ આપેલાં વચનો હાલની સરકારે તોડ્યાં છે, એ બાબત હું બોલવા માગું છું. શહેનશાહ બાનુ વિક્ટોરિઆના મહાન ઢંઢેરામાં ધર્મની બાબતમાં સરકાર વચ્ચે નહિ પડે. એવાં સ્પષ્ટ વચનો છતાં સરકારે મુસલમાનોના ધર્મની બાબતમાં હાથ નાખ્યો છે. છેવટે મૌલાના મહમ્મદઅલીને કહેવામાં આવ્યું કે તમારે જે કહેવાનું હોય તે એક વખત ઓછું કરી પછી લખી અદાલતમાં રજૂ કરશો. અદાલત તરફથી એક ટાઇપિસ્ટ પણ મળવાનો હોવાથી મૌલાના મહમ્મદઅલીએ એ માગણી સ્વીકારી. કરાંચીના મેજિસ્ટ્રેટે ૨૯ મી સપ્ટેમ્બરે આરોપીઓને સેશનમાં સોંપ્યા. ૨૮ મી અક્ટોમ્બરે સેશનમાં કેસ શરૂ થયો. જ્યુડિશિઅલ કમિશનરનાં આગમન વખતે સાતે નેતાઓ બેઠા રહ્યા. ન્યાયાધીશે પોતે થોડીવાર ઉભા રહી પોતાના તરફ તેમનું ધ્યાન આકર્ષ્યું, પણ તેથી સાતે આગેવાનો પર જરા પણ અસર ન થઈ, એટલે તેમણે તેમને સ્પષ્ટ રીતે ઉભા થવાનો હુકમ કર્યો. મૌલાના મહમ્મદઅલીએ પૂછ્યું "શા માટે ઉભા થઇએ?"

ન્યાયાધીશે કહ્યું, "અદાલત તરફ માન દર્શાવવા."

ખરી રીતે એજ વિચારવાનું છે કે મનુષ્યે બાંધેલા કાયદા મોટા કે પ્રભુએ બાંધેલા કાયદા મોટા. મેં કહ્યું છે કે કોઇ પણ મુસલમાને સૈન્યમાં કામ કરવું એ યોગ્ય નથી. હું અત્યારે પણ એજ વાત કહું છું. જો એ વચનો માટે મને દેહાંત દંડની સજા કરવામાં આવે, તો મારાં હાડકાં પણ એ વચનોના પડઘા પાડશે. પવિત્ર કુરાનનો ઉપદેશ ખરો છે એમ માનવાથી આજે એક મુસલમાન અપરાધી ઠરે છે.

હું મારો બચાવ કરવા ઇચ્છતો નથી, આપના પર પ્રભુનો કોપ ન ઉતરે તેજ આપે જોવાનુ છે. પ્રભુનાં વચનો પણ કાયદા રૂપ છે, તે પ્રભુના કાયદાનું આપે રક્ષણ કરવું જોઇએ. અમે જે કાર્ય કર્યું છે, તેજ કાર્ય જમિયત–ઉલ–ઉલમાએ ઉપાડી લીધું છે, તેથી મને સંતોષ થાય છે. જમિયત–ઉલ–ઉલમા એ જે ફતવો પ્રકટ કર્યો છે, તે સૈનિકોમાં વહેંચવાનું નક્કી થયું છે.

થોડા દિવસ પહેલાં મુંબાઇમાં કર્નલ રિપચે કહ્યું હતું કે સૈનિકોને એ રીતે ઉશ્કેરવાથી અસહકારની ચળવળને કશો ફાયદો નહિ થાય. હું એટલું જ કહું છું કે જો સૈનિકો ભગવાન પાસે શુદ્ધ ન રહે તો પછી સૈન્યમાં પણ શુદ્ધ રહેવાના નથી. પવિત્ર કુરાનમાં હજરત મહમ્મદ સાહેબે મુસલમાનને હાથે મુસલમાનનો વધ ન થાય એ માટે ખાસ આજ્ઞાઓ આપી છે. લશ્કરમાં જોડાતી વેળા સૈનિકોને તેઓના ધર્મપરનો વિશ્વાસ છોડી દેવાનું કહેવામાં આવે છે. આ પરથી અમે એમ નથી કહેતા કે સરહદ પરની લડાઇઓમાં અને બળવો દાબી દેવાને માટે મુસલમાનો વિરુદ્ધ હથિયાર ન પકડવાં, એ~ કારણ સિવાય તેવું કાર્ય કરવુ એ મુસલમાનો માટે ... તેમનું કર્તવ્ય સમજાવવું એ કંઇ તેને

નેતાઓ એકી અવાજે બોલી ઉઠયા કે આ અદાલત તરફ અમને જરા પણ શ્રદ્ધા નથી. કહેવાની જરૂર નથી કે બધા આગેવાનો પોતપોતાની બેઠક પર બેઠા જ રહ્યા.

૨૭ મી અકટોબરે સરકારી બેરિસ્ટરના સવાલજવાબ થઈ રહ્યા બાદ આગેવાનો તરફથી મૌલાના મહમ્મદઅલીએ ભાષણ શરૂ કર્યું, તેમણે કહ્યું કે અહીં અમારા પર મુકદ્દમો ચાલતો નથી, પણ જડજ, સાધારણ પ્રજા અને સરકાર પર ચાલે છે. કરાંચીની સભામાં અમે દશહજાર સૈકાના અંતરની વાત કહી હતી, માટે અહીં જે મુકદ્દમો ચાલે છે એ ખરી રીતે એ દશહજાર માણસો, એટલું જ નહિ પણ એવા વિચાર ધરાવનાર સમગ્ર જગતનાં માણસો પર ચાલે છે. આ મુકદ્દમામાં અમે અને સરકાર એ બે પક્ષ નથી. પણ મનુષ્ય અને ભગવાન એ બે પક્ષ છે. અમે જાણવા માગીએ છીએ કે ભગવાનની વાત ખરી કે સરકારની? શહેનશાહ અમને અમારા ધર્મ મુજબ ચાલવા દેવા માગે છે કે નહિ? જડજ જો શહેનશાહના કાયદા મુજબ વર્તતા હોય તો તેને શહેનશાહનાં ફરમાન મુજબ પણ વર્તવુંજ જોઈએ. સરકારી બેરિસ્ટર કહે છે કે અમે તરકટ કરવા માટે એકત્ર થયા હતા. પરંતુ એ વાત તદ્દન જૂઠી છે. કુરાન કહે છે કે મુસલમાનોએ મુસલમાનોનાં ખૂન ન કરવાં એ વાત બધા સ્વીકારે છે. પ્રભુનો હુકમ પાળવો અને એ હુકમ બધાને સંભળાવવો એ મનુષ્ય માત્રનું પહેલું કર્તવ્ય છે. અમે સૈનિકોને ફોસલાવ્યા નથી. જેઓ સૈનિકોને પ્રભુએ નક્કી કરેલાં કર્મો ન કરવા દેતાં સૈન્યમાં ગોંધે છે, તેઓ જ ખરી રીતે ફોસલાવવાનું કાર્ય કરે છે.

અમારો ધર્મ જે ઉપદેશ આપે છે, તે મુજબ જો અમે કામ કરીએ તો કાયદા મુજબ [illegible] અને

ખરી રીતે એજ વિચારવાનું છે કે મનુષ્યે બાંધેલા કાયદા મોટા કે પ્રભુએ બાંધેલા કાયદા મોટા. મેં કહ્યું છે કે કોઈ પણ મુસલમાને સૈન્યમાં કામ કરવું એ યોગ્ય નથી. હું અત્યારે પણ એજ વાત કહું છું. જો એ વચનો માટે મને દેહાંત દંડની સજા કરવામાં આવે, તો મારાં હાડકાં પણ એ વચનોના પડઘા પાડશે. પવિત્ર કુરાનનો ઉપદેશ ખરો છે એમ માનવાથી આજે એક મુસલમાન અપરાધી ઠરે છે.

હું મારો બચાવ કરવા ઈચ્છતો નથી, આપના પર પ્રભુનો કોપ ન ઉતરે તેજ આપે જોવાનુ છે. પ્રભુનાં વચનો પણ કાયદા રૂપ છે, તે પ્રભુના કાયદાનું આપે રક્ષણ કરવું જોઇએ. અમે જે કાર્ય કર્યું છે, તેજ કાર્ય જમિયત–ઉલ–ઉલમાએ ઉપાડી લીધું છે, તેથી મને સતોષ થાય છે. જમિયત–ઉલ–ઉલમા એ જે ફતવો પ્રકટ કર્યો છે, તે સૈનિકોમાં વહેંચવાનું નક્કી થયુ છે.

થોડા દિવસ પહેલાં મુંબાઇમાં કર્નલ સ્પિયે કહ્યું હતું કે સૈનિકોને એ રીતે ઉશ્કેરવાથી અસહકારની ચળવળને કશો ફાયદો નહિ થાય. હુ એટલું જ કહું છું કે જો સૈનિકો ભગવાન પાસે શુદ્ધ ન રહે તો પછી સૈન્યમાં પણ શુદ્ધ રહેવાના નથી. પવિત્ર કુરાનમાં હજરત મહમ્મદ સાહેબે મુસલમાનને હાથે મુસલમાનનો વધ ન થાય એ માટે ખાસ આજ્ઞાઓ આપી છે. લશ્કરમાં જોડાતી વેળા સૈનિકોને તેઓના ધર્મપરનો વિશ્વાસ છોડી દેવાનું કહેવામાં આવે છે. આ પરથી અમે એમ નથી કહેતા કે સરહદ પરની લડાઇઓમાં અને બળવો દાબી દેવાને માટે મુસલમાનો વિરુદ્ધ હથિઆર ન પકડવાં, યોગ્ય કારણ સિવાય તેવું કાર્ય કરવુ એ મુસલમાનો માટે હરામ છે. માટે મનુષ્યને તેમનું કર્તવ્ય સમજાવવું એ કંઈ તેને

ઉતરવાનું કાર્ય નથી. અમે સૈનિકોને સેનાપતિનો હુકમ ન માનવાનું કહ્યું નથી અમે તો ફક્ત કુરાનના ઉપદેશની આવૃત્તિ માત્ર કરી છે.

જે ફ્રાન્સમાં જોન ઑફ આર્કને સળગાવી મૂકવામાં આવી હતી, તેજ ફ્રાન્સમાં તેની સોનાની મર્તિ ખુલ્લી મુકાઇ છે. જ્યૉર્જ વૉશિંગ્ટન બળવાખોર મનાયો હતો, અને ઇસુખ્રિસ્તને વધસ્તંભે જડાવું પડ્યું હતું. મુકાબલે ઓછા બળવાળો પક્ષ ઘણી વેળા ન્યાયને રસ્તે ચાલેલો છે. અને એ પક્ષના નેતાઓને જુલમ માર્ગે થતાં ભોગ આપવો પડ્યો છે. આ પ્રમાણે ઇતિહાસ પરથી જાણી શકાય છે. સત્ય સર્વદા સત્ય જ છે. પ્રભુએ જાહેર કરેલું સત્ય સાંભળવું જ પડે છે. ઇતિહાસે જેઓના પર જુલમ ગુજર્યાની વાત લખી રાખી છે, તેઓ દુર્બળ હતા. તેઓના પક્ષમાં ઘણાં માણસો નહોતાં ઘણા માણસો વિરુદ્ધ છતાં તેઓનો ઉદ્દેશ કંઈ અસત્ય નહોતો.

મૌલાના મહમ્દઅલીએ દરેક જુરરને પોતાના ધર્મ સાથે બીજાનાં ધર્મના ફરમાનોને પણ શ્રદ્ધાપૂર્વક સમાન દૃષ્ટિએ જોવાનું કહી બેઠક લીધી.

૧ લી નવેમ્બર ને મંગળવારે મુકદ્દમો પૂરો થયો. ન્યાયાધીશે ફેંસલો આપ્યો. આ મુકદ્દમામાં ૧૨૦ અને ૧૨૧ મી કલમ મુજબના અપરાધ સબબ ૫ જુરર નીમાયા હતા. બીજા ગુના સબબ એ પાંચે જુરરો એસેસર તરીકે મત આપવાને નીમાયા હતા. જુરર તરીકે એ પાંચે જણાએ આરોપીને નિરપરાધી ઠરાવ્યા. બીજા ગુના સબબ એ જુરરોમાંના ચારે એસેસર તરીકે મત આપતાં શારદાપીઠના શંકરાચાર્ય સિવાયના બીજા છને ગુનેહગાર ઠરાવ્યા. એક એસેસરે કોઇને દોષિત ઠરાવ્યા નહિ એ એસેસરનું નામ દયારામ ગિડુમલ હતું.-જડજે દરેક આસામીને બબે વરસની સખત મજૂરી સાથેની કેદની સજા કરી. જડજે મૌલાના મહમ્દઅલીને ૧૦૭ મી કલમ મુજબ અપરાધી ઠરાવ્યા અને તે માટે બીજાં બે વરસની સખત મજૂરી સાથેની કેદની સજા કરી. પરંતુ બને સજા એકી સાથે ભોગવવી એવો હુકમ કર્યો.

મૌલાના મહમ્મદઅલી અને બીજા નેતાઓએ એ સજા વીરની માફક સાંભળી. મૌલાના મહમ્મદઅલીએ જુરીઓને ધન્યવાદ આપ્યો અને કહ્યું કે એ સજા ભોગવી છૂટીએ તે પહેલાં તો હિંદને સ્વરાજ્ય મળ્યું હશે. મૌલાના મહમ્મદઅલીએ જડજને કહ્યું કે જડજે જૂરીને મુકદ્દમો સમજાવતી વેળા જે વ્યાખ્યા કરી હતી તે બરાબર નહોતી તેવી વ્યાખ્યા ન્યાયાધીશને યોગ્ય નથી. જુરરને સંબોધી તેમણે કહ્યું કે પ્રભુ આપનું ભલું કરો. આપ ભલા માણસો છો, આપ બધાએ

તેમને આ સભા વિનતિ કરે છે કે તેઓએ જેમ બને તેમ જલદી પોતાની જગાનું રાજીનામું આપવું.

આ ઠરાવના સમર્થનમાં તેમણે હિંદીમાં એક લાંબુ ભાષણ કર્યું હતું તેમણે કહ્યું કે મહાત્મા ગાંધીમાં જે શક્તિ છે, તે શક્તિ હિંદના મોટામાં મોટા, અમલદારમાં પણ નથી કારણ કે મહાત્મા ગાંધી હંમેશાં જૂલમ સામેજ લડે છે અને જૂલમ સાથે લડનારમાં શક્તિ દહાડે દહાડે વિકાસ પામતી જાય છે. ઘણાને સંદેહ ઉત્પન્ન થાય છે કે ડયુક હિંદમાંથી ચાલ્યા જશે એટલે સરકાર દમનનીતિ ચલાવશે. પણ જેની બાજુએ સત્ય છે, તેમણે એવી દમનનીતિ સામે દઢતાપૂર્વક ખડા રહેવું જોઇએ. એવો કોણ છે કે આવી દમનનીતિથી ડરે ? આપણે પ્રભુ સિવાય બીજા કોઇથી ડરવાનું નથી, કોલેજના વિદ્યાર્થીઓએ કદી પણ હિંદમાતાને ભૂલી જવાનાં નથી. હિંદની સ્વતંત્રતા એજ આપણી ઇષ્ટ વસ્તુ છે. ચાલુ સમયમાં આપણે એવી ઉથલપાથલ આરંભી છે કે એવી ઉથલપાથલ દુનિઆમાંના કોઇપણ દેશે કદી જોઈ પણ નહિ હોય. આપણી લડાઇ ઇતિહાસમાં લખાઇ રહેલી બધી લડાઇઓ કરતાં જુદી છે. લડતનું ફળ એ આવશે કે હિંદનાં તેત્રીસ કરોડ મનુષ્યો ગુલામગીરીની જંજિરમાંથી છૂટશે. પ્રભુની કૃપાથી તેઓ સ્વાધીન થશે. આવા સમયમાં દેશના ગ્રેજ્યુએટો દેશની દશા તરફ આંખ મિચામણાં કરશે ? શું શેકસપીઅર અથવા મિલ્ટન વાંચશે ? વિદ્યાર્થીઓ શું નિશાળોમાં કે કોલેજોમાં બેઠા બેઠા સરવાળા બાદબાકી કરી દેશના પ્રશ્નની સમાધાની કરશે ? અત્યારે દેશના માણસો સમક્ષ એકજ પ્રશ્ન રહ્યો છે, અને તે દેશની ગુલામગીરીનો છે. ચાલુ સમયમાં વિદ્યાર્થીઓએ એજ પ્રશ્ન વિચા–

તે કર્તવ્ય બજાવવા સિવાય બીજું કશું કર્યું નથી એ વખતે કોર્ટમાં લોકોની ભીડ વધવા લાગી ! માણસો 'અલ્લાહો અકબર' 'મહાત્મા ગાંધીકી જય' વગેરેના અવાજોથી જમીન ધ્રુજાવવા લાગ્યા.

લોકોની ભીડ જોઇ મૌલાના મહમ્મદઅલીએ ઉભા થઇ મોટા અવાજે જણાવ્યું કે કોઇ ગભરાશો નહિ. અમારી મુદત પૂરી થશે તે પહેલા આપણને સ્વરાજ મળશે અને અમે સ્વતંત્ર માણસો તરીકે કેદખાનાની બહાર નીકળીશું તરતજ એ સર્વજનપ્રિય નેતાઓને લઇ જવામાં આવ્યા.

ઉપસંહાર—

મૌલાના મહમ્મદઅલી અત્યારે નોકરશાહીના પંજામા છે, પણ લોકોની નજરે તો તેઓ છુટાજ છે તેઓનાં તેજસ્વી વચનો હજુ સુધી લોકોના કાનમાં ગુંજારવ કરી રહ્યાં છે. હિંદના મુસલમાનોને નમુનો લેવા લાયક તેમનું સાદુ જીવન અત્યારે પણ હિંદવાસીઓને ઘેર ઘેર ગવાઈ રહ્યું છે.

ડયુક ઓફ કોનોટ જ્યારે કલકત્તામાં આવ્યા ત્યારે કલકત્તામાં જે સભાઓ ભરાઇ હતી તેમાંની એક સભામાં મૌલાના મહમ્મદ અલીએ નીચેનો ઠરાવ મુક્યો હતો, અને એ ઠરાવ મુક્તા હિંદીમાં ભાષણ કર્યું હતું

ઠરાવ—કલકત્તાના રહેવાસીઓની આ સભા ઠરાવ કરે છે કે જે અવસ્થામાં બંગાળાની ધારાસભાની ચુંટણી કરવામા આવી છે, તે અવસ્થામાં ધારાસભાના પ્રતિનિધિઓ ખરેખરી રીતે લોકો તરફથી ચુંટાયા નથી, જે મેમ્બરોએ પોતાને ચુંટાવાની મજૂરી આપી છે,

તેમને આ સભા વિનતિ કરે છે કે તેઓએ જેમ બને તેમ જલદી પોતાની જગાનું રાજીનામું આપવું.

આ ઠરાવના સમર્થનમાં તેમણે હિંદીમાં એક લાંબુ ભાષણ કર્યું હતું તેમણે કહ્યું કે મહાત્મા ગાંધીમાં જે શક્તિ છે, તે શક્તિ હિંદના મોટામાં મોટા, અમલદારમાં પણ નથી કારણ કે મહાત્મા ગાંધી હંમેશાં જૂલમ સામેજ લડે છે અને જૂલમ સાથે લડનારમાં શક્તિ દહાડે દહાડે વિકાસ પામતી જાય છે. ઘણાને સંદેહ ઉત્પન્ન થાય છે કે ડયુક હિંદમાંથી ચાલ્યા જશે એટલે સરકાર દમનનીતિ ચલાવશે. પણ જેની બાજુએ સત્ય છે, તેમણે એવી દમનનીતિ સામે દઢતાપૂર્વક ખડા રહેવું જોઇએ. એવો કોણ છે કે આવી દમનનીતિથી ડરે ? આપણે પ્રભુ સિવાય બીજા કોઇથી ડરવાનું નથી, કૉલેજના વિદ્યાર્થીઓએ કદી પણ હિંદમાતાને ભૂલી જવાનાં નથી. હિંદની સ્વતંત્રતા એજ આપણી ઇષ્ટ વસ્તુ છે. ચાલુ સમયમાં આપણે એવી ઉથલપાથલ આરંભી છે કે એવી ઉથલપાથલ દુનિઆમાંના કોઇપણ દેશે કદી જોઈ પણ નહિ હોય. આપણી લડાઇ ઇતિહાસમાં લખાઇ રહેલી બધી લડાઇઓ કરતાં જુદી છે. લડતનું ફળ એ આવશે કે હિંદનાં તેત્રીસ કરોડ મનુષ્યો ગુલામગીરીની જંજિરમાંથી છુટશે. પ્રભુની કૃપાથી તેઓ સ્વાધીન થશે. આવા સમયમાં દેશના ગ્રેજ્યુએટો દેશની દશા તરફ આંખ મિચામણાં કરશે ? શું શેક્સપીઅર અથવા મિલ્ટન વાંચશે ? વિદ્યાર્થીઓ શું નિશાળોમાં કે કૉલેજોમાં બેસી બેધ સરવાળા બાદબાકી કરી દેશના પ્રશ્નની સમાધાની કરશે ? અત્યારે દેશના માણસો સમક્ષ એકજ પ્રશ્ન રહ્યો છે, અને તે દેશની ગુલામગીરીનો છે. ચાલુ સમયમાં વિદ્યાર્થીઓએ એજ પ્રશ્ન વિચા–

સ્વાનો છે. પુસ્તક વાંચવાથી કંઈ દેશની સ્વતંત્રતા મેળવાતી નથી, માણસોનાં બળિદાનપરજ દેશની ભાવી આશાનું મંડાણ છે. સ્વદેશી એ આપણી લડતનું મુખ્ય અંગ છે. રેંટીઓ ફેરવવો એ કંઇ અપમાન નથી, અપમાન તો એ કે ૧૭૦ વર્ષ થયાં આપણે જે ગુલામગીરીની બેડીઓ પહેરી છે તે છે.

મૌલાના મહમ્મદઅલીના આ શબ્દો હિંદના બાળકો ન ભૂલે એવી આશાથી અમે છેવટે એ શબ્દો નોંધી એમનું જીવન આટો-પીએ છીએ. હજુ મૌલાના મહમ્મદઅલી સ્વરાજ્યની લડતમાં શો ભાગ ભજવનારા છે, તેતો ભવિષ્યમાં જણાશે.



## હકીમ હાફિજ

## મહમ્મદ અજમલખાન.



હિંદમાં અત્યારે એવા કોઇ નહિ હોય, કે જે હકીમ અજમલખાનના નામથી અજાણ્યો હશે. મહાત્મા ગાંધીજીની જગ્યા સાચવનાર એ વીર નર હિંદમાંનો શું પણ સમગ્ર જગતમાં પ્રખ્યાત છે. હકીમ સાહેબ જાતના પઠાણ છે. તેઓએ કોઈ નિશાળ કે કોલેજમાં નિયમિત રીતે કેળવણી લીધી નથી. ઘેર દેશી વૈદો પાસે તેમણે દેશી વૈદક શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. વૈદકશાસ્ત્રમાં તેમની યોગ્યતાની ઓળખાણ આપવી એ નકામું છે. જે કોઇ તેની પાસે દવા કરાવવા આવ્યું છે તે તેમની હોશીયારીનાં વખાણ કરે છે. હકીમ સાહેબના પૂર્વ પુરુષ મહમ્મદ કુમાલ વાળા મહમ્મદ હકીમે બાબર બાદશાહની સાથે આલગઢથી હિંદમાં આવી સિંધ હૈદરાબાદમાં વસવાટ કર્યો હતો. તેઓ ત્યાં જીવતાં સુધી રહ્યા. અકબરના સમયમાં મુલ્લાં અલીકડિ અને મુલ્લાં અલીદાઉદ તેના દરબારમાં બહુ હોશિયાર પંડિત ગણાતા હતા. એ બંનેએ કેટલાંક જુનાં પુસ્તકોપર અરબી ભાષામાં ટીકા કરેલી હોવાથી આજે પણ તેઓનું નામ પ્રખ્યાત થઇ રહ્યું છે.

મુલ્લાં દાઉદખાનના પુત્ર હકીમ ફેજલખાન અકબરના દરબારમાં ઉત્તમ વૈદ્ય તરીકે પંકાતા હતા, તેઓ આ વંશના પહેલા વૈદ્ય હતા. હકીમ મહમ્મદ વાજલખાંન ઔરંગઝેબના દરબારમાં વૈદ તરીકે પંકાતા હતા. તેના બે પુત્ર મહમ્મદ અમલખાન અને મહ-

નાનથી મુગ્ધ થઇ બ્રિટિશ સરકારે તેને લગભગ સોળ વર્ષ પહેલાં "હાફિજ-ઉલ-મુલ્ક"ની પદવી આપી છે. લોર્ડ હાર્ડિંજના સમયમાં તેમની વિનંતિપરથી ખુદ શહેનશાહ જ્યોર્જ તેમને પહેલા વર્ગનો 'કૈસર-ઇ-હિંદ'નો સોનાનો ચાંદ આપ્યો હતો.

હકીમ અજમલખાનને એક પુત્ર અને બે કન્યાઓ છે. પુત્ર હકીમ મહમ્મદ જામિનખાન માત્ર ત્રેવીશ વર્ષના છે પરંતુ એટલી નાની ઉમરમાં પણ તેઓએ વૈદકનું સારૂં જ્ઞાન મેળવ્યું છે હકીમ અજમલખાન આજે ભારતમાં પ્રખ્યાત છે તેમણે દેશને માટે જીંદગી અર્પણ કરી છે. તેમનાં જીવન ચરિત્રની તે શી ચર્ચા કરવી ? તેઓ અલીગઢની મુસલમાન કોલેજના ટ્રસ્ટીઓમાંના એક છે, સમસ્ત હિંદની મુસલમાન કેળવણી પરિષદના પ્રતિનિધિ છે, સમસ્ત હિંદની આયુર્વેદી અને યુનાની પરિષદની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ છે, અને સમસ્ત હિંદની મોસ્લેમ લીગ તથા મદ્રાસની રાષ્ટ્રીય કેળવણી સમિતિના સહકારી પ્રમુખ છે.

મદ અકમલખાનને પરણ્યા [જવામાં વાર્ષિક બે લાખની આવકવાળી જાગીર મળી હતી તથા તે સિવાય તેમને દર માસે ૩૦૦૦ રૂપીઆનો પગાર મળતો. અકમલખાનનાં મરણ બાદ તેના પુત્ર, મહંમદ શરીફખાનને પાણીપત અને શુનીપત પરગણામાં આઠ ગામની એક જાગીર મળી. આ જાગીરની વાર્ષિક આવક ૨૫૦૦૦ રૂપીઆની હતી. હકીમ શરીફખાંની વૃદ્ધાવસ્થામાં બાદશાહ શાહઆલમના અમલ દરમીઆન તેની જાગીર તેમના ૭ પુત્રોના હાથમાં આવી. જાગીર એ ૭ જણાને સોંપતી વેળા બાદશાહ શાહઆલમે પોતાના હાથે જે ગાદી કરી આપી હતી તે હજી આજે પણ ખાનસાહેબના ઘરમાં ગાદી મુકવામાં આવી છે. હકીમ શરીફખાનનાં મરણ બાદ બ્રિટિશ સરકારે જાગીર જપ્ત કરી અને જાગીરને બદલે એ ૭ જણાને માસિક કંઈક આપવાની વ્યવસ્થા કરી. હકીમ શરીફખાંના મરણ બાદ તેનો પુત્ર હકીમ સાદક અલીખાન ઉપલી માસિક આવક સિવાય ત્રણ ગામની એક જાગીર ભોગવતો હતો. હકીમ સાદિકઅલીખાનને ત્રણ પુત્ર હતા ગુલામ મહમ્મદખાન, મહમ્મદખાન અને મુનોળખાન એ ત્રણે ભાઇઓ મરણ પામ્યા છે. હકીમ મહમ્મદખાનને ત્રણ પુત્ર થયા. હાઝિક ઉલમુલ્ક હકીમ મહમ્મદ અબ્દુલ મજિદખાન, હકીમ મહમ્મદ વાસિલખાન અને હકીમ અજમલખાન. હકીમ મહમ્મદ અબ્દુલ મજિદખાન એક પ્રખ્યાત હકીમ હતા. તેઓએ જ પહેલાં મુસલમાનોમાં હાઝિક ઉલમુલ્કની પદવી મેળવી હતી. પરંતુ દુર્ભાગ્યે હકીમ અબ્દુલ મજિદખાન અને હકીમ મહમ્મદ વાસીલખાન નાની ઉમરમાં મરણ પામ્યા. અત્યારે એ વંશમાં ફક્ત હકીમ અજમલખાન જીવતા રહ્યા છે. અજમલખાનની વિદ્યા, બુદ્ધિ અને રાજનીતિનાં જ્ઞાનનું વર્ણન કરવું નકામું છે. તેનાં વૈદકીય

જ્ઞાનથી મુગ્ધ થઇ બ્રિટિશ સરકારે તેને લગભગ સોળ વર્ષ પહેલાં "હાફિઝ–ઉલ–મુલ્ક"ની પદવી આપી છે. લોર્ડ હાર્ડિંજના સમયમાં તેમની વિનંતિપરથી ખુદ શહેનશાહ જ્યોર્જે તેમને પહેલા વર્ગનો 'કૈસર–ઇ–હિંદ'નો સોનાનો ચાંદ આપ્યો હતો.

હકીમ અજમલખાનને એક પુત્ર અને બે કન્યાઓ છે. પુત્ર હકીમ મહમ્મદ જામિનખાન માત્ર ત્રેવીશ વર્ષના છે પરંતુ એટલી નાની ઉમરમાં પણ તેઓએ વૈદકનુ સારૂં જ્ઞાન મેળવ્યું છે હકીમ અજમલખાન આજે ભારતમાં પ્રખ્યાત છે તેમણે દેશને માટે જીંદગી અર્પણ કરી છે. તેમનાં જીવન ચરિત્રની તે શી ચર્ચા કરવી? તેઓ અલીગઢની મુસલમાન કોલેજના ટ્રસ્ટીઓમાંના એક છે, સમસ્ત હિંદની મુસલમાન કેળવણી પરિષદના પ્રતિનિધિ છે, સમસ્ત હિંદની આયુર્વેદી અને યુનાની પરિષદની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ છે, અને સમસ્ત હિંદની મોસ્લેમ લીગ તથા મદ્રાસની રાષ્ટ્રીય કેળવણી સમિતિના સહકારી પ્રમુખ છે.

દિલ્હીની આયુર્વેદીય યુનાની કોલેજ હકીમ સાહેબના પ્રયત્નથીજ સ્થપાઇ છે. આ કોલેજ છેલ્લાં ત્રીશ વર્ષ થયાં ચાલે છે. ઇ. સ. ૧૯૧૬ ના માર્ચની ૧૯ મી તારીખે દિલ્હીના કેરલ બાગ નામનાં સ્થળે લોર્ડ હાર્ડિંજે એ કોલેજનાં નવાં મકાનનું ખાત મુહૂર્ત કર્યું હતું. હજુ એ કોલેજનાં મકાનો ચણાઇ રહ્યાં નથી. અત્યાર સુધીમાં કોલેજનું મકાન બંધાવવામાં પાંચ લાખ રૂપીઆનું ખર્ચ થઇ ગયું છે. ઓછામાં ઓછા તેરલાખ રૂપીઆ આ કોલેજનાં બાંધકામમાં ખર્ચાશે એવો અડસટો કરવામાં આવ્યો છે. આ કોલેજ સાથે એક હિંદુસ્તાની દવાખાનું ખોલવામાં આવ્યું છે. ત્યાં શુદ્ધ આયુર્વે-

દીય અને યુનાની દવાઓ વેચાય છે. હકીમ સાહેબ સારા વૈદ અને રાજનીતિ વિશારદ સાથે સારા ગ્રંથકાર પણ છે. યુનાની વૈદક સંબંધી ઘણા ગ્રંથો તેમણે લખી પ્રગટ કર્યા છે. તેમાંના થોડાનાં નામ નીચે આપ્યાં છે.

૧. આત તાઉન ( પ્લેગ સંબંધી પુસ્તક )

૨. આત-ફિજાત-ઉલમેદિયાફિ સિનાઈત તાકલિસિયા ( કોઢ સંબંધી પુસ્તક. )

૩. અલ-ક્વાલ-ઉલ-આમેંવ-ફિમા-ઉલ-મદુવ.

૪. અલ-બયાન-ઉલ- હુસન-આન—માતાઉલ-મજ્જર્દન-ઉલ-મુમાગ્ના-ખ્ઠસિર-ઉલ-બદન.

૫. આસક-ઈ. મુઝિઆ ( અનેક દવાઓ સંબંધી જવાબ )

૬. મુકા-તેમાતુલ-લુમટ ( યુનાની દવા સંબંધી નવું પુસ્તક)
આ પુસ્તકમાંના પહેલાં પુસ્તક સિવાય બીજાં બધાં અરબી ભાષામાં લખેલાં છે.

હકીમ સાહેબ દિલ્હીના બાલિમારા નામના વિભાગમાં શરિફ-મંજિલ નામના બંગલામાં રહે છે.

તેઓએ આખા હિંદમાં ફરી વૈદકશાસ્ત્ર સંબંધી જ્ઞાન મેળવ્યું છે. તે સિવાય ઈગ્લાંડ, ઇજિપ્ત અને મેસોપોટેમિઆમાં પણ તેઓએ મુસાફરી કરી છે.

જલિઆનવાલા બાગમાં ડાયરના હુકમથી સેંકડો પંજાબીઓ ઘાયલ થયા તથા માર્યા ગયા. સરકારે તે ડાયરને નિર્દોષ ઠરાવ્યો તેથી હકીમ અજમલખાનને બ્રિટિશ ન્યાયપરનો વિશ્વાસ ઉઠી ગયો. ત્યારથી તેઓ મહાત્મા ગાંધીના પક્ષમાં ભળ્યા. સરકારનાં કૃત્ય તરફ

વાંધો ઉઠાવવા ખાતર તેમણે ઇ. સ. ૧૯૨૦ ના એપ્રિલ માસમાં સરકારે આપેલા ચાંદો તથા પદવીઓ સરકારને પાછી મોકલી દીધી. ઇ. સ. ૧૯૧૮ માં દિલ્હીમાં કોંગ્રેસ ભરાઈ હતી. તે વખતે તેઓ સત્કાર કમિટિના પ્રમુખ નીમાયા હતા. ત્યાર પહેલાં કોંગ્રેસનું કાર્ય અંગ્રેજી ભાષામાં ચાલતું હતું. દેશી ભાષામાં એક શબ્દ બોલવાનું પણ કોઇ સાહસ કરી શકતું નહિ. જો કોઈ એવો પ્રયત્ન કરતુ તો તેની ' અંગ્રેજી ભાષા ન જાણનાર દેશી 'ના નામથી મશ્કરી કરવામાં આવતી. પરંતુ હકીમ સાહેબે એ નિયમ તોડયો. તેઓ તો નામના, યશના ભિખારી નહોતા, તેઓ તો માતાની સેવા કરવા તૈયાર થયા હતા. એથી તેમણે કોઇનો પણ ડર ન રાખતાં પોતાનું ભાષણ ઉર્દુ ભાષામાં કર્યું. કલકત્તાની ખાસ કોંગ્રેસમાં હકીમ સાહેબે સ્વરાજના કુટિલ કારસ્થાનથી આજે આપણા માનનીય પ્રમુખ સાહેબ હાજર થઈ શકયા નથી. શ્રીયુત ચિત્તરંજનદાસ આજે આપણી સમક્ષ હાજર થઇ શકયા ન હોવાથી આપણે બધા દુઃખી થયા છીએ. દેશબંધુદાસે બંગાળાની ઉન્નતિ માટે કેટલો બધો શ્રમ વેઠયો છે. બંગાળાનાં રાજનૈતિક અને સામાજિક ક્ષેત્રમાં તેઓનું આસન કેટલું બધું ઉંચું છે, એ કહેવાની જરૂર નથી. તેમને તેમના દેશવાસીઓ કેટલા બધા ચાહે છે, તે વાત આજે આ સભાપર જે દિલગીરીની છાયા છવાઇ રહી છે, તે પરથી જાણી શકાય છે. આપણે તેમની ગેરહાજરીથી જેટલા દુઃખી થયા છીએ, તેટલાજ ખુશી તેમણે હસતાં હસતાં સ્વીકારી લીધેલાં કેદખાનાંથી થયા છીએ. કોંગ્રેસના પ્રમુખ તરીકે દેશબંધુ જેટલું કામ કરી શકત, તેના કરતાં વધુ કામ તેમણે કેદખાનાંને હસ્તે મુખડે ગ્રહણ કરી કર્યું છે, એવો મને દૃઢ વિશ્વાસ છે. તેમની ગિરફતારીથી આપણી ચળવળમાં વધુ ઉત્સાહ રેડાયો છે. દેશબંધુ

દાસનું આસન પૂર્ણ કરવા હું અસમર્થ છું. તોપણ આપ બધાએ મને એ આસન સોંપ્યું છે તો હું આપનો આભાર માનું છું. હું દેશને માટે સ્વાર્થત્યાગ કરી આ પદની યોગ્યતા ટકાવી રાખવાનો પ્રયત્ન કરીશ. હિંદી રાષ્ટ્રીય મહાસભાએ અસહકારનો સિદ્ધાંત સ્વીકાર્યો ત્યારથી એ ચળવળ કેટલી આગળ વધી છે, તેની ચર્ચા કરતાં બહુ વખત જાય એમ છે. તેથી અહિંસક અસહકારથી દેશને શો લાભ થયો છે, તે સંબંધમાં હું ટુંકાણમાં વિવેચન કરીશ. અસહકારની ચળવળ હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાઇ રહી છે, અત્યારે હિંદવાસીઓમાનો એક પણ માણસ એવો નહિ હોય કે જેનામાં સ્વાર્થત્યાગની વૃત્તિ ઉછાળા મારતી નહિ હોય. આજે સ્વરાજ મેળવવા માટે તથા ખિલાફત તથા પંજાબના અત્યાચારો માટે બધા લોકો એકત્ર થયા છે. તે માટે આજે દરિયાપારના લોકો પણ હિંદી પ્રજાને માન આપે છે. આવો સમય હિંદને માટે અગાઉ કદી આવ્યો નથી. આપણા મિસરવાસી ભાઇઓએ આજે રાજનૈતિક ચળવળમાં આપણો માર્ગ ગ્રહણ કર્યો છે. આપણે અભિમાન લેવા જેવી વાત છે કે આજે આપણે બીજી પ્રજાઓને પણ અસહકારની દીક્ષા આપી છે આજે અહિંસક અસહકાર કેવળ હિંદની ભૂમિપરજ બંધાઈ રહ્યો નથી, પણ સમગ્ર એશિઆની લડત બની રહ્યો છે; અને એવો દિવસ જરૂર આવશે કે જ્યારે આખું જગત અન્યાય સામે થવા આ અહિંસક અસહકાર રૂપી હથિયાર પકડશે. હિંદમાં અસહકાર નિષ્ફળ ગયો છે, એમ કોણ કહી શકે છે ? જે જે વીરો સ્વાર્થ તજી જેલ જાત્રા કરવા ગયા છે, તેમની સંખ્યા જોતાં એવો વિચાર કોના મનમાંપ્રવેશી શકે છે ? આટલી બધી દમનનીતિ ચાલતી છતાં અસહકારની ભરતી ચડતીજ જાય છે, એથી રાષ્ટ્રની શક્તિ બમણી થતી જાય છે. સર-

કારની દમનનીતિથી લોકોમાં ઉન્માદ રેડાતો જાય છે ફતવા અને જમિયત-ઉલમાની જપ્તી, રાજદ્રોહસૂચક સભાઓની બંધી, કરાચીનો મુકદમો, ફોજદારી કાયદા સુધારનારો કાયદો, ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમનો મનસ્વી પ્રયોગ, સ્વયંસેવકનાં ટોળાંને ગેરકાયદેસર જાહેર કરવાં વગેરે દમનનીતિથી આપણી ચળવળના પૂર ચઢ્યા છે મનુષ્યોના જન્મસિદ્ધ અધિકારો છીનવી લીધાથી મહારાષ્ટ્ર અને આંધ્રના લોકો રોષાયમાન થઈ જેલના અતિથિ થાય છે. હિંદવાસીઓએ ત્યાંથી લડાઈ જાહેર કરી છે એ લડાઈમાં દરેક યોદ્ધો પોતપોતાની ફરજ સમજી બાદશાહી લશ્કરની પેઠે કામ કરવા મંડ્યો છે.

યુવરાજની પધરામણીના સંબંધમાં હું થોડું કહેવા માગું છું. યુવરાજ સાથે આપણને કશો વાદવિવાદ નથી. પરંતુ યુવરાજની પધરામણીથી આ દેવાળું કાઢનારી સરકારને મોટી થવા દેવી જોઈએ નહિ. જ્યાં સુધી ખિલાફત અને પંજાબના જુલમોનો બદલો ન મળે જ્યાં સુધી સ્વરાજ્ય ન મળે, ત્યાં સુધી કોઈપણ હિંદવાસી યુવરાજને અંતઃકરણપૂર્વક માન આપી શકે નહિ. એ માટે આપણે યુવરાજની પધરામણી વખતે થતા તમાશાઓમાં ભાગ લેવાની ના પાડી છે. આ સંબંધમાં કોઈ પણ સ્થળે અશાન્તિ મચે, તો તેની જવાબદાર સરકાર જ છે કારણ કે તેની યુક્તિપ્રયુક્તિ એ અશાન્તિ ફેલાઈ છે.

આપણા વિરોધીઓ કહે છે કે અસહકારની ચળવળ નિષ્ફળ ગઈ છે, તેઓ કહે છે કે હજુ સરકારી નિશાળો ખાલી થઈ નથી પદવીધારીઓએ પદવીઓ તજી નથી, વ્યવસ્થાપક સભાના સભાસદોએ, હાઈકોર્ટના કેટલા જજોએ, ધારાસભાના સભાસદોએ રાજીનામાં આપ્યાં નથી. હજુ વકીલ બારીસ્ટરો અગાઉની પેઠે કામ ચલાવે છે. પરંતુ

સરકારી નિશાળો કેવી ચાલે છે તે કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઇસ ચેન્સેલરનાં ભાષણપરથી સમજાય છે. જે જે નિશાળીઆઓએ નિશાળો છોડી છે, તેને માટે આપણે નવી નિશાળો ઉઘાડી શક્યા નથી તોપણ કલકત્તા વિશ્વવિદ્યાલયની આવી અવસ્થા થઇ છે! ખિતાબોવાળા અને ધારાસભાના સભાસદો તથા વકીલ બારિસ્ટરોના સંબંધમાં મારે એટલુંજ કહેવાનું કે તેઓની અત્યારે અગાઉ જેવી ઇજ્જત રહી છે ખરી? એ બધા લોકો દેશનો પોકાર ન સાંભળે એ સ્વાભાવિક છે. અને તે માટેજ અત્યારે તેઓની આબરૂના કેવા હાલ થયા છે, તે જોવાનું છે. સરકાર તેઓનાં અંગપર ખિતાબની છાપ મારી તેઓને જાહેરમાં લાલવાનો પ્રયત્ન કરે તોપણ હવે શું લોકોમાં તેઓનું માન અગાઉ જેવું રહેવાનું છે? પ્રજાનાં મત ઉપર ગેરઆબરૂનો સવાલ લટકી રહે છે. વેપારીઓ દેશના કાર્યમાં બરાબર રીતે ભળ્યા નથી. એ વાત ખરી છે, પરંતુ આપણે આપણી પચાયત પ્રથાને જેમ જેમ સજીવન કરતાં જશું, તેમ તેમ તેઓ સાધારણ પ્રજામતના પક્ષમાં ભળતા જશે. સરકારી અમલદારોમાંના જે જે અમલદારોએ પોતાની નોકરીના રાજીનામાં આપ્યાં છે, તે સંખ્યાં કંઇ નાનીસુની નથી. સરકારની દમનનીતિને લીધે એ સંખ્યામાં ઉમેરો થતો જાય છે, એ પણ સંતોષની વાત છે. આપણો વિનીત ભાંઇઓ માતૃભૂમિને ચાહે છે. છતાં તેઓ આપણી સાથે ભળ્યા નથી. તેનું કારણ માત્ર એટલું જ છે કે તેઓ હજુ સુધી આપણાં કાર્યની પદ્ધતિ અને ઉદ્દેશ સમજી શક્યા નથી. પરંતુ મને ખાત્રી છે કે તેઓ જેમ બને તેમ જલદી પોતાનો ખોટો વિચાર તજી આ યજ્ઞના ઋત્વિક બનશે.

અભાગી મોપલા ભાઇઓની શોચનીય દશાની વાત કહ્યા સિવાય ચાલે તેમ નથી! આ મોપલાઓની બે બાજુઓ છે એક

બાજુએ સરકારનો મોપલા તરફનો વ્યવહાર અને બીજી તરફથી મોપલાઓનું હિંદુ તરફનું વર્તન. સરકારેજ મોપલાઓને ઉશ્કેર્યા છે. વળી આ ગરબડ સમાવવા માટે સરકારે જેજે ઉપાયો લીધા છે, તે ઉપાયોની કોઇ પણ બુદ્ધિમાન માણસ નિંદા કર્યા સિવાય રહેશે નહિ. અમૃતસરના બનાવની વાત જેઓ જાણે છે, તેઓ જાણી શકશે કે એ ઉપાયો કેટલા બધા ભયંકર છે ! મોપલાઓના વિદ્રોહની આ એકાદ બે વાતો પ્રજાની જાણમાં આવી છે, તે સિવાય બીજા કેટલાય બનાવો બન્યા હશે કે જેનું સાધારણ લોકોને જ્ઞાન પણ નથી. જે જે હિંદુઓ મોપલાઓને હાથે પિડાયા છે, તે તરફ હું સહાનુભૂતિ દર્શાવું છું. મહાન મોપલા સમાજ પણ નક્કી એ કામ કરનારની નિંદાજ કરશે ! આપણા દેશમાં અત્યારે જે ભાંગતોડ મચી રહી છે, તે નવી સૃષ્ટિની તૈયારી છે. ભવિષ્યમાં નવીન ભારત આ જગજુના દેશના ઇતિહાસનાં ગૌરવને વધુ પ્રકાશિત કરશે. જગતમાં હિંદનું સ્થાન હિમાલય સમાન મહાન બનશે."

મહાત્મા ગાંધીએ અમદાવાદની સાબરમતી જેલમાંથી હકીમ સાહેબને જે પત્ર લખ્યો હતો, એ પત્ર નીચે આપવામાં આવે છે. તે પરથી બધા વાચકો જાણી શકશે કે મહાત્માજી હકીમ સાહેબને કઇ નજરે જુએ છે, હિંદનાં રાજનીતિ ક્ષેત્રમાં હકીમ સાહેબનું સ્થાન કેટલું ઉચું છે.

સાબરમતી જેલ ૧૨ મી માર્ચ ૧૯૨૨.

પ્રિય હકીમજી, કામ ચલાવવા ખાતર કેદમાં પડેલા આસામીઓ જેલના નિયમ મુજબ પોતાની મરજી પ્રમાણે પત્રો લખી શકે છે, એ વાત આપના જાણવામાં આવતાં હું આપને લખવા બેઠો છું.

જે દિવસે આપણે એ એકતા તજશું, તે દિવસે સ્વરાજ પણ ઉડી જશે હિંદુમુસલમાન એકતા કાયમને માટે સ્થાપવી જોઇએ.

વળી આ એકતા હિંદમાંના મુઠીભર પારસી, ખ્રિસ્તી, યાહુદી અથવા સીખોને અનિષ્ટકર ન નીવડે તે તરફ પણ આપણે લક્ષ રાખવું જોઇએ. જો આપણે એ નાની જાતિઓને દબાવવા માગીશું, તો નકી એક દિવસ હિંદુ મુસલમાનમાં પણ ફાટ પાડવાનીજ.

આપ હિંદુ મુસલમાન એકતાને ખરાં જીગરથી ચાહનારા હોવાથીજ હું આપના તરફ આટલો બધો આકર્ષાયો છું.

મને ખાત્રી છે કે અહિંસાને કાર્ય સાધવાનો અકસીર ઇલાજ માની તેનું પાલન કર્યા સિવાય હિંદુ–મુસલમાન ની એકતા કદી પણ થવાની નથી. હિંદુ–મુસલમાન એકતાના બચાવનું કારણ હોવાથી હું એને ઉપાય તરીકે જણાવું છું. ત્રીશ કરોડ હિંદુ–મુસલમાન એક થઇ જ્યારે જગતની બધી શક્તિઓને તુચ્છ માને તો પછી હિંદમાંના થોડા ઘણા અંગ્રેજ અમલદારો પર જુલમ કરવો એ એક

ભાઈ શંકરલાલ પણ મારી સાથે છે, એ વાત આપના જાણવામાં હશે. તે મારી સાથે છે, એથી મને બહુજ આનંદ થાય છે. તેઓ મને કેટલા પ્રિય છે તે બધા જાણે છે. આથી કેદમા પણ અમે બંને સાથે હોવાથી અમને બંનેને કેટલો આનંદ થતો હશે, તે લખી બતાવવાની જરૂર નથી.

આપ કોંગ્રેસની કાર્યવાહક સભાના પ્રમુખ છો. માટે આપ હિંદુ મુસલમાનોના અથવા ખુલ્લી રીતે કહું તો સમગ્ર હિંદના નેતા છો, એ વાત લક્ષમાં રાખી આ પત્ર હું આપને લખી રહ્યો છું.

કેવળ એટલુંજ નહિ. આપ મુસલમાન જાતિના આગેવાનોમાંના એક છો અને વળી તેમાં મારા એક વિશ્વાસુ મિત્ર છો, તેથી હું આપત્ર આપને લખું છું. ઈ. સ. ૧૯૧૫ માં મને આપને ઓળખવાની તક મળી. આપની સાથેનો સહવાસ જેમ જેમ વધતો ગયો, તેમ તેમ હું સમજી શક્યો, કે આપની સોબત મારે માટે મૂલ્યવાન રત્નરૂપ છે. આપે ખરા મુસલમાન છતાં બતાવી આપ્યું છે, કે હિંદુ મુસલમાન એક્તાનો ખરો અર્થ શો છે?

અમાઉ બરાબર સમજી શકાતું નહોતું, છતાં અત્યારે તો હું પૂરી રીતે સમજી ગયો છું કે હિંદુમુસલમાનની એકતા સિવાય સ્વરાજ મળે તેમ નથી. હું ભારપૂર્વક જણાવું છું કે એ એક્તા સિવાય મુસલમાનો કદી પણ ખિલાફતનું રક્ષણ કરી શકશે નહિ. બંને જાતિઓ વચ્ચે ભિન્નભાવ રહેશે તો આપણે હમેશને માટે ગુલામી વેઠવી પડશે. આ એક્તા કંઇ કાર્ય સાધવાનો ઉપાય માત્ર નથી. કાર્ય પૂરૂં થતાં એ એક્તાને છોડી દેવી એ મોટી ભૂલ છે;

જે દિવસે આપણે એ એકતા તજશું, તે દિવસે સ્વરાજ પણ ઉડી જશે હિંદુમુસલમાન એકતા કાયમને માટે સ્થાપવી જોઇએ.

વળી આ એકતા હિંદમાંના મુઠીભર પારસી, ખ્રિસ્તી, યાહુદી અથવા સીખોને અનિષ્ટકર ન નીવડે તે તરફ પણ આપણે લક્ષ રાખવું જોઇએ. જો આપણે એ નાની જાતિઓને દબાવવા માગીશું, તો નકી એક દિવસ હિંદુ મુસલમાનમાં પણ ફાટ પાડવાનીજ.

આપ હિંદુ મુસલમાન એકતાને ખરાં જીગરથી ચાહનારા હોવાથીજ હું આપના તરફ આટલો બધો આકર્ષાયો છું.

મને ખાત્રી છે કે અહિંસાને કાર્ય સાધવાનો અકસીર ઇલાજ માની તેનું પાલન કર્યા સિવાય હિંદુ-મુસલમાન ની એકતા કદી પણ થવાની નથી. હિંદુ-મુસલમાન એકતાના બચાવનું કારણ હોવાથી હું એને ઉપાય તરીકે જણાવું છું. ત્રીશ કરોડ હિંદુ-મુસલમાન એક થઇ જ્યારે જગતની બધી શકિતઓને તુચ્છ માને તો પછી હિંદમાંના થોડા ઘણા અંગ્રેજ અમલદારો પર જુલમ કરવો એ એક જાતની કાયરતા માનવી જોઇએ. આપણે અજ્ઞાની હોવાથીજ અત્યાર સુધી તેઓની બંદુકોને તોપોથી ડરતા આવ્યા છીએ. જે દિવસે આપણે આપણી શક્તિ હૃદયમાં અનુભવી શકશું તે દિવસે તેઓને બળવાન માની બીવાનું અને તે માટે તેઓને પીડવાનુ કાર્ય આપણે માટે અયોગ્ય ઠરશે. આપણે દુર્બળ છીએ તે ખતાર નહિ, પણ આપણે બળવાન છીએ એ ખાતરજ હું મારા સ્વદેશ ભાઇઓને અહિંસાનો મંત્ર આપી રહ્યો છું. આપણે બંને જાણીએ છીએ કે આપણે હજુ સુધી ખરા બળવાનને અહિંસક બનાવી શકયા નથી. તેવી ચેષ્ટા પણ કરી નથી. કારણ કે હિંદુ-મુસલમાનના એકતા હજુ

ઉપાયની અવસ્થા છોડી સનાતન સત્યની અવસ્થાએ પહોંચી શકી નથી બને જાતિઓ વચ્ચે હજુ પરસ્પરનો અવિશ્વાસ ગયો નથી, હજુ બને જાતિઓ એક બીજીથી ડરે છે તો પણ હુ નિરાશ થયો નથી આપણે અત્યારસુધીમાં આ સબધમાં જે કઇ કાર્ય કર્યું છે, તે મને પુરતુ લાગે છે જે સેકડો વર્ષે થવાનુ હતુ તે આપણે અઢાર માસમા કર્યું છે. છતા હજુ આપણે ઘણુ કરવાનુ છે બચવા માટે જેમ શ્વાસોચ્છ્વાસની જરૂર છે, તે પ્રમાણે હિંદને માટે હિંદુ-મુસલમાનની એકતાની પણ જરૂર છે મને લાગે છે કે હજુ સુધી બને જાતિની દરેક વ્યકિતના અતઃકરણમા એકતા માટેનું દર્દ જાગ્યુ નથી

હિંદુ મુસલમાનની એકતા કરવામાં મને લાગે છે. કે અત્યારે પરિમાણ કરતા ગુણ ઉપર આધાર રાખવાની વધુ જરૂર છે, અર્થાત્ હિંદુ-મુસલમાન એકતામાં તદ્દન આસ્થા રાખનારા લોકોની સખ્યા અત્યારે બહુ નહિ હોય તો ચાલશે પરતુ જે થોડા માણસ હોય તેઓ તો તદ્દન આસ્થાવાન હોવા જોઇએ જો હિંદુ મુસલમાન એકતામાં દૃઢ વિશ્વાસ રાખનાર થોડા લોકો મળી આવે તો થોડા સમયમાં જણાશે કે એ થોડા દૃઢનિશ્ચયી માણસોના વિચારો સમાજમા ફેલાતાં બહુ વિલબ થશે નહિ। મન વચન ને કર્મ વડે અહિંસક નહિ થઇએ તો આપણે રાજનૈતિક લક્ષ્યના માર્ગપર એક ડગલું પણ ચાલી નહિ શકીએ એ વાત થોડા માણસોના હૃદયમા ઉતરી જવી જોઇએ એ માટે આપને અને ઓલ ઈંડીઆ કોંગ્રેસ કમિટિના સભાસદો આગળ મારી નમ્ર વિનતિ છે કે ઉપરનું તત્ત્વ જેઓ ન સમજતા હોય, તેવા માણસો આપણા રોજમાં ન હોવા જોઇએ

એટલું લક્ષમાં રાખવાનું છે કે અધિક મતથી વિશ્વાસની સૃષ્ટિ થતી નથી.

હું રેંટીઆને આખાં હિંદની એકતાનું અને આપણી રાજનૈતિક આકાંક્ષા તૃપ્ત કરવાનું સાધન માનું છું. જેઓ અહિંમાત્મક અસહકારમાં આસ્થા રાખતા હોય, જેઓ હિંદુ-મુસલમાનની એકતાને જરૂરની ધારતા હોય તેઓએ પોતાનું નિત્યકર્મ માની દરરોજ સુતર કાંતવું જોઈએ. જો બાળકથી માંડીને વૃદ્ધ સુધીના બધા હિંદવાસીઓ રેંટીઆવડે કાંતેલાં સુતરનાં વસ્ત્રો પહેરે તો હું સમજું કે હિંદ એકતાનો મર્મ જરૂર સમજી ગયું છે. રેંડીઆ ફેરવી સુતર કાંતવું, અને કર્તવ્યમાની ખાદી પહેરવી એ હિંદની એકતા માટે મને અતિ અગત્યનું જણાય છે.

જોકે ખિતાબધારીઓ ખિતાબ તજે, વકીલો વકિલાત તજે, વિદ્યાર્થીઓ નિશાળ છોડે અને સૈનિકો તથા સિવિલિઅનો પોતપોતાનું કાર્ય તજી દે એ આપણે ઇચ્છીએ છીએ છતાં અત્યારે આપણે જેટલું કામ કરી શક્યા છીએ તે કાર્યને દૃઢ કરવા અને ચાલુ પદ્ધતિ સાથેનો તેનો સબંધ સંપૂર્ણ છોડાવી તેને સુધારવા અગર તેમ ન બની શકે તો તેનો નાશ કરવા માટે આપણે આપણા બધા પ્રયત્નો કામે લગાડવા જોઇએ.

આપણામાં કામ કરનારાઓ બહુ થોડા છે. સંગઠનના કાર્યમાં આપણે બહુ ધ્યાન આપવું પડશે. આવી સ્થિતિમાં ધ્વંસાત્મક કાર્ય કરવા માટે એકપણ કામ કરનારાને જવા દેવો ન જોઇએ. આપણામાં બીજાનો મત સહન ન કરવાનો ભાવ પ્રબળ થતો જાય છે. એ હિંસાનુંજ બીજું સ્વરૂપ છે. આ પરથીજ સાબીત થાય છે કે ધ્વં-

સા.મક ચળવળમાં હવે વધુ વખત વીતાડવો એ નકામો છે. ચાલુ રાજસત્તાને મદદ કરનારાઓથી આપણે છુટા પડયા છીએ, તેઓ આપણાથી ડરે છે. તેઓને ખાત્રી થઇ ગઈ છે કે આપણે ચાલુ રાજ્ય કરતાં પણ વધુ જુલમી રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરીએ છીએ-આ વિશ્વાસ તેઓનાં હૃદયમાંથી ભુસાઈ જાય, તેવાં પગલાં આપણે ભરવાં જોઇએ. જો તેઓને આપણા પક્ષમાં આણતાં આપણે આપણા કાર્યક્રમમાં ફેરફાર કરવો પડે તો તે ફેરફાર પણ કરવો જોઇએ. આપણા વડે કોઇ પણ અંગ્રેજને જરાપણ નુકસાન ન થાય એ વાત આપણે ખાસ લક્ષમાં રાખવી જોઇએ, ભયંકર શત્રુ પાસે પણ વિનયી થવું અને તેના સંબધમાં સારી ઇચ્છાઓનું પોષણ કરવું અર્થાત સંપૂર્ણ રીતે અહિંસા પાળવાનો મંત્ર કબુલ કરવાનું તત્ત્વ આપે તથા મેં જે રીતે અનુભવ્યું છે, તે રીતે જો બીજા બધાએ અનુભવ્યું હોત તો મારે આ બાબતમાં આટલું લખવું પડયુ ન હોત. જો હિંદવાસીઓ આપણાં ગઠન કાર્યમાં-રચનાત્મક કાર્યમાં સંપૂર્ણ સહાય કરે તો ઉપલો આવશ્યક સિદ્ધાંત પણ એની મેળે ફેલાઇ જશે.

મારો કારવાસ ભવિષ્યમાં અનેક દિન સુધી સારાં ફળો આપશે એવા વિશ્વાસ બદલ હું આપને ધન્યવાદ આપું છું. હું વિનયપૂર્વક જાહેર કરૂં છું કે મારા મનમાં કોઇના તરફ જરાપણ દ્વેષ નથી. મારા મિત્રોમાંના કોઈ કોઇ મારા જેવા અહિંસક નથી. તે માટેજ આપણે અતિ નિર્દોષ વ્યક્તિનો કારાવાસ ચાહીએ છીએ. જો આપ મને તેવી વ્યક્તિ માનતા હો તો એ સ્પષ્ટ જાહેર થશે કે મારા જેવા બીજા કોઇને માટે હવે જેલજાત્રા કરવી જરૂરની રહી નથી.

આપણે ચાલુ શાસનપદ્ધતિને ડગમગાવવા ઈચ્છીએ છીએ પરંતુ તે ભય વડે નહિ પણ નિર્દોષપણાથી ઉત્પન્ન થએલી અગમ્ય શક્તિના બળવડે મારૂં માનવું છે કે કારાગૃહમાં નાંખવાની માગણી કરી એ પણ ભય બતાવવાની યુક્તિ છે. માટે સૌથી નિર્દોષ વ્યક્તિનો કારાવાસ જ્યાંસુધી પૂર્ણ ન થાય ત્યાંસુધી બીજી કોઇ વ્યક્તિને કારાવાસ કરવાની જરૂર નથી.

હું બધાને ઇરાદાપૂર્વક જેલમાં જવાની મના કરૂં છું, એ પરથી કોઇએ એમ માની લેવાનું નથી કે હું જરૂર પડયે કેદખાનું વેઠવાની મના કરૂં છું અથવા મને સજા થવાની હોવાથી હું ડરી ગયો છું. જો સરકાર દેશના બધા અહિંસાત્મક અસહકારીને કેદ કરે તો હું બહુ આનંદ પામું. કેવળ હુ એટલુંજ માગું છુ. કે એવો બનાવ કાયદાનો સવિનય અનાદાર કરવાથી ન થાય. હું આશા રાખું છું કે દેશના લોકો જેઓ જેલમાં ગયા છે તેઓને માટે દુ:ખી ન થાય અને તેના છુટકારા માટે ઉતાવળા ન થાય. જો તેઓ તેઓને કરવામાં આવેલી સજા પૂરી રીતે ભોગવશે તો તેથી તેઓનો ઉપકાર થશે, દેશને પણ ફાયદો થશે. સ્વરાજની પાર્લમેન્ટજ ફક્ત તેઓને નક્કી કરેલી મુદ્દત પહેલાં છોડાવવાને શકિતમાન છે. મને ખાત્રી છે કે– "બધા ખાદી વાપરે એટલે સ્વરાજ મળી ચૂકયું."

આ પત્રમાં હું અસ્પૃશ્યતા સંબંધમાં કશું લખતો નથી. મને ખાત્રી છે કે એક દિવસ દરેક સદ્દગુણી હિંદુના હૃદયમાંથી અસ્પૃશ્યતાનો મેલ નીકળી જશે. હિંદુ–મુસલમાનની એકતાની પેઠે અસ્પૃશ્યતાનો વિનાશ પણ જરૂરનો છે.

આપની પાસે મેં જે કાર્યપદ્ધ... ...હેર કરી છે, તે મારા મત

મુજબ સર્વોત્કૃષ્ટ છે, તે કાર્યપદ્ધતિ જેમ બને તેમ જલદી અમલમાં આણવી જોઇએ. ઇશ્વર આપને સુખી રાખો અને દેશને દોરવાનું આપને યોગ્ય જ્ઞાન આપો.

## હકીમ અજમલખાનનો જવાબ—

હકીમ અજમલખાને મહાત્માજીના પત્રના જવાબમાં જે લખ્યું હતું તેનો સાર નીચે મુજબ છે.

"પ્રિય મહાત્માજી"

આપે સાબરમતી જેલમાંથી જે પત્ર લખ્યો છે, તે મને મલ્યો. એ પત્રમાં આપે મને જે માન આપ્યું છે, તે ખાતર હું આપનો આભાર માનું છું. જો કે હું એવાં માનને લાયક છું કે નહિ તે જુદી વાત છે.

ભાઇ શંકરલાલ જેલમાં આપની સાથે છે એ સાંભળી મને બહુ આનંદ થયો છે. તે આપને બહુ ચાહે છે એ હું જાણું છું. તેમનામાં કેટલાક એવા ગુણો છે કે જે ગુણોવડે તેઓ આપને પ્રિય થઇ પડયા છે. મને ખાત્રી છે કે જેલમાં તેમની સહાયતાથી આપને આનંદ થશે.

આપના કારાવાસથી હિંદવાસીઓ આપના પ્રત્યેના ઉંડા વિશ્વાસને શ્રદ્ધાને લીધે પહેલા કરતાં વધુ ઉત્સાહથી કામ કરવા લાગ્યા છે, એવું જ્યારે મને જણાશે ત્યારેજ હું આપના કારાવાસથી આનંદ પામી શકીશ. આપની ધરપકડથી દેશવાસીઓ સંપૂર્ણ અહિંસક રહી શક્યા છે, એથી મને બહુ સંતોષ થયો છે. દેશમાં અહિંસાત્મક

અસહકારે કેટલું કામ કર્યું છે, એ તેની સાબીતિ છે. એ નક્કી છે કે વાયુ વગર જેમ જીવન ધારણ કરવું એ અશક્ય છે, તેમ આપણે માટે અહિંસા વિના આ ચળવળ ચલાવવી એ અશક્ય છે. હું આપની એ વાત કબુલું છું કે હિંદુ-મુસલમાનનાં ઐક્યવિના આપણે સફળતાપૂર્વક કામ કરી શકવાના નથી.

આ એકતાને કેવળ કાર્યસાધવાના ઉપાય તરીકે લેખવાથી ચાલે તેમ નથી. મને જણાય છે કે હિંદુ અને મુસલમાન એ બે જાતિઓ ધીમે ધીમે એકબીજા તરફ આકર્ષાતી જાય છે, જોકે ધાર્મિક ભાવને લીધે હજુ તેઓનાં હૃદયમાંથી સંપૂર્ણ મેલ ગયો નથી. તોપણ મને લાગે છે કે હવે એ બંને જાતિઓ એકત્ર થવાના લાભો સમજી છે, અને તેથી તેઓ ધીરે ધીરે એકતા તરફ અગ્રેસર થતી જાય છે. હું આ એકતાને સૌ કરતાં શ્રેષ્ટ માનું છું. મને તો એમજ જણાય છે કે જો આપણે બધું કાર્ય તજી કેવળ આ એકતા કરવા તરફજ બધું લક્ષ આપીએ તો પણ આપણી બધી માગણી પૂરી થતાં વાર ન લાગે.

અહીં સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠે છે કે હિંદુ-મુસલમાનનું કાયમી ઐક્ય કરવાનો સૌથી સુંદર રસ્તો કયો છે. મારા ધારવા મુજબ એનો એકજ રસ્તો છે. તે એજ કે આપણાં હૃદય વિશુદ્ધ કપટ વિનાનાં હોવાં જોઇએ. જ્યાં સુધી દરેક વ્યક્તિ પોતપોતાનાં હૃદયમાંથી સ્વાર્થીપણાંનો મેલ ન ધોઇ નાંખે,, ત્યાંસુધી એકતા થઇ શકે તેમ નથી. હું જાણું છું કે ચાલુ શાસનપદ્ધતિએ આપણા વચ્ચે જે ભેદ ભાવની સૃષ્ટિ કરી છે, તે દૂર કરવાનું કામ એકાદ બે દિવસનું નથી. માટે થોડા દિવસોમાં હિંદુ-મુસલમાનની એકતા થવાનો સંભવ નથી તોપણ એ પણ ખરૂં છે કે છેલ્લા થોડા માસ દરમિઆન આપણે બહુ

વર્ષોનુ માય કર્યુ છે અને સશયવાદીઓ જે કાર્યને અસભવિત માનતા હતા, તેનેજ આપણે મભવિત કરી દીધુ છે

ખિલાફત ।। પ્રશ્નને હુ સામયિક બાગત માનું છુ એ પ્રશ્ને ભૂતકાળમા જુદા જુદા સ્વરૂપે પોતાનુ સ્વરૂપ પ્રગટ કર્યુ હતું ભવિષ્યમા કદાચ હજુ જુદા જુદા રૂપે દેખાવ દેશે કેવળ ખુદાજ જાણે છે કે એ પ્રશ્નનો કાયમનો નિકાલ ક્યારે થશે

અહિંસાની બાબતમાં આપણા પ્રયત્નો કેટલા સફળ થયા છે તે તો ઘટનાપરપરાથી સાબીત થશે આ બાબતમા આપણને કેટલી સફળતા મળી છે તે સરહદપરના પ્રાતની પરિસ્થિતીપરથી સમજાય છે બધા જાણે છે કે એ પ્રદેશમા અહિંસા ફેલાવવી એ મુશ્કેલીનુ કાર્ય છે છતા આપણને જણાય છે કે એ સ્થાનના રહેવાશીઓ પણ અહિંસાનુ બખ્તર સજી શત્રુઓના બળવાન હલ્લા સામે ખડા રહ્યા છે આ પરથી જણાય છે કે અહિંસાની નીતિ ધીમે ધીમે આખા દેશપર ફેલાતી જાય છે.

સંયુક્ત પ્રાતમા આ નીતિના સબધમાં કોઈ કોઇ શકા લાવે છે પરતુ મને ખાત્રી છે કે એ પ્રાતમા અસહકારી કાર્યવાહકોનો તોટો હોવાથી મહાસભાનો આદેશ તે પ્રાતની પ્રજામા પૂરેપૂરો ફેલાયો નથી અને આશા છે કે સયુક્ત પ્રાત પણ આ નીતિના સબધમાં જરૂર બીજા પ્રાતોની સમાન થઇ પડશે

જો કે ખાસ કારણોને લીધે એકાદ બે સ્થળે તોફાનો થયાં છે, પણ તેથી નિરાશ થવાની જરૂર નથી આવી રીતે એકાદ બે બનાવો થી બીવાનુ કઇ કારણુ નથી કારણુ કે ૩૩ કરોડ માણુસોમાં આપણે મુઠીભર કાર્યવાહકોદ્વારા કામ ચલાવીએ છીએ, અને તે પણ ૧૮ માસ થયા તેથી એવા બનાવો બને તો તેમાં કઈ નવાઇ નથી,

ચોપણ એવા બનાવો ન બને એ માટે આપણે ખાસ પ્રયત્નો કરવા જોઇએ. વાસ્તવિક રીતે એકતા ને અહિંસા એ આપણી સફળતાનો મુખ્ય ઇલાજ છે.

આપણો ઉદ્દેશ પાર પાડવા માટે ખાદી વાપરવી એ અવશ્યનું કાર્ય છે. ખાદી આપણી એકતા જાળવશે અને સ્વરાજ તરફ આપણે કેટલા આગળ વધ્યા છીએ તે સમજાવશે મને એમ લાગતું નથી કે ખાદીના પ્રચાર માટે પરદેશી કાપડપર પિકેટીંગ કરવાની જરૂર છે.

દેસવાશીઓ પિકેટીંગ કરી થોડા સમયમાં કાર્યસિદ્ધિ કરવા ઇચ્છે છે પરંતુ આપે ખરું કહ્યું છે કે લોકોનાં મન સ્વદેશમાં ઉત્પન્ન થતી ચીજો તરફ આકર્ષવાં એજ સ્વદેશી પ્રચારનો ખરો ઇલાજ છે. મને લાગે છે કે કોંગ્રેસ કમિટિઓએ આ બાબતપર પુરતું લક્ષ આપ્યું નથી. તે માટેજ તેઓએ પિકેટીંગ કરી કાર્યસિદ્ધિ કરવાનું શરૂ કર્યું છે. હવે મને આશા છે કે જુદી જુદી કોંગ્રેસ કમિટિઓ પિકેટીંગ તરફ લક્ષ ન આપતાં શુદ્ધ ખાદીના પ્રચાર તરફ વધુ ધ્યાન આપશે. લોકોને ખાદી વાપરવાનું સમજાવવું એજ સ્વદેશી પ્રચારનું મુખ્ય સાધન માનવામાં આવશે.

આપે આપના પત્રમાં અસ્પૃસ્યતાનાં નિવારણ માટે જણાવ્યું છે. ઉપલક નજરે જોતાં એ સાંપ્રદાયિક પ્રશ્ન જણાય છે પરંતુ વાસ્તવિક રીતે એ એક રાષ્ટ્રીય પ્રશ્ન છે. કારણ કે વ્યક્તિની ઉન્નતિ સિવાય રાષ્ટ્રની ઉન્નતિ થઇ શકે નહિ. જેઓ સ્વદેશને ચાહે છે. તેઓએ સ્વદેશની ઉન્નતિ કરનારા બધા પ્રશ્નોપર સમાન ધ્યાન આપવું જોઇએ. માટે અસ્પૃસ્યતાનો પ્રશ્ન હિંદુ-મુસલમાનનો સહીઆરો પ્રશ્ન બન્યો છે. એજ રીતે જો મુસલમાનો કેળવણીમાં પછાત હોય તો હિંદુઓએ પણ તેમને કેળવણી આપવાના પ્રયત્નો કરવા જોઇએ.

આપરથી મને આશા છે કે હિંદના દરેક હિંદુમુસલમાન અસ્પૃશ્યતા દૂર કરવાની ચેષ્ટા કરશે.

આપ જે રચનાત્મક કાર્ય વિષે જણાવો છો, તે બારડોલી અને દિલ્હીના ઠરાવથી દેશવાસીઓને જણાવવામાં આવેલું છે. રચનાત્મક કાર્યની સફળતા માટે જે આબોહવાની જરૂર છે, તે આબોહવા કાયદાનો સવિનય અનાદર કરવાથી ઉત્પન્ન થાય તેમ નથી. તે માટે એકાદ મધ્યસ્થ પંચની જરૂર છે. મને આશા છે કે કોંગ્રેસની કાર્યવાહક સમિતિ આ બાબતપર ખાસ લક્ષ્ય આપ્યાબાદ કર્ત્તવ્ય નક્કી કરશે.

આપણે હવે રચનાત્મક કાર્ય શરૂ કર્યું હોવાથી કોંગ્રેસની ઓફિસને તે મુજબ ગોઠવવાની જરૂર છે. કામની સગવડ ખાતર આપણે કોંગ્રેસ ઓફિસના કેટલા જુદા જુદા વિભાગો પાડી નાંખવાની જરૂર છે. એ દરેક વિભાગ કાર્યવાહક સમિતિના એકેક સભાસદની જવાબદારી નીચે કાર્ય કરે એવી ગોઠવણ કરવી જોઇએ. છેવટે આપની વિનંતિ સ્વીકારી હું કબુલ કરૂં છું કે જો કે મારી તંદુરસ્તી સારી રહેતી નથી છતાં દેશબંધુ દાસ છુટા થાય ત્યાંસુધી હું મારૂં કર્ત્તવ્ય શક્તિ મુજબ બજાવવાનો પ્રયત્ન કરીશ. આપે અને દેશવાસીઓએ સત્ય અને ન્યાયને માટે જે મહાવ્રત લીધું છે, તે વ્રત-બાર પાડવા જેટલી શકિત પ્રભુ આપણને બક્ષો.

આપનો ખરો મિત્ર,

મહમ્મદ અજમલખાન.



વાજિદ

# અલીખાનપત્ની.



ખિલાફત અને પંજાબમાંના જલિયાંવાલા બાગમાં જે હત્યાકાંડ મચી રહ્યો હતો તેનાં નિવારણ ખાતર મહાત્મા ગાંધીજીએ જાહેર કર્યું કે જ્યાં સુધી સરકાર ખિલાફતના પ્રશ્નનો સંતોષકારક નીવેડો ન લાવે, પંજાબના હત્યાકાંડમાં અપરાધીઓને યોગ્ય સજા ન કરે ત્યાં સુધી કોઇ પણ ભારતવાસીએ સરકારને મદદ કરવી જોઇએ નહિ. મહાત્મા ગાંધીજીનો આ પોકાર દેશમાં એક ખુણેથી બીજા ખુણા સુધી ગાજી રહ્યો. જેઓ સરકારની દયા પર જીવવા માગતા હતા, જેઓ ખિતાબ મેળવવા તલસતા હતા, જેઓ નવા સુધારાનાં વિષમય ફળો ચાખવા તલપાપડ થઇ રહ્યા હતા, તેઓએ મહાત્માજીનાં આ વચનોને બળવા ઉત્તેજન રૂપ ગણ્યાં. અને જે લોકો ઠગભગતની પેઠે દેશસેવાનાં ગોટેથી ભાષણો કર્યા કરતા હતા, તેઓ આ ગર્જના સાંભળી ઘરમાં છુપાઈ રહ્યા, પરંતુ જેઓ ખરા ઉપાસક હતા, જેઓ દેશમાતાને જીગરથી ચાહતા હતા, તેઓ મહાત્માજીને વીંટળાઇ વળ્યા. દિલ્હીના વૃદ્ધ હકીમજીએ આવી મહાત્માજીનો જમણો હાથ પકડી કહ્યું, આપ ખરૂં કહોછો, જ્યાં સુધી પંજાબની ખુનરેજી અને ખિલાફતનો નિવેડો નહિ થાય, ત્યાં સુધી અમે સરકારને મદદ નહિ કરીએ. મૌલાના મહમ્મદઅલી અને શૌકતઅલી હંમેશને માટે મોજ શોખ છોડી વીરની માફક ખિલાફત માટે મહાત્માજીને આવી મળ્યા. પંજા-

બમાં પંજાબ કેસરી લાલા લજપતરાય, સયુક્ત પ્રાંતમાં પંડિત મોતીલાલ, બિહારમાં મૌલવી મજરૂલહક, બંગાળામાં મૌલાના અબુલ કલામ આઝાદ વગેરે મહાત્માજીના હુકમથી બધો મોજ શોખ છોડી માતૃદેવીના ખરા ભક્ત બન્યા. માસિક ૫૦ હજાર રૂ. કમાનાર દેશબંધુ દાસ પોતાની કમાણી પર લાત મારી દેશસેવા કરવા નીકળી પડયા. સ્વાર્થત્યાગ કર્યા સિવાય કદી પણ દેશની સેવા થઇ નહિ, દેશસેવા કરવા માટે બધો વૈભવ તજી વૈરાગી બનવું જોઇએ. વળી ઉપરનો મત જાહેર કરનાર મહાત્મા ગાંધી પોતે ત્યાગી છે.તેમણે લાખો રૂપીઆ દેશની સેવા માટે આપી દીધા છે. તેઓ બીજાને જે બોધ આપે છે, તે મુજબ પોતે પણ વર્તે છે. તેથી હજારો માણસો તેમનો ઉપદેશ માની તેમના વાવટા નીચે આવી ખડા રહ્યા. હિંદુ-મુસલમાનની એકતા વિષે કોઇએ સ્વપ્ને પણ વિચાર કર્યો નહોતો, તે હિંદુ મુસલમાનો એકત્ર થઇ આ લડતમાં જોડાયા. કોંગ્રેસ અને મોસ્લેમ લીગ મહાત્માજીના પ્રયાસથી એકત્ર બની પ્રયત્ન કરવા લાગી. મહાત્માજીના અલૌકિક પ્રભાવથી બંગાળાના હિંદુમુસલમાનો પણ જાગૃત થયા. હંમેશાં સુખમય જીવન ગુજારનાર મૈમનસિંહના કરટીઆના સુપ્રસિદ્ધ જમીનદાર મૌલવી વાજિદ અલીખાન પન્ની સાહેબ મહાત્માજીનાં વચનો સાંભળી પોતાનો રાજવંશી પોશાક છોડી ફકીર થઇ બેઠા. બંગાળાના મુસલમાનો એ દશ્ય જોઇ ચમક્યા. મૌલવી વાજિદઅલી મુસલમાનોના મુખી હતા. તેઓ બંગાળાના સુલતાન સુલેમાન કરરાણીના વંશધર હોવાથી આખા બંગાળામાં પ્રસિદ્ધ હતા. માણસો તેને ચાંદમીયાંના નામથી ઓળખે છે. આવા પ્રસિદ્ધ પુરુષે મહાત્મા ગાંધીનાં વચનો સાંભળી બધો વૈભવ ત્યાગી અસલ દેશી અમ્બર કરી અસહકારની પતાકા નીચે સ્થાન લીધું. બંગાળાના

ઇતિહાસમાં આ એક અપૂર્વ બનાવ હતો.

ચાંદમીયાં તે કોણ ? એમના જેવા કુલીનવંશના માણસો બંગાળામાં થોડા જ છે. મૈમનસિંહના ચાંદમીયાં એટલા શબ્દોથી પૂર્વ બંગાળામાં તેમને ન ઓળખે તેવું કોઇ નથી નીચે પન્ની સાહેબના વંશનો ટુંકો ઇતિહાસ આપવામાં આવે છે.

પ્રથમ સુલેમાન કરરાણી, સુલેમાન કરરાણી ગૌડના સુલતાન હતા. ત્યાર બાદ ફવાજિદ ખાનપન્ની તે પણ ગૌડના સુલતાન હતા. ત્રીજા સૈયદ ખાનપન્ની, બાદશાહ અકબરે તેને સરકાર બાજુહા અને સરકાર ઘોડાઘાટ એ નામની બે જાગીરો આપી હતી. એમના પ્રયત્નથી મોગલ પઠાણ એકત્ર થયા હતા. પઠાણો સાથે લડાઇ પૂરી થયા બાદ તેમણે આટિઆ ગામમાં પોતાની ગાદી સ્થાપી, વાસ્તવિક રીતે સૈયદખાં આટીઆ પરગણાના સ્થાપક ગણાય તેઓએ ઘણા હિંદુ મુસલમાનોને જમીન દાનમાં આપી. તેથી ઘણા માણસો આટીઆ પરગણામાં આવી વસ્યા. તેણે બધી પ્રજાને જમીનનો ઉપભોગ કર વિના ખેડવા આપ્યો. આ કર વિનાની જમીન 'સરકમી' કહેવાતી. અત્યારે પણ આટીઆ પરગણાના રહેવાસીઓ સૈયદખાને આપેલી સરકમી જમીન ભોગવે છે.

પાંચમા ફતેહખાન પન્ની. ફતેહખાનના સંબંધમાં વધુ કંઇ જાણવામાં આવ્યું નથી.

છઠ્ઠા સલિમ ખાનપન્ની એ ચટ્ટગામના નાયબ સુબેદાર હતા. સાતમા મહીનખાન ચૌધુરી, એને બાદશાહ ઔરંગજેબે આટિઆ અને અલેફશાહી પરગણાનું ફરમાન આપ્યું. એમણે મહેશનગર વસાવ્યું, અને ત્યાં પોતાનું મુખ્ય મથક રાખ્યું.

આઠમા સુનાયન ખાન ચૌધુરી, એમના સબંધમા કઇ જણાયું નથી. નવમાં દિવાન ખુદા નવાજ ખાન ચૌધારી. એ બહુ પ્રખ્યાન હતા ગોડાઇની લડાઇ સબબ મુર્શિદકુલીખાને તેની જમીનદારી ખુચવી લીધી અને નાટોરનાં રાણી ભવાનીને આપી. પણ થોડ રોજ પછી ખુદા નવાજખાન પોતાની મિલ્કત પાછી લઇ શકયા હતા દશમા દિવાન અલેફ્ખાન ચૌધુરીના સંબધમાં ઝાઝું જણાયું નથી. અગીઆરમા દિવાન ફૈજઅલીખાન એને બારમા દિવાન સાદત અલીખાન, આ સાદત અલીખાન ગોડાઇ છોડી કહટિયામાં આવી વસ્યા તેરમા હાફિજ મહમ્મદઅલીખાન પન્ની, એમના સબંધમાં કઇ જાણવામાં આવ્યુ નથી. ચૌદમા મૌલવી વાજિદઅલી ખાન પન્ની, આપણા આ પન્ની સાહેબ જ અત્યારે આ વંશના મુરબ્બી છે. એની ઓળખાણ આપવી એજ આ જીવનચરિત્રનો મુખ્ય ઉદ્દેશ છે. પન્ની સાહેબનું વિશેષત્વ એ છે કે તેઓ હંમેશાં હિંદુમુસલમાનને સરખી નજરે જુએ છે. મૈમનસિંહ જિલ્લાનાં આટિયા પરગણામાં તેમની વિશાળ જમીનદારી આવેલી છે. એ જમીનદારીની વાર્ષિક આવક લગભગ ૪ લાખ રૂપીઆ છે. અત્યારે પણ ઘણાં બ્રાહ્મણો પોતાની દાનમાં મળેલી જમીન ભોગવે છે.

પન્ની સાહેબે બ્રાહ્મણને મળેલી દાનની જમીન પર કદી હાથ નાખ્યો નથી. કેટલાક વર્ષ પહેલાં મૈમનસિંહ જિલ્લામાં જમીનની માપણીનું કાર્ય ચાલતું હતું, ત્યારે પન્ની સાહેબે હુકમ કર્યો હતો કે કોઇ પણ જાતનો દસ્તાવેજ હોય તો પણ બ્રાહ્મણની જમીન પર હાથ નાખવો નહિ

અંગ્રેજીમાં એક કહેવત છે કે Child is the father of

man એ કહેવતનો ભાવાર્થ એ છે કે માણસ ભવિષ્યમાં કેવો થવાનો છે, તે તેનાં બાલપણમાંથીજ જણાઇ આવે છે. પન્ની સાહેબ પણ ભવિષ્યમાં એક દેશનાયક થવાના છે, તે વાત બાળપણમાંથીજ જણાઇ આવતી હતી. બહુ નાની વયમાં તેઓ રમત છોડી એકચિત્તે કુરાન ભણતા તથા નમાજ પઢતા. પન્ની સાહેબ ફક્ત એક આદર્શ જમીનદાર-છે, એટલું જ નહિ, પણ તેઓ વિદ્વાન પણ છે. ઇસ્લામ શરિયત સંબંધી તેમનું જ્ઞાન બહુ ઉંડું છે, એટલું જ નહિ પણ સંસ્કૃત શાસ્ત્રોનું પણ તેમનું જ્ઞાન સારૂં છે. ઘણાખરા પ્રસિદ્ધ પંડિતો કરતાં તેઓ વેદાન્ત ઉપનિષદ અને બીજાં હિંદુશાસ્ત્રો વધુ જાણે છે, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ થતી નથી. પોતે કેળવાએલા હોવાથી પન્ની સાહેબ કેળવણીનો ફેલાવો કરવા હંમેશાં આતુર રહે છે. તેઓને પંડિતો અને મૌલવીઓ સાથે શાસ્ત્રાલાપ કરતાં જેટલો આનંદ આવે છે, તેટલો આનંદ બીજાં કશાંથી નહિ આવતો હોય. તેઓને ઘેર હમેશાં વિદ્વાનોનું મંડળ ભરાતું. કલાકોના કલાકો સુધી શાસ્ત્રાલાપ ચાલતો, તેઓ એ બધું લક્ષપૂર્વક સાંભળતા. પન્ની સાહેબે કરટિયામાં એક અંગ્રેજી કોલેજ સ્થાપી છે. પરંતુ તેમને જણાયું કે વિશ્વવિદ્યાલય સાથે જોડાએલી આ કોલેજ બાળકોને વિલાસી બનાવી મુકે છે, ગુલામી શિખવે છે, પોતાનાં ધર્મ બંધનો ઢીલા કરી મુકે છે, કે તરત તેમણે આ કોલેજને વિશ્વવિદ્યાલયથી છૂટી પાડી રાષ્ટ્રીય બનાવી આ રાષ્ટ્રીય વિદ્યાલયનાં ઘણા વિદ્યાર્થીઓ ભણે છે, એક વિશાળ મકાનમાં કોલેજ બેસે છે. કોલેજને લગતી એક લાઇબ્રેરી પણ છે. અનેક હિંદુ વિદ્યાર્થીઓને પણ પન્ની સાહેબ તરફથી માસિક વૃત્તિ મળે છે. આ દેશમાં કેવળ અર્થ કરી વિદ્યાનું જ પ્રયોજન નથી, પણ વિદેશથી હુન્નર ઉદ્યોગની કેળવણી શીખી લેવી. આ

દેશમાં હુન્નર ઉદ્યોગ ખીલવવા જોઇએ, એવા આશયથી પન્ની સાહેબે સતીશચંદ્ર સેન નામના એક યુવકને જાપાન મોકલ્યો હતો.

મહાત્મા ગાંધીના અસહકારે બંગાળા દૂર આવેલાં મમનસિંહમાં પણ પ્રવેશ કર્યો. એ મંત્ર પન્ની સાહેબનાં હૃદયને હચમચાવવા લાગ્યો. છેવટે આવડી મોટી જમીનદારીના અધિપતિ પન્ની સાહેબે પોતાનાં મૂલ્યવાન કપડાં તજી ફકીરી લીધી. બંગાળાની પ્રાંતિક કોંગ્રેસ કમિટિએ તેને સહકારી પ્રમુખ બનાવ્યા અને મૈમનસિંહની કોંગ્રેસ કમિટિએ તેને પોતાના પ્રમુખ બનાવ્યા. સરકારે જ્યારે કોંગ્રેસનાં સ્વયંસેવક દળને ગેરકાયદેસર ઠરાવ્યું, તેજ દિવસે પન્ની સાહેબ સૌ પહેલાં જિલ્લા કોંગ્રેસ કમિટિને પત્ર લખી સ્વયંસેવક દળમાં જોડાયા.

કરટિયાનાં વિદ્યાલયને રાષ્ટ્રીય બનાવવા પન્ની સાહેબે દેશબંધુ દાસને કરટિયા બોલાવ્યા. તે વખતે તેમણે તિલક સ્વરાજ ફંડમાં એક લાખ કરતાં વધુ રૂપીઆ ભર્યા. એ સિવાય કરટિયાનાં વિદ્યાલયનું મકાન, મકાનની પાસેની તળાવડી તથા આજુબાજુની જમીન મળી બે લાખ રૂપીઆની સંપત્તિ દેશનાં કાર્ય માટે દાનમાં આપી દીધી. આવી જાતના ત્યાગ વિના કંઈ દેશના નેતા થવાય. આવો ત્યાગ એજ અત્યારે દેશ માટે જરૂરનો છે, ત્યાગ એજ સ્વરાજનો મંત્ર છે. મહાત્મા ગાંધી પોતે ત્યાગને લીધે જ દેશના શિરોમણિ થઈ પડ્યા છે. અને ત્યાગ કર્યો છે માટે જ પન્ની સાહેબનો યશ પણ આખાં હિંદમાં ફેલાઈ ગયો છે.

પન્ની સાહેબ ધનવાન હોવાથી બીજા ધનવાનોની પેઠે શહેરમાં રહી વિલાસ સાગરમાં ડુબકી ખાઈ શકત, પરંતુ તેઓની અંખ

આગના બંગભૂમિનું ચિત્ર હમેશાં ખડું થઈ રહેતું હોવાથી તેઓ પોતાનું ગામ તજી શક્યા નહિ. પન્ની સાહેબ ગાંધીજીની લડતમાં જોડાયા બાદ કરટિયામાં રહેતા. તેઓ જ્યારે ધોળાં કપડાં પહેરી, માથે ગાંધી ટોપી પહેરી ભીખ માગવા નીકળતા, ત્યારે તેમનો દેખાવ મૂર્ત્તિમાન પવિત્રતા જેવા જણાતા. કેદ થયા પહેલાં એક દિવસ પન્ની સાહેબ સ્વદેશીનો પ્રચાર કરવા માટે બહાર ગયા હતા, તે વખતે કેટલાક પોલિસ અમલદારો તેની પાસેથી કંઇ જાણવા માટે બહાર આવી બેઠા હતા. પન્ની સાહેબના એક નોકરે તેમને રસ્તામાં જણાવ્યું કે બહાર પોલિસો આપને પકડવા આવ્યા છે. માટે આપ છૂપે રસ્તે થઇ ઘેર જાઓ, અને ઘરની જે કંઇ વ્યવસ્થા કરવી હોય તે કરીલો. પન્ની સાહેબે તે નોકરને કહ્યું. "તમે તો હંમેશાં લૂટ કરીને જ ખાઓ છો. તો પછી હું પકડાઉં તે પછી પણ ખાજો. પરંતુ મને તમારા જેવા ધારી મારાં પોતાનાં મકાનમાં છૂપે રસ્તે પેસવાનું શા માટે જણાવો છો ?" એમ કહી તેઓ જે મુખ્યદ્વાર પર પોલિસ બેઠી હતી ત્યાં આવી પહોંચ્યા પોલિસને જવાબ આપી ઘરમાં પેઠા. ત્યાર બાદ થોડાગેજ પછી મેમનસિંહના ડિસ્ટ્રીકટ મેજિસ્ટ્રેટે ચાંદમીયાંને પકડવા માટે વોરન્ટ કાઢ્યું. કરટિયાથી ટાંગાઇલ ૨–૫ માઇલ દૂર છે. કરટિયાથી ટાંગાઇલ ચાંદમીયાંને ચલાવી લઈ જવામાં આવ્યા. રસ્તા પર એટલાં તો માણસો એકત્ર થયાં હતાં કે આટલો રસ્તો કાપતાં ચાંદમિયાને ૪–૫ કલાક લાગ્યા. ટાંગાઇલમાં ચાંદમિયાંનો સત્કાર કરવા માટે ૪–૫ હજાર માણસો એકત્ર થયાં હતાં. ટાંગાઇલ જેવાં નાનાં કસ્બામાં આટલાં બધાં માણસો કદી એકત્ર થયાં નહોતાં. આલિકની ગિરફતારીથી પ્રજા બહુજ ઉશ્કેરાઇ ગઇ હતી. પરંતુ મહાત્મા ગાંધીના અહિંસાના સિદ્ધાંતે તેને મારફાડ કરતાં અટકાવી. ટાંગાઇલથી ચાંદ-

મિયાને મૈમનસિંહ લઈ જવાના હતા. જે દિવસે ચાંદમિયાંને મૈમનસિંહ લઇ જવાનું જાહેર થયું હતું. તે દિવસે મૈમનસિંહના સ્ટેશન પર દશથી પંદર હજાર માણસો એકત્ર થયાં હતાં, પરંતુ ગાડી સ્ટેશન પર આવતાં ચાંદમિયાં તો નજરે ન પડયા. પાછળથી જણાયું કે લોકો ઉશ્કેરાઇ ન જાય માટે તેમને શહેરથી થોડે દૂર ગાડી પરથી ઉતારી જેલમાં લઇ જવામાં આવ્યા છે.

કોરટમાં પન્ની સાહેબે પોતાનો બચાવ ન કર્યો. તેમને અઢાર માસની સજા થઇ. જેલમાં જતી વેળા તેમણે લોકોને ઉદ્દેશી કહ્યું કે "તમે બધા અહિંસાનું વ્રત પાળો, કોંગ્રેસનું કામ કરો. સ્વદેશીને આપણા ધર્મનું અંગ માનો રેંટીઆને કદી ભૂલતા નહિ".

પન્ની સાહેબના કેટલાક મિત્રો અને હિતેચ્છુઓએ તેમને એક મુચરકાનામાં પર સહી કરવાની વિનંતિ કરી પરંતુ તેમણે તેમ કરવાની સાફ ના પાડી, એટલું જ નહિ પણ એ વાત ફરી કહેવાની પણ મના કરી. મૈમનસિંહના અઘોરબંધુ ગુહ જેલમાં તેમને મળવા ગયા હતા. પન્ની સાહેબે તેમને કહ્યુ કે "અઘોર, તમારા પિતાએ મારી પાસે અનેક દસ્તાવેજોમાં સહી કરાવી છે, પરંતુ થોડા રોજ પહેલાં કાગળના એક સાદા ટુકડા પર મેં ખરા જીગરથી જે સહી કરી હતી, તે સહીએ આજે મને પરમેશ્વરની કૃપાથી આટલો બધો રસ્તો કપાવ્યો છે, હું અત્યારે જેટલું સુખ અનુભવું છું. તેટલું સુખ મેં કદી અનુભવ્યું નથી. આ જેલમાં પણ ખુદા મને આનંદમાં રાખે છે."

સ્વદેશીની ચળવળ વખતે પૂર્વ બંગાળાની મુસલમાન પ્રજા અને કેટલાક જમીનદાર મુસલમાનો એ ચળવળ વિરુદ્ધ હતા; પરંતુ ચાંદમિયાંએ તે વખતે હિંદુ મુસલમાનને મેળવવાના પ્રયત્નો કર્યા

હતા અને તેમના પ્રયત્નોથી જ ટાંગાઇલ પરગણામાં તે વખતે હિંદુ મુસલમાન વચ્ચે કશો અણબનાવ થયો નહોતો.

મૈમનસિંહ જિલ્લામાં ટાંગાઇલ પરગણુ કેળવણીની બાબતમા આગેવાન છે. આ વિષયમાં કરટિયાના જમીનદારોનો હિસ્સો કંઈ ઓછો નથી. તેઓએ જો ટાંગાઇલ પરગણામા ઠેક ઠેકાણે નિશાળો ન સ્થાપી હોત તો એ પરગણામાં આટલી બધી કેળવણી ફેલાત કે નહિ એ સંદેહની વાત છે. એ જમીનદારોએ આપેલી દાનમાં જમીન ન ભોગવતા હોય એવા હિંદુ–મુસલમાનની સંખ્યા ત્યાં બહુ જ ઓછી છે.

ટાંગાઇલ પરગણામાં રાજા નવાબ, રાયબહાદુર, ખાનબહાદુર, રાયસાહેબ ખાનસાહેબ વગેરેનો તોટો નથી, પરંતુ પન્ની સાહેબના વંશમાં કોઇએ ખિતાબ માટે પ્રયત્ન કર્યો નથી. જો તેવો પ્રયત્ન કરવામાં આવ્યો હોત તો જરૂર તેમાંના કોઇને નવાબ અથવા ખાન બહાદુરનો ખિતાબ મળતા બંગાળામાં જેમની વાર્ષિક પેદાશ એકહજાર પણ નહોય તેવા પણ રાયબહાદુરનો ખિતાબ ધરાવે છે. તો પછી વાર્ષિક ચાર લાખ રૂપીઆની આવકવાળાને ખિતાબ ન મળે એ આ યુગની એક નવાઇ છે.

આંદમિયાનાં પન્ની પણ તેમના જેવા જ સુશીલ છે. ગુણ અને રૂપમા રોશનારા ખાનમ રૂસ્ટમાનોમા આદર્શ સ્થાને છે. તેઓ પોતાને હાથે સૂતર કાંતે છે. તેઓ વિદ્વાન, કેળવાએલ અને સદ્‌ગુણી છે. તેમને બંગાળી, ફારસીને અંગ્રેજી ભાષાનુ જ્ઞાન છે તેઓ મોટા જમીનદારનાં પત્ની હતાં સાધારણ લોકોની સ્ત્રીઓ સાથે ખુબ્ના દીલથી હળે મળે છે. કોઈ પણ હિંદુ સ્ત્રી તેમની સાથે વાતચીત કરવા જાય, તો તેઓ મોટો કામ પડતાં મુકી તેમની સાથે વાત

વાપરતા, ફ્રાન્સના સુવાસિત અત્તર વિના જેને ઘડીભર પણ ચાનતુ નથી, તે વિનાસી ચાંદમિયા ફકીરની પેઠે ઘેર ઘેર ભીખ માગવા તૈયાર થયા ત્યારે તેમની સ્વદેશ પ્રીતિમા આપણે જરાપણ શક લાવી શકીએજ નહિ તેઓ જ્યારે ઝોળી લઇ પોતાની પ્રજાને ઘેર માગવા આવતા ત્યારે પ્રજા પોતાના માલીકને શુ આપવુ એ વિચારમા દિગ્મૂઢ બની જતી ! દેશભક્ત ચાંદમિયાને ખિનાફત માટે ઝોળી ફેરવવી એ અપમાનજનક ન લાગ્યુ. દેશને માટે તેઓ સર્વ પ્રકારની સેવા કરવા તત્પર બન્યા હતા તે એટલે સુધી કે તેઓ જેને ઘેર ભિક્ષા માગવા જતા, તે ઘરના મુખીને તેઓ પહેલી સલામ ભરતા, તેથી તેના ઘરના મુખીને પોતાના માલીકને સલામ કરવા જેટલો અવસર પણ મળતો નહિ

એવુ જાહેરમા આવ્યુ છે કે મૈમેનસિંહના મુખ્ય મુનસફ શ્રીયુત મધુસૂદન દાસ ને ચાંદમિયાપર કેસ ચલાવવાનુ સોપવામા આવ્યુ હતું પરતુ તેમણે તે ભાર માથે લેવાની ના પાડી તેથી એ સમયે ડેપ્યુટી મૅજીસ્ટ્રેટ મૌલવી અબ્દુલ ગફુર સાહેબ કે જેઓ ગજાપર મૈમેનસિંહ આવ્યા હતા તેમને આ કેસ ચલાવવાનુ સોપવામા આવ્યુ કોર્ટમા ચાંદમિયાએ કશો બચાવ કર્યો નહિ તેમને દોઢ વરસની સજા થઈ સજા થઇ તે દિવસે ચાંદમિયાના માનને ખાતર મૈમેનસિંહમા ઘેર ઘેર રોશની થઈ જે અપરાધ સબબ થોડા રોજ પહેલા શ્રીયુત મનમોહન નિયોગી વગેરે મૈમેનસિંહના અગ્રેવાનોને ત્રણ ત્રણ માસની સજા થઇ હતી, તેજ ગુના સબબ ચાંદમિયાને દોઢ વરસની સજા થઇ શ્રીયુત મધુસૂદન દાસને ત્યાગ ખમેડામા આવ્યા અને ડેપ્યુટી અબ્દુલ ગફુર ને ખાન બહાદુરનો ખિતાબથી નવાજવામા આવ્યા

ચીત કર છે તેમના અંતઃકરણમા કેવા દિવ્ય ભાવો સમાઇ રહ્યા છે તે વિષે મૈમેનસિંહના અનાથબંધુ ગુહને તેમણે જે પત્ર લખ્યો હતો, તે પરથી જણાય છે એ પત્ર નીચે પ્રમાણે છે —

'આપનો તા ૨૨-૧૨-૨૧ નો પત્ર મળ્યો, વાચી બહુ આનંદ થયો સાહેબે દેશનાં કાર્ય માટે સ્વેચ્છાપૂર્વક જે વિપત્તિ વેઠી છે, તે ત્યાગનુ મહાન દૃષ્ટાંત છે આ દૃષ્ટાંતને અનુસરી દેશ જાગૃત થશે, અને આ સમય એવા જાગરણને યોગ્ય છે, એમ ધારી તેઓ બહુજ આનંદપૂર્વક કારાવાસ ભોગવી રહ્યા છે તે માટે આપણે દુઃખી થવુ ઉચિત નથી ઉલટું તેમણે ધારેલાં માર્ગ પાર પાડવા માટે આપણે ભગવાનની પ્રાર્થના કરવી જોઇએ, અને તેઓ પોતાનું કાર્ય પાર પાડી સાજાતાજા ઘેર આવે એવુ ઇચ્છવુ જોઇએ

મહેશના સબંધમા વર્તમાનપત્રોમા વિગતવાર વર્ણન વાચ્યુ છે અમને પણ દરરોજ તેમના સમાચાર મળે છે અમે કુશળ છીએ આપની કુશળતા ઇચ્છુ છુ રોજ

બેગમ ખાનુમ.

ચ તુ ચળવળમાં જોરના લોકો જોડાયા છે તેમા ચાંદમિયાં જેવા જમીનદારોની સખ્યા થોડીજ છે. અનેક વખીય ઓરિસ્ટરોએ પોતાની આવક છોડી છે, પ તુ ચાર લાખ રૂપીઆની આવકવાળુ ગાદ્ય છોડી સરકાર સામે ઝઝુમતા હોય એવા ચાંદમિયાં જ છે એમન સ્વાર્થત્યાગ સાથે આપણા ગુજરાતમાં રાયસાહેબોના તાજ હાર ગોપાળદાસનો મુકાબલો કરી શકાય શ્રીમ ન ગોપાળદાસે પણ પોતાની તાલુકદારી ને જ ત ભારી ગાંધીજીની સરદારી સ્વીકારી ગુજરાતનું નાક રાખ્યું છે ચાંદમિયાં દાદાની મોયત ક પીની જેમ

વાપરતા, ફ્રાન્સનાં સુવાસિત અત્તર વિના જેને ઘડીભર પણ ચાલતુ નથી, તે વિલાસી ચાંદમિયા ફકીરની પેઠે ઘેર ઘેર ભીખ માગવા તૈયાર થયા ત્યારે તેમની સ્વદેશ પ્રીતિમા આપણે જરાપણુ શક લાવી શકીએજ નહિ. તેઓ જ્યારે ઝોળી લઇ પોતાની પ્રજાને ઘેર માગવા આવતા ત્યારે પ્રજા પોતાના માલીકને શુ આપવુ એ વિચારમા દિગ્મૂઢ બની જતી ! દેશભક્ત ચાદમિયાને ખિલાફત માટે ઝોળી ફેરવવી એ અપમાનજનક ન લાગ્યુ. દેશને માટે તેઓ સર્વ પ્રકારની સેવા કરવા તત્પર બન્યા હતા. તે એટલે સુધી કે તેઓ જેને ઘેર ભિક્ષા માગવા જતા, તે ઘરના મુખીને તેઓ પહેલી સલામ ભરતા, તેથી પેલા ઘરના મુખીને પોતાના માલીકને સલામ કરવા જેટલો અવસર પણ મળતો નહિ.

એવું જાહેરમા આવ્યુ છે કે મૈમેનસિંહના મુખ્ય મુનસફ શ્રીયુત મધુસૂદન દાસ ને ચાંદમિયાપર કેસ ચલાવવાનુ સોપવામાં આવ્યું હતું. પરંતુ તેમણે તે ભાર માથે લેવાની ના પાડી તેથી એ સમયે ડેપ્યુટી મેજીસ્ટ્રેટ મૌલવી અબ્દુલ ગફુર સાહેબ કે જેઓ રજાપર મૈમેનસિંહ આવ્યા હતા. તેમને આ કેસ ચલાવવાનુ સોપવામા આવ્યુ. કોરટમાં ચાંદમિયાએ કશો બચાવ કર્યો નહિ. તેમને દોઢ વરસની સજા થઇ સજા થઇ તે દિવસે ચાંદમિયાના માનને ખાતર મૈમેનસિંહમા ઘેર ઘેર રોશની થઈ. જે અપરાધ સબબ થોડા રોજ પહેલાં શ્રીયુત મનમોહન નિયોગી વગેરે મૈમેનસિંહના આગેવાનોનોને ત્રણ ત્રણ માસની સજા થઇ હતી, તેજ ગુના સબબ ચાંદમિયાંને દોઢ વરસની સજા થઇ શ્રીયુત મધુસૂદન દાસને ત્યાથી ખસેડવામા આવ્યા અને ડેપ્યુટી અબ્દુલ ગફુર ને ખાન બહાદુરના ખિતાબથી નવાજવામા આવ્યા,

જેલમાં કોઇએ ચાંદમિયાંને દિલગીર થએલા જોયા નથી. તેઓ વિદ્વાન છે, તેથી સાથે હાસ્ય રસની વાતો કરવામાં બહુ હોંશિયાર છે. તેઓ જ્યારે વાર્તા કરવા બેસે છે, ત્યારે લોકો ભાન ભૂલી જાય છે. ઉંઘ આહાર તજી તેમની વાતો સાંભળવા બેસી જાય છે. તેમની વાતો સાંભળી જેલના બધા રાજનૈતિક કેદીઓ પોતપોતાનું દુઃખ ભૂલી જતા. એટલુંજ નહિ પણ મનમોહન નિયોગી જેવા માણસો પણ જેલમાં પત્ની માહેબની વાતો સાંભળી તન્મય બની જતા. ચાંદમિયાં જ્યારે વાર્તા માંડતા ત્યારે શ્રોતાઓ જેલને વિસરી જતા.

એકાએક ચાંદમિયાને મૈમેનસિંહની જેલમાંથી કલકત્તાની સેન્ટ્રલ જેલમાં લાવવામાં આવ્યા. તેમનો કેદીનો પહેરવેશ જોઈ લોકો ન ઉશ્કેરાય તે ખાતર તેમને મૈમેનસિંહ સ્ટેશનેથી રેલમાં ન ચઢાવતાં મૈમેનસિંહથી ચૌદ માઇલ દૂર મોટરમાં લઇ જઈ પછી રેલપર ચઢાવવામાં આવ્યા. તેઓ જેલ છોડી ગયા ત્યારે જેલના કેદીઓ બહુ દિલગીર થયા.



૬ ધર્મનો જય. જે ગ્રંથમાળાના પહેલાં વર્ષનાં વધારા તરીકે બહાર પડે છે, ગ્રાહક માટે પોણી કિંમતે આપવામાં આવશે. [ ગ્રંથમાળાનાં બધાં પુસ્તકોના સેટ ખરીદવા ઇચ્છનારને અમૂલ્ય લાભ–દરેક પુસ્તક છૂટક ખરીદવા ઇચ્છનાર પ્રથમથી નામ નોંધાવી પોતાની પસંદગીના પુસ્તક ખરીદવા ઇચ્છશે તો તેઓને છૂટક કિંમતમાંથી સેકડે ૬। સવા છ ટકા કમિશન કાપી વી. પી. થી પુસ્તક મોકલવામાં આવશે.

જો તેવાં ઓર્ડર રૂ. ૧૦) દસથી વધુનો હશે તો તેને સેકડે ૧૨ા સાડા બાર ટકા કમિશન આપવામાં આવશે.

લખો:— લાભશંકર જીવરાજ જોશી.
ખાડિયા, દેશાઇની પોળ,
ઘર નં. ૩૩૮૬—અમદાવાદ.

# સ્વ. ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળામાંથી મળતાં પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ. | કીંમત. |
|---|---|
| સિરાજદૌલા ... ... ... ... ... ... | ૨-૮-૦ |
| મુગ્ધેરી ભાગ ૧... ... ... ... ... ... | ૨-૦-૦ |
| કમ્બન્દરની કટાર ભાગ ૧... ... ... ... ... | ૨-૦-૦ |
| શયતાન સદન ... ... ... ... ... ... | ૨-૦-૦ |
| બાગે શયતાન ... ... ... ... ... ... | ૨-૮-૦ |
| સમાર સંગ્રામ ભા ૧-૨ ... ... ... ... | ૩-૦-૦ |

| | |
|---|---|
| સુરાદેવી ભા. ૨-૩ | ૪-૦-૦ |
| કલન્દરની કટાર ભા ૨-૩ | ૪-૧૨-૦ |
| ભવાનીનો ભોગ ભા. ૧-૨ | ૩-૮-૦ |
| સતમ શયતાન ભા. ૧ | ૧-૧૨-૦ |
| ,, ભા ૨ | ૧-૧૨-૦ |
| ,, ભા ૩ | ૧-૧૨-૦ |
| પરાક્રમની પતાકા | ૩-૦-૦ |
| કિશોરસિંહ ભા. ૧ | ૪-૮-૦ |
| ભેદી ખજાનો | ૨-૮-૦ |
| રાક્ષસોની રતિક્રીડા | ૨-૮-૦ |
| ગેબી ખૂન | ૨-૪-૦ |
| કિશોરસિંહ ભા ૩ | ૨-૧૨-૦ |
| રાજા દેવીદાસ | ૫-૦-૦ |
| ભેદી શાહજાદી ભા ૧-૨ | ૩-૧૨-૦ |
| અરબનો ઇતિહાસ ૨ જો | ૩-૮-૦ |
| તારાસુંદરી | ૫-૦-૦ |
| કરૂણાકુમારી | ૩-૮-૦ |
| અડગ ઉદાવગીર ભા ૧-૨ | ૪-૮-૦ |
| શોકબિન્દુ | ૨-૦-૦ |
| રજા રામકૃષ્ણ | ૩-૪-૦ |
| હજરત મહમદસાહેબ | ૧-૪-૦ |
| સતમ શયતાન ભા. ૪ | ૧-૧૨-૦ |
| કલન્દરની કટાર ભા. ૪ | ૨-૦-૦ |
| ગુરૂ ગોવિંદસિંહ | ૩-૦-૦ |

આ સિવાય બીજા દરેક જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.